# પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના

પૂ. ભાઈસાહેબ ( મારા પિતા સ્વ. રમણલાલ વ. દેસાઈ )નાં "સ્વદેશ", "લોકસત્તા", "સયાજી વિજય", "નાગરિક"નાં લખાણો તેમ જ વિવિધ પ્રસંગે અપાયેલાં વ્યાખ્યાનોનું ગ્રંથસ્થ કરતા ત્રણ "માનવ સૌરભ", "કલાભાવના", "ઊર્મિના દીવડા" નામના ત્રણ ગ્રંથો સંપાદિત થઈ પ્રકાશન પામ્યા છે. "શિક્ષણ અને સંસ્કાર" આ પ્રકારનો ચોથો સંગ્રહ છે.

"ગુલાબ અને કંટક" નામના પૂ. ભાઈસાહેબના પુસ્તકની પ્રસ્તાવનામાં એમણે લખ્યું છે કે "હિન્દના જીવને રાજકીય તેમ જ સામાજિક કાળાશ છેલ્લાં વર્ષોમાં એટલી બધી ભેગી કરી છે કે તે સ્વરાજ્ય આવ્યા છતાં ઘટવાને બદલે વધતી ચાલી છે. રાષ્ટ્રીય જાગૃતિ પ્રત્યે સમભાવ અને ગાંધીવાદ પ્રત્યે પૂર્ણ શ્રદ્ધા છતાં આંખ મીંચી ન શકાય એવા વાતાવરણનાં કેટલાંયે કાળા ટુકડા નિહાળતાં જે વિચારો સ્ફુર્યા એનો આ લેખમાળા સંગ્રહ છે."

"શિક્ષણ અને સંસ્કાર"માં પણ આ વિષયો અંગે એમને સ્ફુરેલા વિચારોનો સંગ્રહ છે.

શિક્ષણ અને સંસ્કાર ક્ષેત્રમાં આઝાદી પછી વિકસતી અને વધુ ઘેરી બનતી જતી વિકૃતિ તરફ, જૂજ પ્રયત્નો બાદ કરતાં, ઢાંકપિછોડો થાય છે. આ ઘટના તરફ પદ્ધતિસર અને સચ્ચાઈપૂર્વક ચર્ચા જરૂરી છે. આ લેખસંગ્રહમાં પૂ. ભાઈસાહેબનાં આ તરફના પ્રયાસોનું આલેખન થાય છે. એમની સરળ ઢબે જનતાને સમજાય એ રીતે આ ઘટનાઓને સ્પર્શી તેનાં ગંભીર પાસાંઓ છતા

કરવા એમાં પ્રયત્ન છે.

"ઊર્મિના દીવડા"ની આકાશવાણી ઉપરથી સમીક્ષા કરતા પ્રા. દીપક મહેતાએ મુ. ભાર્ગવસાહેબનાં બધાં જ લખાણો ગ્રંથસ્થ કરવાની મારી પદ્ધતિ અંગે મીઠી ટકોર કરી હતી. આ પ્રકારની સંપાદન પદ્ધતિ ગ્રંથમાં આવતાં લખાણોમાં ગુણવત્તાની દૃષ્ટિ ગુમાવી ગ્રંથનું સાહિત્યસર્જન તરીકે મૂલ્ય ઘટાડી દે છે એમ એમનું તેમ જ અન્ય સહાનુભાવોનું સૂચન છે. હું એ સર્વેનો આ સૂચન માટે આભારી છું.

"કલાભાવના", "ઊર્મિના દીવડા" અને અન્ય સ્થળે પ્રસ્તાવનામાં મારા આ પ્રકારનાં સંપાદન પાછળની દૃષ્ટિ સમજાવવાનો પ્રયત્ન કર્યો છે. સમાજજીવનને સમજવાનું મથન કરવા પ્રયત્ન કરનાર તરીકે મારું ચોક્કસ માનવું છે કે પ્રત્યેક સાહિત્યકારનું સમગ્ર સર્જન ગ્રંથસ્થ થઈ શકવાનું જોઈએ. ભલે જ ઉચ્ચ કક્ષાના સાહિત્યકારનું પણ બધું જ સર્જન કલાસર્જન તરીકે ઉચ્ચ કક્ષાનું ન હોય પરંતુ તે સમાજજીવનનાં વિવિધ પાસાંઓને ઓળખવા માટે, વિવિધ પ્રકારની સામગ્રી પૂરી પાડે છે. સાહિત્યકારો સંવેદનશીલ આલેખકો હોય છે. તેમણે કરેલી નોંધો, આપેલા અભિપ્રાયો તેમ જ પસંદ કરેલા લેખોમાં પાર્શ્વભૂમિ તરીકે રજૂ કરેલાં હકીકતો અને સૂચનો તે સમાજના યુગજીવન અને વાતાવરણને ઓળખવા માટે ઘણું જ મૂલ્યવાન સામગ્રી પૂરી પાડે છે. મુ. ભાર્ગવસાહેબના વિવિધ પ્રકારનાં લખાણો, નોંધો, વ્યાખ્યાનોમાં આ પ્રકારની મહત્ત્વની સામગ્રી સમાયેલ છે. મુ. ભાર્ગવસાહેબનાં લખાણો પ્રસિદ્ધ થશે તો ગુજરાતનાં સામાજિક અને સાંસ્કૃતિક ઇતિહાસ અંગે ઘણી વીગતો ઉપલબ્ધ રહેશે એમ મને લાગે છે. સાહિત્યકારના સંપાદિત થતાં બધાં જ લખાણોને માત્ર સ્વરૂપની ગુણવત્તાના માપદંડની જ કસોટીએ ચકાસવાની વિવેચનદૃષ્ટિ એકમાર્ગી છે એમ મને લાગે છે. સાહિત્યકાર, સર્જક, નિરૂપક અને જીવનનાં વિવિધ પ્રવાહોને ઓળખવાનો

યત્ન કરનાર નિદર્શક તરીકે જીવનનાં કેટલાં પાસાંઓ અને પ્રશ્નો જાણે અજાણે છતાં કરતો જાય છે અને સમાજજીવન અને સંસ્કાર અંગે કેટલી મહત્ત્વની અને રસપ્રદ સાધન સામગ્રી અર્પતો જાય છે એ દૃષ્ટિએ પણ તેનાં સર્જનોનું સરવૈયું થાય એ જરૂરી છે. સ્ટીફન ઝ્વાઇગની આત્મકથા "વર્લ્ડ ઑફ યસ્ટરડે" પ્રસિદ્ધ થાય, પરંતુ તે પુસ્તકની પ્રસ્તાવના અપ્રગટિત રહે તો સ્ટીફન ઝ્વાઇગ જેવા મહાન સર્જકનું તેને અંત સમયે સમસ્ત ભૂતકાળનાં જીવન અંગેનું તેનું માર્મિક કથન લુપ્ત થાય. નાનકડી નોંધો, હકીકતો, વર્ણનો, અગર કેટલાંક અછડતાં રેખાચિત્રો જીવનનાં ઘણાં પડલ છતાં કરે છે. મારા સંપાદન પાછળ આ દૃષ્ટિ કામ કરી રહી છે. આશા રાખું છું કે આ ગ્રંથ પણ ઉપયોગી થઈ પડશે.

પ્રકાશકો તરફથી એમ જાણવા મળે છે કે મુ. ભાઈસાહેબનાં લખાણો અંગે વાંચકોમાં ઓટને બદલે ભરતી જ આવી રહી છે. ચિ. ભગન અને ચિ. ધીરુભાઈ એમની આકર્ષક પ્રકાશન પદ્ધતિથી મુ. ભાઈસાહેબનાં જૂના અને નવા ગ્રંથો પ્રસિદ્ધ કરતા જાય છે. વાંચકો અને પ્રકાશકોનો આભાર માનું છું.

પ્રકાશનમાં અનિવાર્ય સંજોગોને લીધે મુદ્રણદોષ રહી જવા પામ્યા છે. હું માફી માગું છું.

અન્ય પુસ્તકોની માફક મુ. ભાઈસાહેબનો આ ગ્રંથ પણ લોકોમાં વંચાશે એવી આશા રાખું છું.

'જયકુટિર', કાર્ટર રોડ,
મુંબઈ-૬૬. તા ૧૦-૧૧-'૬૫

અક્ષયકુમાર રમણલાલ દેસાઈ

# અનુક્રમ

[૧]



[૨]

[૩]



[૪]



[૫]

# કેળવણીનો આદર્શ

કેળવણીના સંચાલકો આપણાં સમાજના મહાન સંચાલકો છે. કારણ તેમની દોરવણી વડે આખા ભારતનું ભાવિ ઘડાવાનું છે. કેળવણીકારોની સમક્ષ એક બાજુએ પશ્ચિમનો પ્રગતિશીલ ચમકાર છે. અને સ્વતંત્ર ભારત સ્વતંત્ર થયા છતાં એટલું તો સમજી શકશો છે કે પશ્ચિમ આપણાં કરતા અનેક બાબતોમાં ઘણું આગળ છે. પશ્ચિમની સાથે થવા માટે આપણે સારી દોટ મૂકવી પડશે. બીજી પાસ આપણી દોટ મૂકવાની શક્તિનો એક પ્રશ્ન ઊભો થાય છે. આપણી શક્તિ કેટલી? આપણું ગજુ કેટલું? આપણાં સાધન કેટલાં? એ સાધનો ઉપજાવતા પહેલા આપણાંથી દોટ મૂકી શકાય ખરી? પશ્ચિમનાં, સમૃદ્ધશાળી પશ્ચિમના બધાં જ સાધનો વાપર્યા વગર શું આપણાથી આગળ પગલા ન જ ભરાય? આપણી પાછળ પણ એક યશસ્વી ભૂતકાળ પડયો છે અને પ્રાચીન ભૂતકાળને બાજુએ મૂકીએ તો પણ છેલ્લા ત્રીસ-પાંત્રીસ વર્ષનો ભૂતકાળ પણ આપણને એક પ્રકારની હિંમત આપે છે કે આપણે આપણી પાસેનાં હલકાં હળવા સાધનો વડે પણ પશ્ચિમની બરોબરી કરવા સમર્થ થઈ શકીએ એમ છે. સૈન્ય વિના, શસ્ત્ર વિના, વિસ્તૃત કાપાકાપી વિના, ગુપ્ત ભૂગર્ભ વિપ્લવો વિના, હિંદવાસીઓએ ગાંધીજીની દોરવણી નીચે સ્વાતંત્ર્ય મેળવ્યું, સ્વરાજ્ય મેળવ્યું, અને આજ લગભગ દસકાથી એ સ્વાતંત્ર્ય ચાલી રહ્યું છે. એ ચમત્કાર આપણાં સાધનો વડે જ આગળ વધવાની આપણને હિંમત આવે છે. કેળવણીકારો, સમાજવિધાયકો અને નેતાઓ આ પરિસ્થિતિને લક્ષમા

રાખશે ખરા? ભારતે આગળ વધવા માટે ઈંગ્લંડ, અમેરિકા, જર્મન કે રશિયાનાં ઝભ્ભોકાં ધારણ કરવાં છે? કે આપણાં સામાન્ય, આપણે જ ઉપજાવેલાં ખાદી વસ્ત્રો ધારણ કરી આપણું નવવિધાન સર્જવું છે? કેળવણીના નિષ્ણાતો અમેરિકાથી બોલાવવા છે? કે આપણા ગોખલે, પરાંજપે, જોષી, દેવધર, ઠક્કરબાપા અને રવિશંકર મહારાજ જેવા વર્ગમાંથી આપણે શોધી કાઢવાના છે? અમેરિકન અને યુરોપિયન ડીગ્રીઓનાં હવાતિયાં મારતા આપણાં જ ખાદીધારી નેતાઓનાં બાળકોને હું જોઉં છું, અને પરદેશી ડીગ્રીઓને આર્થિક અગત્યના હું વિચાર કરું છું, ત્યારે ખેદસહ એક જ વાત યાદ આવે છે. હિંદુસ્તાનને સ્વાતંત્ર્ય અપાવનાર આપણો ભારત ભાગ્ય વિધાતા શરીરને પૂરું ઢાંકતો પણ ન હતો, દેહને કદી મિજબાનીઓ આપતો ન હતો, અને કોઈપણ પશ્ચિમ વિપ્લવકાર મેઝિનિ, ગેરિબાલ્ડી, જ્યોર્જ વોશિંગ્ટન, માર્ક્સ, કે લેનિનના શિક્ષણમાં રચ્યોપચ્યો રહ્યો ન હતો. પશ્ચિમમાં શિક્ષણને બળપૂર્વક ખંખેરી નાખી ભારતના સર્વસામાન્ય ખેડૂત, મજદૂર અને વણકરની કક્ષાએ તેણે પોતાના જીવનને ઉતારી દીધું હતું. એમ નીચે ઉતારીને એણે આખા હિંદને સ્વાતંત્ર્યના ધવલગિરિ ઉપર લાવીને મૂકી દીધો છે.

### શિક્ષણના ઉજ્જવળ નમૂના

જૂના નવા કોઈપણ શિક્ષણને હું વખોડી કાઢું છું એમ રખે કોઈ માને. સમૂળ શિક્ષણ ન હોય એના કરતાં ખામીભરેલું શિક્ષણ પણ વધારે સારું—જો કે ઘણીવાર ખામીભરેલું શિક્ષણ એવી સમસ્યાઓ ઉપજાવે છે કે જેને લઈને બિલકુલ શિક્ષણ ન મળ્યું હોય તો સારું એમ માનવાને વૃત્તિ થઈ જાય. જીવનમાં કેટલીકવાર ભણેલું ભુલાઈ જાય છે એ પણ ઇચ્છવા યોગ્ય હોય છે. હવે જ્યારે ભારત વિશે સ્વાતંત્ર્ય પ્રાપ્ત કર્યું છે, ત્યારે કેળવણીની પ્રથા ધરમૂળથી વિચારી લેવાય. અને નવું ચોકઠું એવા ઢબનું રચાય કે જેમાંથી ભારતનું કેળવાયેલું યૌવન ભારતને ઉપયોગી નીવડે

અને ભારતને પોતાની સુપાત્રતા વડે યશસ્વી બનાવે. અંગ્રેજી અમલનું કેળવણી ચોકઠું હજી પૂરું ખસ્યું નથી. સને ૧૯૪૭ ઑગસ્ટ સુધીની કેળવાયેલી પેઢીઓ એ અંગ્રેજી કેળવણીના ઉતાર છે. એના લાભ અને ગેરલાભ સ્પષ્ટ થઈ ચૂક્યા છે. આપણી પ્રાચીન કેળવણી લુપ્ત થવા છતાં છેક અજાણી તો રહી નથી જ. નાલંદા, તક્ષશિલા, વલભી, વગેરે પ્રાચીન વિદ્યાપીઠોના વિગતવાર અભ્યાસ આપણી પાસે તૈયાર છે. જર્મની, ઇંગ્લૅંડ અને અમેરિકા જેવા બહુ આગળ વધેલા રાષ્ટ્રો કેવી ઢબની કેળવણી પ્રજાને આપે છે એ હવે પ્રગટ થઈ ચૂક્યું છે. આપણાં દેશનાં સેંકડો સ્ત્રીપુરુષો સુધરેલા દેશોના શિક્ષણની છાપ લઈ અહીં આવ્યાં છે. નૂતન સમાજના અખતરા કરતાં રશિયા અને ચીન જેવા દેશોમાં ચાલતી શિક્ષણપદ્ધતિ પણ આપણી નજર બહાર રહી શકે એવી નથી. આ સઘળાનો વિચાર કરી પ્રાંતપ્રાંતની ભૌગોલિક અને સાંસ્કૃતિક વિશિષ્ટતાઓ સમજી કેળવણીનું ચોકઠું નવેસર રચવું બહુ મુશ્કેલ તો ન જ થઈ પડે. આપણે સ્વતંત્ર ભારતમાં અશિક્ષિતો રાખવા કે કેમ? એનો પહેલો નિર્ણય કરી લઈએ. કેળવણીમાં સહજ પણ રસ લેનાર ભારતવાસી આજ એમ તો નહિ જ ઇચ્છે કે ભારતમાં એકપણ પુરુષ કે સ્ત્રી ભણતર વગરનાં રહે! કેળવણીકાર તો એ કદી પણ ન ઇચ્છે. અને જેમના હાથમાં કેળવણીનું તંત્ર છે એ રાજસત્તા પણ એમ કહેવા તૈયાર ન થાય કે પ્રજાનો કોઈપણ ભાગ શિક્ષણ વગરનો રહી જાય. આટલી વાત સ્પષ્ટ હોય તો આગળની ભૂમિકા બહુ મુશ્કેલ થઈ પડવી ન જોઈએ. માત્ર એટલું જ કે આખા ભારતને ભણાવવાનો ખર્ચ ભારતની મધ્યસ્થ સરકાર કે પ્રાંતીય સરકાર ઉપાડી શકે એમ છે કે નહિ.

**શિક્ષણ અને ખર્ચ**

ખર્ચનો પ્રશ્ન આવે છે ત્યારે આખું કેળવણીતંત્ર અને આખું સત્તાતંત્ર હાથ ઊંચા કરી ઊભું રહે છે! બજેટ અંદાજ સરવૈયાં

ભલે ઘણીવાર ઉપયોગી થઈ પડતાં હોય. પરંતુ જો કામ માથેથી કાઢી નાખવું હોય તોપણ આ સર્વ અંકજાળનો ઠીક ઠીક ઉપયોગ પણ કરવામાં આવે છે. કર વધારો, ફી વધારો, અને કેળવણી લો: આવા પ્રકારનું સત્તાતંત્રમાં એક માનસ ઊભું થાય છે. કેળવણી ઓછે ખર્ચે પણ આપી શકાય છે. ઓછાં સાધનોથી પણ માણસ કેળવાય છે, અને આપણી સંસ્કૃતિમાં વિદ્યા કદી વેચાતી ન હતી એવી પણ એક ભૂમિકા હતી, એ આખી વાત વિસરાઈ જાય છે. શિક્ષણની ભૂમિકાઓમાં પણ આપણાં આર્થિક તોલમાપ ઘણાં વિચિત્ર બની જાય છે. પ્રાથમિક શિક્ષકનું પેટ પણ ભરાય નહિ. એટલો પગાર આપી આપણે આપણું પ્રાથમિક શિક્ષણ નભાવી લઈએ છીએ. જો કે અસરકારક ભાષણોમાં આપણે કહીએ છીએ ખરા કે બાળકેળવણી એ વધારેમાં વધારે મહત્ત્વનો પાયો છે, અને એના તરફ ખૂબ ખૂબ ધ્યાન અપાવું જોઈએ ! માધ્યમિક શાળાના શિક્ષકો અંગ્રેજી ભણેલા અને કાંઈક વધારે ચળવળ કરી શકે એવા હોવાથી એમને થોડીઘણી રાહત અપાય અને એકાદ દસકો તેઓ શાંત રહે એવી પરિસ્થિતિ ઊભી કરવામાં આવે છે. અને કોણ જાણે કેમ જે ઉચ્ચ શિક્ષણ ઓછામાં ઓછાં સ્ત્રીપુરુષો લઈ શકે છે, એ શિક્ષણની સંસ્થાઓને અને એ શિક્ષણ આપતા શિક્ષકોને માન, પાન અને પગાર ભરપેટે આપવામાં આવે છે. ઓછામાં ઓછા કામના કલાકો ભરી તેના પ્રમાણમાં વધારેમાં વધારે જો કોઈપણ વર્ગ રોજી મેળવતો હોય તો તે આપણી કૉલેજોમાં સારાં કપડાં પહેરી, અમનચેન કરતો પ્રોફેસરોનો વર્ગ છે. ભારતની આર્થિક સ્થિતિને જોઈ એવા પગારનો ક્રમ નક્કી કરવાની શું સત્તાતંત્રને જરૂર નથી લાગતી? અને સામાન્ય હિંદવાસીને નજર સામે રાખી આખું આર્થિક ચોકઠું રચવા સિવાય આપણે આપણી આર્થિક સમતુલા ગુમાવી બેસી ચારેપાસ અસંતોષ ફેલાવવાનો ગુન્હો ઉઘાડી આંખે શું નથી કરી રહ્યા !

## આર્થિક અસમાનતા કેળવણીમાં

પંડિત જવાહરલાલ નહેરુ વારંવાર કહી રહ્યા છે કે સર્વ ભારતવાસીઓએ બને એટલો વધારે શ્રમ કરવાનો છે. એ કથન બહુ જ સાચું છે. ભારતની સ્વાતંત્ર્યની બાલ્યાવસ્થામાં એ સત્યનો અમલ અતિશય જરૂરી છે, અને જ્યારે અન્ય દેશોની દોડ અણુ-શક્તિ સુધી પહોંચી ગઈ છે ત્યારે તો આપણો શ્રમ ઘણો વધારે હોવો જોઈએ, અને એ શ્રમની સામે માસિક કે વાર્ષિક આવકની ઢગલીઓ જરા પણ તોળાવી ન જોઈએ. આપણો દેશ હજુ સધ્ધર નથી. આપણે ઘણાં ગરીબ છીએ. આપણે સહુએ એક સાથે એક-સામટા ઊભા થવાનું છે અને આગળ વધવાનું છે. રાજાઓનાં રાજ્ય વિલીન થયાં અને સમાનતાનું એક પગથિયું આપણે ઉપર ચઢ્યા. જમીનદારી નાબુદ થઈ અને સમાનતાનું બીજું પગથિયું આપણને હાથ લાગ્યું એમ ઉત્સાહપૂર્વક આપણે માની લીધું. કેળવણીમાં ગરીબ–તવંગરના ભેદ નથી. પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ કેળવણીનાં દ્વાર ગરીબીને કારણે કોઈની સામે બંધ રહ્યાં નથી, અને પરદેશનું નિષ્ણાત શિક્ષણ માત્ર સાધન સંપન્ન કુટુંબનાં બાળકોને જ મળે છે એ આક્ષેપ દૂર થઈ ગયો છે. એવી કેળવણીમાં સમાનતાની ભૂમિકા આપણે ક્યારે લાવી શકીશું? એ સમાનતા લાવવાની જરૂર છે એમ શું કેળવણીકારોને નથી લાગતું? આર્થિક અસમાનતાને કારણે ભારતીય નાગરિકોના મોટા ભાગનાં બાળકો પ્રાથમિક, માધ્યમિક કે ઉચ્ચ કેળવણીથી વંચિત રહે એ નૂતન ભારતને શોભે તો નહિ જ ને? પંડિત જવાહરલાલ નહેરુ બૂમ પાડી ઊઠે છે કે ભારતીય બુદ્ધિ પરદેશમા વેચાય એવી ઘોતાળ બની રહી છે કે કેમ એની મને પાકી માહિતી નથી. છતાં મને એટલું તો વારંવાર લાગ્યા કરે છે કે ભારતીય બુદ્ધિ ભારતમાં જ એટલી બધી ન ચગે કે જે ભારતીય સામાન્યતાને ખભે બોજા રૂપ બની રહે!

સ્ત્રીકેળવણી – પ્રગતિ પાસું

કેળવણીનો પ્રશ્ન આવે છે ત્યારે આપણી વિચારધારામાં એક ફિલાયદો ચીલો પડે છે. દેશનું એ દુર્ભાગ્ય છે કે પુરુષો કરતાં સ્ત્રી વર્ગ શિક્ષણની બાબતમાં ઘણો પછાત છે. એટલું જ નહિ પરંતુ સ્ત્રીઓને કેળવણી આપવી કે કેમ એ સંબંધમાં આપણને હજુ શંકા રહે છે. એ સાચી વાત. પરંતુ આપણી સુધારક પ્રવૃત્તિએ એટલો વિજય જરૂર મેળવ્યો છે કે ખુલ્લી રીતે સ્ત્રી-શિક્ષણનો વિરોધ કરનાર આપણે ત્યાં ઘણાં ઘટી ગયાં છે.

['સરિતા'—બુધવાર, તા. ૨૮મી જુલાઈ ૧૯૫૪]

## આપણી કેળવણી

ગમતી અણગમતી – પણ કેળવણી મોટું બળ

સમાજના ચણતરનો પાયો કેળવણી છે એમ આપણે સુખેથી કહીએ છીએ. સમાજ ઘડાય છે, સમાજ આકાર લે છે, કેળવણીનાં અંકુરોમાંથી. પણ જ્યારે ' કેળવણી ' શબ્દ આપણે સાંભળીએ છીએ કે લખીએ છીએ ત્યારે તાત્કાલિક તો આપણે જાણે ભડકી ઊઠીએ છીએ કે : આ કેળવણી ? આજની કેળવણી ? એ તે શું સમાજ ઘડતી હતી ? પરંતુ એ પ્રમાણે ભડકવાની કાંઈ જરૂર નથી. કેળવણીના સૈદ્ધાંતિક વિવેચનને આપણે જરા બાજુ ઉપર રહેવા દઈએ. છતાં એ પણ આપણે સ્વીકારવું જ જોઈએ કે આ કે તે કે જે પ્રકારની કેળવણી અપાતી હોય તે જ સમાજની કાયાનું કલેવર ઘડે છે. પછી તે આદર્શ હો યા ન હો !

પુનરાવલોકન

એટલે હવે પ્રશ્ન એ ઊભો થાય છે કે આપણા અત્યારના સમાજને ઘડનાર, તેના પહેલ પાસા પાડનાર, કેળવણી કઈ કઈ દિશાએથી તેનો સ્પર્શ સાધી રહી છે ? એનો વિચાર કરતાં આપણને સહેજે સમજાય છે કે સમાજની પ્રત્યેક વ્યક્તિને સહુથી પહેલો સ્પર્શ તો થાય છે શાળા–મહાશાળા મારફત અપાતી કેળવણીનો જ. સરકાર સ્થાપિત કેળવણીખાતું આનું દોરીસંચાલન કરતું હોય છે એ પણ આપણે જાણીએ છીએ. અને જે રીતે એ દોરીનું સંચાલન સન ૧૯૪૭ સુધી થતું રહ્યું છે તેના પ્રત્યે હવે દોષ કે રોષ ઠાલવવો અનુચિત છે. ભારત ત્યારે પરાધીન હતું, પરતંત્ર

હતું, એના ઉપર શાસન ચલાવનાર વર્ગ પોતાને ઉપયોગમાં આવે, પોતાને જોઈએ તેવો સમાજ એ દેશમાંથી ઉપજાવી કાઢવા મથતો હતો. કેળવણીનું એનું લક્ષ્ય માત્ર એ જ હતું. છતાં એમાંથી તે કેક તેજસ્વી તારલાઓ હિંદના નામને અજવાળી ગયા છે! ૧૯૪૭ થી ભારત સ્વતંત્ર થયું. દેશના શાસનની લગામ દેશવાસીઓના હાથમાં સોંપાઈ, અને ત્યાર પછી તો સમાજના નવઘડતરની ચાવી આપણા જ દેશ બાંધવોના હાથમાં આવીને પડી છે! પણ એનો કેવો અને કેટલો ઉપયોગ થયો છે એ જ્યારે આપણે જરા ઝીણવટથી જોવા બેસીએ છીએ ત્યારે પ્રકાશ જરા દૂર દૂર નથી લાગતો? સાત વર્ષનો ગાળો અત્યારના શાસકોને કદાચ બહુ મોટો નહિ લાગતો હોય! તો તેની સાથે આપણને તકરાર નથી. પરંતુ જે રીતે એ પ્રશ્ન અત્યારે હલ થઈ રહ્યો છે તે રીતે હજી બીજા દસેક વર્ષ એ પાયા સામું નજર કરવાને પણ શાસકોને અવકાશ મળશે કે કેમ એવી શંકા ઉપસ્થિત થયા વગર રહેતી નથી.

**કેળવણી કોને માટે**

આમ જ્યારે સમાજના ચણતરના પાયા રૂપ કેળવણીની વાત હું કરી રહ્યો છું, ત્યારે મારી નજર આગળ મુંબઈ, કલકત્તા, દિલ્હી કે નાગપુર કે માયસોર કે વડોદરા જેવાં રમ્ય શહેરો ઊપરી આવેલાં હોતાં નથી. ત્યાં તો મોટી મોટી વિદ્યાપીઠો સ્થાય છે, મોટાં મોટાં મહાવિદ્યાલયો ઊભાં થયેલાં હોય છે. ત્યાંનો પંચરંગી સમાજ બહુ જ સુધરી ગયેલો જણાય છે! એટલે એ દૃશ્યને હું અત્યારે અડકવાયે માગતો નથી. પરંતુ મારી નજર આગળ જે રમી રહે છે તે તો માત્ર ૨૦૦, ૫૦૦, ૭૦૦ કે ૧૦૦૦ માણસોની વસ્તી ધરાવતાં નાનાં નાનાં ગામડાંઓ! હિંદુસ્તાન ગામડાંમાં વસે છે એમ ગાંધીજીએ જે કહ્યું હતું તે આજ પણ સાચું છે. સમાજ-રચનાના પાયા રૂપે કેળવણીએ ભજવવાનો ભાગ તો ખરેખર આવાં ગામડાંઓમાં જ રહેલો છે, અને ત્યાં તે કેટલી સીમા પર્યંત સ્પર્શી

જ ઓછો રહે એ સહુ સમજે એમ છે.

સોંઘામાં સોંઘી અને સહુને સ્પર્શે એવી કેળવણી

આપણે ધનવાનો, સત્તાવાનો, નેતાઓ અને આગેવાનોનાં છોકરા–છોકરીઓને ભણાવવાનાં નથી, પરંતુ ગાંધીજી પોતાને જે જાતના કહેવડાવતા હતા તે ખેડૂત, વણકર અને મજદૂર વર્ગનાં બાળક–બાળકીઓને કેળવણી આપવાની છે! આપણા દેશમાં નિષ્ણાતોનો કંઈ તોટો નથી. કેળવણીની પ્રાથમિક ભૂમિકા માટેના, કે માધ્યમિક કે ઉચ્ચ ભૂમિકા માટેના નિષ્ણાતો આપણે ત્યાં ઘણા છે. તેઓ એકસાથે બેસીને સ્વતંત્ર ભારતને માટે એકસરખી, સોંઘામાં સોંઘી, અને સહુને સ્પર્શે એવી કેળવણીની યોજના કેમ ન વિચારી શકે? કેમ ન ઘડી શકે? અને કેમ અમલમાં મૂકી ન શકે? લોકશાહીમાં લોકકલ્યાણની ભાવના પૂરતી ખીલવવાને માટે પ્રાથમિક, માધ્યમિક, ઉચ્ચ, વૈજ્ઞાનિક, કૃષિ અને કારીગરીની કેળવણીનું બીબું એવું ગોઠવાવું જોઈએ કે ઉચ્ચ કેળવણી માધ્યમિકને તુચ્છકારે નહિ, માધ્યમિક કેળવણી શિશુ કેળવણીને તુચ્છકારે નહિ; એક-બીજાના પૂરક રૂપે જ અસ્તિત્વમાં હોય; અને ત્રણે પ્રકારના શિક્ષણોના પુરસ્કારમાં એવો ભેદ ન હોવો જોઈએ કે જે પ્રોફેસરને તોછડો બનાવે, અને પ્રાથમિક શાળાના શિક્ષકને બિચારો બનાવે. આજે તો એમ થઈ રહ્યું છે એ નરી આંખે દેખાય છે.

## કેળવણી અને આપણી ગરીબી

### એક લાલ બત્તી

વડોદરાની મહારાજા યુનિવર્સિટીએ સરસ પ્રયોગશીલતા દાખવવા માંડી છે, અને તે શરૂઆતથી જ. એ પ્રયોગશીલતામાં શ્રીમંત મહારાજા સયાજીરાવે પ્રયોગશાલતાની દોરેલી લીટી ઠીક ઠીક લંબાતી જાય છે. સાથે સાથે એક ચેતવણીની પણ જરૂર દેખાય છે. સ્વરાજ્યમાં હજી પરદેશનો મોહ જરાય ઓછો થયો નથી, એટલું જ નહિ પરંતુ તે વધતો જાય છે એમ કહેવાને સાધન મળે એવી પરિસ્થિતિ આપણી ઉચ્ચ કેળવણીના પ્રણેતાઓ ઊભી કરી રહ્યા છે. એ પરદેશ પૂજન આપણા ગરીબ દેશને ઉચ્ચ કેળવણીમાં પણ માફક આવશે કે કેમ એ સહુએ વિચારવું રહ્યું. સોનાની લંકાનો વર્તમાન ખ્યાલ આપતા અમેરિકા [ U. S. A. ] ના આબેહૂબ યંત્રટુકડા, કૃષિટુકડા, વીજળીગૃહો, નહેરો, આપણા ગરીબ દેશમાં ઉતારવાની આપણી ધગશ ભલે સ્તુતિપાત્ર હોય. પરંતુ એમાંથી મીલ-માલિકોના નફા ખડકાઈ જતા હોય, નિષ્ણાત એન્જિનીયરોના અંદાજો સાથે તેમના પગારો અમેરિકાની ઊંચાઈએ ચઢતા જતા હોય, અને બધા વિદ્યુતગૃહો અને નહેર યોજનાઓ કાગળ અને કોતરથી આગળ વધતાં ન હોય ત્યારે ભારતમાં અમેરિકા સર્જવાની આપણી ઘેલછા મિજાનમાં રાખવી જોઈએ અને આપણી ઉન્નતિના પ્રયોગો રાષ્ટ્રીય કે રાજકીય નાદારીમાં પરિણામ ન પામે એવી કોઈ મર્યાદા બાંધવી જોઈએ ખરી. અમેરિકન ઢબની

રસોઈ બહુ સ્વાદિષ્ટ, પૌષ્ટિક અને શાસ્ત્રીય હશે એ ના નહિ. પરંતુ અમેરિકન થાળીના દસમા ભાગનો પણ ખોરાક ભારતની સામાન્ય જનતાને મળે છે કે કેમ તેનો પણ સાથે સાથે હિસાબ નીકળે તો વધારે સારું. હૃદયનાં ઊંડામાં ઊંડા પ્રદેશો સુધી પહોંચી વળી સામાજિક કાર્ય માટે અમુક વ્યક્તિની પાત્રતા છે કે કેમ એ નક્કી કરવા આપણે અમેરિકન યંત્રો, જંત્રો અને મંત્રોનું શિક્ષણ ભલે લઈએ; પરંતુ એ મંત્ર, જંત્ર અને તંત્રની અદ્ભુત ત્રિપુટી ભારતની સામાજિક સ્થિતિને ઊંચે લાવશે કે ભારતને માથે સામાજિક કાર્યકરોની છાપવાળા પગારદાર ધોળા હાથીઓ ઉપજાવી ભારતનું ભારણ વધારશે, એ પ્રશ્નનો ખૂબ વિચાર કરવાની જરૂર છે. એટમ બૉમ્બ બનાવી હીરોશીમા અને નાગાસાકી ઉપર જ્વાળામુખી ઉતારતું અમેરિકા બધી વાતે પગલાંમાં પગ મૂકવા સરખું તો નથી જ. સમયની રેતી ઉપર અમેરિકાએ પાડેલાં કેટલાંયે પગલાં ભૂંસાઈ જવાને પાત્ર છે. ગુંડાનો શિરતાજ પેન્ડરગાસ્ટ અને અમેરિકન પ્રજાના શિરતાજ ટ્રુમેન વચ્ચે કોઈ સંબંધ હતો એ આપણા કેળવણીકારો જાણે છે ખરા ? અને જાણતા હોય તો જાહેરમાં મૂકવાની હિંમત ધરાવે છે ખરા ? પ્રયોગશીલતાની વિરુદ્ધમાં નહિ , પરંતુ ગરીબ ભારતથી સહી શકાય એવી પ્રયોગશીલતાનો સ્વતંત્ર વિકાસ કરવાનું આ સૂચન છે. અમુક જાતનાં મકાન વગર અમુક કેળવણી આપી શકાય જ નહિ એમ માનતા કાર અને બંગલા વિભૂષિત કેળવણી-કારોએ સમજી લેવું જોઈએ કે જેને અર્ધ-કેળવણી આપવામાં આવે છે એ સામાન્ય જનતાને તો કાર પણ નથી અને બંગલા પણ નથી. ઝૂંપડી–કૂબા પણ હશે કે કેમ એની તપાસ કરવાની સુધ્ધાં જરૂર નથી. એ પણ ઘણાને નહિ હોય. સાધન સંપન્ન અમેરિકાને નહિ પરંતુ સાધન વિહીન ભારતને આપણે કેળવણી આપવાની છે. લંગોટી પણ ભાગ્યે જ મેળવી શકતા વિદ્યાર્થીઓને રેશમ–કિનખાબના જભ્ભા આપવાનો આદર્શ ભલે આપણે સેવીએ.

પરંતુ એ આદર્શ સેવનમાં કિનખાબ મેળવવાને બદલે લંગોટી પણ વિદ્યાર્થી ગુમાવી ન બેસે એવી વ્યવહારુ દૃષ્ટિ પણ જરા જરા કેળવતા જઈએ, તો આપણે સ્વરાજ્યને અને સ્વરાજ્યનો કિનખાબ પહેલો સ્પર્શ કરી શકીશું.

[ 'શ્રી સયાજીવિજય'—રવિવાર, તા. ૨૩-૧૨-'૫૧ ]

ડગમગતી જ રહેવાની છે; કદાચ ડગમગતા પાયા ઉપર મહેલાત રચી શકાશે જ નહિ. મને ડર છે કે માધ્યમિક શિક્ષણ અને ઉચ્ચ શિક્ષણ રાજ્યકર્તાઓનું, નેતાઓનું અને કેળવણીકારોનું જેટલું ધ્યાન ખેંચે છે તેના સોમા અંશનું ધ્યાન પ્રાથમિક કેળવણી ખેંચતી હોય તેમ લાગતું નથી. શિક્ષણવ્યવસ્થાની આ એક ગંભીર ભૂલ છે એમ હું માનું છું. પ્રાથમિક શિક્ષણ તરફ દુર્લક્ષ કરવું, પ્રાથમિક શિક્ષકો તરફ ઘણા સેવવી એના સરખું રાષ્ટ્રીય પાપ એકે નથી. પ્રાથમિક કેળવણીની સાચી કદર થશે તો કંઈક કોયડાઓ આપોઆપ ઊકલી જશે, અને આપણા આખા રાજકીય કે સામાજિક જીવનને કલંકિત કરી રહેલી અનેક સમસ્યાઓનો આપોઆપ નિવેડો આવી જશે.

પ્રાથમિક શાળાઓના શિક્ષકો પ્રત્યે સમાજની કેવી ઘૃણા ભરેલી દૃષ્ટિ છે તેનો મને જાત-અનુભવ છે. રાષ્ટ્રના બાલનાગરિકોનું ભાવિ જેમના હાથમાં સોંપીએ છીએ એ શિક્ષકોનો પગાર પટાવાળા કરતાં પણ ઓછો હોય. આજની દ્રવ્યલક્ષી જનતા શિક્ષકની કિંમત એના શિક્ષણથી નહિ પણ એના પગારથી જ આંકે અને પગાર તો પટાવાળા કે પાણી ભરનારની જ કક્ષાએ આવતો હોય, એટલે ફોજદાર, મામલતદાર કે શાળાધિકારીના રસોઈયા તરીકે તેમનો ઉપયોગ કરવામાં આવે એમાં આશ્ચર્ય શું.

ગામના સત્તાધારી પટેલ, તલાટી કે જમાદાર આગળ પ્રાથમિક શિક્ષકે નીચી કક્ષાએ જ બેસવાનું. બાળકોની શિસ્ત ઉપર રહેતી તેમની આછી પાતળી સત્તા પણ હવે ઝૂંટવી લેવાય છે. શિક્ષકના આત્મગૌરવનું આછું પણ રક્ષણ થાય એવી એની પાસે સત્તા નથી.

ઉપરીઓની ધમકી તો સતત ચાલુ જ હોય. ગામના નેતાઓ આવી પાછા તેમની ખબર લઈ નાખે. શિષ્યોની પરીક્ષા તો બાર મહિને લેવાય, પરંતુ શિક્ષકની પરીક્ષા તો જે આવે તે લે, પછી

તે કેળવણી ખાતાનો અમલદાર હોય કે મુલ્કી ખાતાનો અમલદાર હોય. શિક્ષકો વહેલા આવ્યા કે મોડા આવ્યા, શિક્ષકો ટટાર બેઠા કે ઉપર હાથ ટેકવીને બેઠા. શિક્ષકો નકશાનો ઉપયોગ પૂરો કરે છે કે કેમ, કાળા પાટિયાને ધોળું બનાવી શકે છે કે નહિ, તેમણે પોતાની પાઠનોંધ કે પ્રયોગનોંધ રાખી છે કે કેમ વગેરે વગેરે અનેક ગૂંચવણ ભરેલા એવા એવા પ્રશ્નો દ્વારા શિક્ષકની પરીક્ષા લેવામાં આવે છે કે જેવી પરીક્ષા કૉલેજના પ્રૉફેસરની લેવામાં આવે તો જરૂર નાપાસ થાય. બહુ નવાઈ જેવું લાગશે છતાં એ સત્ય છે કે પ્રાથમિક કેળવણીના શિક્ષકોને શિક્ષણની લાયકાત આપવા માટે બબ્બે વર્ષ અને ત્રણ ત્રણ વર્ષના વિશિષ્ટ અભ્યાસો કરાવવામાં આવે છે. જ્યારે ઉચ્ચ કેળવણીની વિદ્યાપીઠોમાં શિક્ષણ આપનાર પ્રૉફેસર સીધો જ યુનિવર્સિટીની પરીક્ષાઓ આપી શિક્ષકને સ્થાને બિરાજી જાય છે. પ્રૉફેસરોની નિયમિતતા, તેમની શિક્ષણ-શક્તિ, તેમનાં ચારિત્ર્ય અને તેમના સંસ્કાર સબંધી વાત જેટલી ઓછી કરીએ એટલું વધારે સારું. વધારે પગાર લઈ ઓછામાં ઓછું કામ આપતો અને ઓછામાં ઓછી પરિણામ-જવાબદારી માથે લેતો કોઈપણ વર્ગ હોય તો તે કૉલેજનો પ્રૉફેસર વર્ગ છે, એ મેં આજ નહિ પણ ઘણુંયે વાર કહ્યું છે. અને પ્રૉફેસર તથા પ્રાથમિક શિક્ષકના પગારની સરખામણી કોઈએ કરી જોઈ છે ખરી?

દુનિયાના પ્રગતિશીલ દેશોની માફક હિંદુસ્તાનને પણ એક આર્થિક રોગ લાગુ પડ્યો છે; જીવનધોરણ ઉચ્ચ કરો અને એને માટે તમારાથી માગી શકાય એટલો વધારે તમારા કામનો બદલો માગો! સેવાભાવના વડે મેળવેલા સ્વરાજ્યમાં આ મંત્રનો જાપ ચાલ્યા જ કરે છે. ભારતની સામાન્યતા અને ભારતનાં ઉચ્ચ શિખરો વચ્ચે કેટલો આર્થિક ભેદ રહેલો છે એનો ભાગ્યે જ કોઈ વિચાર કરે છે. વ્યાપારીઓ અને ઉદ્યોગપતિઓને લાખો અને કરોડો મેળવવાનો હક્ક હોય જ. વિલાયત કે અમેરિકા જઈ કહેવાતી ઉચ્ચ

## પ્રાથમિક શિક્ષક—તેની સમસ્યા

મુંબઈ ઇલાકાના પ્રાથમિક શિક્ષક સંઘના છઠ્ઠા અધિવેશનનું મંગલ પ્રવચન કરતાં મને આનંદ થાય છે. મંગલ પ્રવચનમાં સહુનું માંગલ્ય જ ઇચ્છવાનું હોય. આખી માનવજાત અત્યારે વિવિધ વર્તુલોમાં ઘૂમરીઓ ખાઈ રહી છે. માનસિક સંતાપોની પરાકાષ્ટા અનુભવી રહી છે, અને સુખ સાધનો વધ્યાં છે એમ કહેવા છતાં શરીરને ઘસી નાખતાં અનેકાનેક ઘર્ષણમાંથી તે પસાર થઈ રહી છે. પ્રાંતિક, રાષ્ટ્રીય, આંતરરાષ્ટ્રીય અને અખિલ ભૂમંડલમાં વ્યાપી રહેલી અશાંતિ કોઈક નવીન શાંતિરચના તરફ આખી માનવજાતને અને આપણા દેશને ખેંચી રહી છે એવી શ્રદ્ધાની આછી લહેર અનુભવતાં હું સહુનું માંગલ્ય, સહુનું કલ્યાણ, સહુનું સુખ અને સહુની શાંતિ ઇચ્છું છું, અને એ ઇચ્છા, પ્રાથમિક શિક્ષક સંઘ દ્વારા હું વ્યક્ત કરું છું.

મોટે ભાગે મુલ્કી વહીવટ સાથે મારો આખો સેવાકાલ વ્યતીત થયો છે, છતાં શિક્ષણ સંસ્થાઓનો પરિચય હું મેળવતો રહ્યો છું. શિક્ષકોની સાથે મેં મૈત્રી બાંધી છે, અને તેમાંયે ખાસ કરી પ્રાથમિક શિક્ષણ આપતા શિક્ષકો સાથે હું બહુ નિકટના સંબંધમાં આવ્યો છું. મને માત્ર વડોદરા રાજ્યનો જ પરિચય છે, છતાં મને મળેલો અનુભવ સર્વનો અનુભવ હશે જ કે પ્રાથમિક કેળવણી આપતો શિક્ષક એક બહુ માનવંત, સંસ્કાર પ્રેરક વર્ગ છે. આખી ગુજરાતી પ્રાચીન કાવ્યમાલાની ટીકા અને વિદ્વત્તાભરી પ્રસ્તાવનાઓ લખનાર છોટાલાલ નરભેરામ ભટ, કાવ્ય અને સંશોધનમાં રત

રહેલા શ્રી જગજીવનરામ દયાળજી મોદી, ગ્રંથ પ્રકાશનમાં ભાત પાડનાર શ્રી જીવણલાલ અમરશી મહેતા, વર્તમાન કાવ્યસાહિત્યમાં અનોખું સ્થાન મેળવનાર બોટાદકર, દેવચંદ રામજી, તેમ જ ત્રિભોવન ગૌરીશંકર વ્યાસ સરખાં માનવંત નામ મને પ્રાથમિક શિક્ષકોનાં યાદ આવે છે, જેમને અત્યંત નવા યુગે પણ સલામ ભરવી પડશે અને આવા સંસ્કાર-કેન્દ્રો સરખા અનેક પ્રાથમિક શિક્ષણ આપતા શિક્ષકો ગામડે ગામડે અને શહેરે શહેરમાં વેરાયેલા હશે, જેમની અસર બ્યૂગલ, શંખનાદ કે તાલીઓના ગડગડાટ વગર જ અત્યંત સૌમ્ય ઢબે છતાં અત્યંત સફળતાપૂર્વક ગુજરાતને, મુંબઈ ઇલાકાને ઘડી રહી હોવી જોઈએ.

પ્રાથમિક શિક્ષણની અને પ્રાથમિક કેળવણીના શિક્ષકોની અસર જરાક પણ અવગણી શકાય એમ નથી.

ચારે પાસ યુનિવર્સિટીઓનાં ખોખાં ઊભાં થઈ જાય છે, અને હિંદને ન શોભે એવા ભારે પગારદાર પ્રોફેસરો અને વહીવટી અમલદારોની યોજનાઓની ખેંચાખેંચી અને સરસ્વતીને ન શોભે એવાં ખટપટવર્તુલો ચક્રાવા લીધે જાય છે. માધ્યમિક શિક્ષણ માટે પણ યોજનાઓ, કમિટીઓ, કમીશનો, બોર્ડ અને શિક્ષણના પ્રકારની ચૂંથાચૂંથ થઈ રહી છે. કેળવણી સમગ્ર આવશ્યક છે, પવિત્ર છે, માણસની માણસાઈ ને ઓપ આપે છે. ઉચ્ચ કેળવણી અને માધ્યમિક કેળવણી, ધંધાદારી શિક્ષણ કે વિજ્ઞાન શિક્ષણ જરૂરી છે, આવકારદાયક છે, ઉપયોગી છે. સાથે સાથે ઉચ્ચ કેળવણીની અતિ પ્રતિષ્ઠા કરતી વખતે આપણે રખે ભૂલીએ કે પ્રાથમિક કેળવણી ઉચ્ચ કેળવણીનો પાયો હોવાથી, ઉચ્ચ કેળવણી કરતાં પણ વધારે ધ્યાન આપવા યોગ્ય છે; માધ્યમિક કેળવણી જરૂરી છે એ વાત બહુ સાચી. પણ સાથે સાથે ક્ષણભર પણ આપણે ન ભૂલીએ કે માધ્યમિક અને ઉચ્ચ બન્ને કેળવણીની મજબૂતી તો પ્રાથમિક કેળવણી ઉપર જ રહેવાની છે. પાયો ડગમગતો હશે તો આખી મહોલાત

ઉગમગતી જ રહેવાની છે; કદાચ ઉગમગતા પાયા ઉપર મહેલાત રચી શકાશે જ નહિ. મને ડર છે કે માધ્યમિક શિક્ષણ અને ઉચ્ચ શિક્ષણ ગજાવકર્તાઓનું, નેતાઓનું અને કેળવણીકારોનું જેટલું ધ્યાન ખેંચે છે તેના સોમા અંશનું ધ્યાન પ્રાથમિક કેળવણી ખેંચતી હોય તેમ લાગતું નથી. શિક્ષણવ્યવસ્થાની આ એક ગંભીર ભૂલ છે એમ હું માનું છું. પ્રાથમિક શિક્ષણ તરફ દુર્લક્ષ કરવું, પ્રાથમિક શિક્ષકો તરફ ઘૃણા સેવવી એના સરખું રાષ્ટ્રીય પાપ એકે નથી. પ્રાથમિક કેળવણીની સાચી કદર થશે તો કંઈક કોયડાઓ આપોઆપ ઊકલી જશે, અને આપણા આખા રાજકીય કે સામાજિક જીવનને કલંકિત કરી રહેલી અનેક સમસ્યાઓનો આપોઆપ નિવેડો આવી જશે.

પ્રાથમિક શાળાઓના શિક્ષકો પ્રત્યે સમાજની કેવી ઘૃણા ભરેલી દૃષ્ટિ છે તેનો મને જાત–અનુભવ છે. રાષ્ટ્રના બાલનાગરિકોનું ભાવિ જેમના હાથમાં સોંપીએ છીએ એ શિક્ષકોનો પગાર પટાવાળા કરતાં પણ ઓછો હોય. આજની દ્રવ્યલક્ષી જનતા શિક્ષકની કિંમત એના શિક્ષણથી નહિ પણ એના પગારથી જ આંકે અને પગાર તો પટાવાળા કે પાણી ભરનારની જ કક્ષાએ આવતો હોય, એટલે ફોજદાર, મામલતદાર કે શાળાધિકારીના રસોઈયા તરીકે તેમનો ઉપયોગ કરવામાં આવે એમાં આશ્ચર્ય શું.

ગામના સત્તાધારી પટેલ, તલાટી કે જમાદાર આગળ પ્રાથમિક શિક્ષકે નીચી કક્ષાએ જ બેસવાનું. બાળકોની શિસ્ત ઉપર રહેલી તેમની આછી પાતળી સત્તા પણ હવે ઝૂંટવી લેવાય છે. શિક્ષકના આત્મગૌરવનું આછું પણ રક્ષણ થાય એવી એની પાસે સત્તા નથી.

ઉપરીઓની ધમકી તો સતત ચાલુ જ હોય. ગામના નેતાઓ આવી પાછા તેમની ખબર લઈ નાખે. શિષ્યોની પરીક્ષા તો બાર મહિને લેવાય, પરંતુ શિક્ષકની પરીક્ષા તો જે આવે તે લે, પછી

તે કેળવણી ખાતાનો અમલદાર હોય કે મુલ્કી ખાતાનો અમલદાર હોય. શિક્ષકો વહેલા આવ્યા કે મોડા આવ્યા, શિક્ષકો ટટાર બેઠા કે ઉપર હાથ ટેકવીને બેઠા. શિક્ષકો નકશાનો ઉપયોગ પૂરો કરે છે કે કેમ, કાળા પાટિયાને ધોળું બનાવી શકે છે કે નહિ, તેમણે પોતાની પાઠનોંધ કે પ્રયોગનોંધ રાખી છે કે કેમ વગેરે વગેરે અનેક ગૂંચવણ ભરેલા એવા એવા પ્રશ્નો દ્વારા શિક્ષકની પરીક્ષા લેવામાં આવે છે કે જેવી પરીક્ષા કૉલેજના પ્રૉફેસરની લેવામાં આવે તો જરૂર નાપાસ થાય. બહુ નવાઈ જેવું લાગશે છતાં એ સત્ય છે કે પ્રાથમિક કેળવણીના શિક્ષકોને શિક્ષણની તાલીમ આપવા માટે બબ્બે વર્ષ અને ત્રણ ત્રણ વર્ષના વિશિષ્ટ અભ્યાસો કરાવવામાં આવે છે. જ્યારે ઉચ્ચ કેળવણીની વિદ્યાપીઠોમાં શિક્ષણ આપનાર પ્રૉફેસર સીધો જ યુનિવર્સિટીની પરીક્ષાઓ આપી શિક્ષકને સ્થાને બિરાજી જાય છે. પ્રોફેસરોની નિયમિતતા, તેમની શિક્ષણ-શક્તિ, તેમનાં ચારિત્ર્ય અને તેમના સંસ્કાર સબંધી વાત જેટલી ઓછી કરીએ એટલું વધારે સારું. વધારે પગાર લઈ ઓછામાં ઓછું કામ આપતો અને ઓછામાં ઓછી પરિશ્રમ-જવાબદારી માથે લેતો કોઈપણ વર્ગ હોય તો તે કૉલેજનો પ્રૉફેસર વર્ગ છે, એ મેં આજ નહિ પણ ઘણીયે વાર કહ્યું છે. અને પ્રૉફેસર તથા પ્રાથમિક શિક્ષકના પગારની સરખામણી કોઈએ કરી જોઈ છે ખરી?

દુનિયાના પ્રગતિશીલ દેશોની માફક હિંદુસ્તાનને પણ એક આર્થિક રોગ લાગુ પડયો છે: જીવનધોરણ ઉચ્ચ કરો અને એને માટે તમારાથી માગી શકાય એટલો વધારે તમારા કામનો બદલો માગો! સેવાભાવના વડે મેળવેલા સ્વરાજ્યમાં આ મંત્રનો જાપ ચાલ્યા જ કરે છે. ભારતની સામાન્યતા અને ભારતનાં ઉચ્ચ શિખરો વચ્ચે કેટલો આર્થિક ભેદ રહેલો છે એનો ભાગ્યે જ કોઈ વિચાર કરે છે. વ્યાપારીઓ અને ઉદ્યોગપતિઓને લાખો અને કરોડો મેળવવાનો હક્ક હોય જ. વિલાયત કે અમેરિકા જઈ કહેવાતી ઉચ્ચ

કેળવણી લઈ આવનાર હિંદવાસીનું જીવનધોરણ ઉચ્ચ હોવાથી અને એની અલભ્ય ડીગ્રીનો લાભ આપણા ગરીબ દેશવાસીને આપવાનો હોવાથી એને તો ભરપટ્ટે પગાર આપવો જ જોઈએ. યાંત્રિક અને તાંત્રિક શિક્ષણ વગર દેશનું દારિદ્રય ફીટવાનું નહિ: એટલે એવું શિક્ષણ પામેલા સહુ કોઈ વધારે મુસાફીરો માગે જ. અમલદારો વગર એ વહીવટ-ચક્ર ચાલે જ નહિ એટલે એમને સંતુષ્ટ રાખવા જ જોઈએ. ન્યાયાધીશો, ન્યાયને તોલનાર ન્યાયના અધિષ્ઠાતાઓને તો એટલો પગાર આપવો જોઈએ કે જે તેમને પ્રલોભનોથી પર રાખે! પ્રલોભનથી પર રાખે એટલું વેતન માગનાર, આપનાર અને તેની તરફેણ કરનારને એક જ સત્ય સંભળાવવાની મને ઇચ્છા થાય છે: ન્યાયાધીશોને અપાતો પગાર કોઈપણ ગુન્હેગારને આપવામાં આવશે તે દિવસે એ ગુન્હેગાર જરૂર મટી જશે!

માગે એટલા ભારે પગારો આપવા છતાં દુનિયાનું કે ભારતનું કેટલું દળદર ફીટયું એની તપાસ કરવા પડેલા વર્ગમાં અને વિમાનોમાં ફરતા મહાબુદ્ધિશાળીઓ જે પોતાની બુદ્ધિને સોના-ચાંદીને ત્રાજવે જ તોલતા હોય છે તેમનાં કમીશનો નીમવાની જરૂર નથી. જગતની સામાન્યતાને પૂછો કે મહા આર્થિક લાભ પામતી બુદ્ધિએ સામાન્ય જીવનને કેટલું ઊંચે ચઢાવ્યું? જવાબ આપણી નજર સામે છે.

આમ દેશની સામાન્યતાને શોભે એમ સેવા કરવા કોઈ તૈયાર નથી. ગાંધી દીધા સ્વરાજમાં સહુ બુદ્ધિ, શક્તિ અને કામનો બદલો માગે છે અને તે બદલો દેશના અર્ધ કેસરને બોજે એમ છે કે નહિ તેનો વિચાર કરવાની એ માગનારાઓને ગરજ પણ નથી. માગનાર અને મેળવનાર સહુને હજાર, બે હજાર, ત્રણ હજાર, ચાર હજાર અને પાંચ પાંચ હજારનો માસિક દરમાયો પણ સેવાનો જ પ્રકાર લાગે છે ભલે!

પરંતુ એ ખેંચાખેંચીમાં પ્રાથમિક કેળવણી અને એ કેળવણી

આપનાર શિક્ષકને રખે કોઈ વીસરી જાય. ન્યાયાધીશને પોતાની કિમ્મત મેળવવી છે, અમલદારને પોતાની કિમ્મત મેળવવી છે, વકીલ, ડૉક્ટર અને ટેકનીશીયન પોતાને સોનેરૂપે તોલવા માગે છે, અરે સ્વરાજ્યની લડતમાં અપાયલા સાચા ખોટા ભોગની કિમ્મત આગવામાં આવે છે અને આપવામાં આવે છે. એ દુનિયામાં પ્રાથમિક શિક્ષણ આપતા શિક્ષકોને પણ પોતાનું જીવનધોરણ ઉચ્ચ કરવાની આકાંક્ષા રહે એમાં કોઈએ નવાઈ કેમ પામવી જોઈએ એ હું સમજી શકતો નથી. જીવનધોરણના ઉચ્ચીકરણમાં બે ટંકનો પૌષ્ટિક ખોરાક, ચોખ્ખાં કપડાં, એક નાનકડું ઘર, બાળકોની કેળવણી માટેની આર્થિક સગવડ અને આર્થિક ચિંતામુક્ત વાર્ધક્ય એટલું આવતું હોય તો પ્રાથમિક કેળવણીનું નિયમન કરનાર સત્તા કે સંસ્થાએ જોવું જોઈએ કે પ્રાથમિક શિક્ષકોને આટલી પણ આર્થિક સગવડ મળે છે કે કેમ. પ્રાથમિક કેળવણી આપનાર શિક્ષકને બેસવા માટે કાર જોઈતી નથી, એનાં સંતાનોને વિલાયત, અમેરિકા મોકલી તેમની મોટાઈનો વીમો ઉતરાવવો નથી, પહેલા વર્ગમાં કે વિમાનમાં તેમને મુસાફરી કરવી નથી, મહાબળેશ્વર, મસૂરી કે ઉટી–સીમલાની હવા ખાવી નથી, બાગબગીચાવાળા બંગલાઓમાં રહેવું નથી, રેડિયો-સીનેમાનો આનંદ મેળવવો નથી, માંદગી વખતે નર્સિંગ હોમમાં રહેવું નથી. એને એ બધાંનું મન નહિ થતું હોય એમ કહેવું એ આજની દુનિયાને ન ઓળખવા સરખું છે. છતાં એ પોતાનું મન મારી શકે છે. પરંતુ એને માત્ર ચરિતાર્થ ચલાવવા જેટલું પણ મળવું જોઈએ કે નહિ એ પ્રશ્ન પ્રાથમિક કેળવણીના હિતેચ્છુઓએ વિચારવા સરખો છે.

પ્રાથમિક શિક્ષકને પટાવાળાનો પગાર આપીશું તો એની કેળવણી પણ પટાવાળાઓને જ ઉપજાવશે. એની પ્રતિષ્ઠા રસોઈયાની આંકીશું તો આપણાં બાળકો પણ રેઢિયાળ રસોઈયા જ બની રહેશે. શિક્ષકની જરૂરિયાત – અત્યંત પ્રાથમિક જરૂરિયાત – પોષાય

એટલી આર્થિક સગવડ આપીશું તો આપણાં બાળકો સંતોષી નાગરિક બનશે. શિક્ષકની પ્રતિષ્ઠા સાચવીશું તો આપણાં બાળકો જાતની અને દેશની પ્રતિષ્ઠા સાચવે એવા સ્વમાની દેશસેવક બની રહેશે. શિક્ષકને ગુરુસ્થાને સ્થાપીશું તો આપણાં બાળકો જગત-ગુરુત્વ પ્રાપ્ત કરશે. જેવો પ્રાથમિક શિક્ષક તેવી જ ભાવિ પ્રજા; એ સત્ય જેટલું વહેલું સમજાય એમ વધારે સારું. આજનાં કલ્કિત કાળાં બજાર, આજના દંભ અને ઘમંડ, સેવાને ઓઠે આજ ગોઠવાતી સ્વાર્થબાજી, અને ગાંધીજીના નામને નષ્ટ કરતો સત્તાશોખ ભાવિ ઇતિહાસને પાને ફરી ન લખાય એમ કરવું હોય તો પ્રાથમિક શિક્ષકની જરૂરત પહેલી સાચવો, એને સાચા ગુરુસ્થાને બેસાડો અને એની પ્રતિષ્ઠાને આખા સમાજની પ્રતિષ્ઠા તરીકે સ્વીકારો. નવી પ્રજા આપણા કરતા વધારે સારી સર્જાય એમ આપણે સૌ કોઈ ઇચ્છીએ. પણ એ ત્યારે જ બનશે કે જ્યારે આપણે શિક્ષકને ધક્કા ખાવા સર્જાયેલું પ્રાણી નહિ પરંતુ નમન યોગ્ય ગુરુનું પદ આપીશું ત્યારે.

સમાજવ્યવસ્થામાં આજની પાતળી આર્થિક ઊંચાઈ કે નીચાઈ ચલાવી લેવા જેટલી માનવજાત ઉદાર છે, પરંતુ જે વ્યવસ્થા એક માનવીને મહેલ બંધાવી આપે અને બીજાને ઝૂંપડી પણ બાંધવા ન દે એ વ્યવસ્થા અવ્યવસ્થા છે, ભયંકર આર્થિક અણઆવડત છે, અસંતોષના જ્વાળામુખીને જીવંત રાખતી જામગી છે. ઊંચા ગર્વિષ્ઠ અર્થમિનારાઓએ કાં તો ઝૂંપડીની સપાટીએ આવવું પડશે અગર ઝૂંપડીઓને એક બે માળ આપી ઊંચી લેવી પડશે. નહિ તો ઝૂંપડીમાં લાગેલો અગ્નિ મિનારાઓને પણ ભસ્મ કરી નાખશે. આજની દુનિયાનો મહારોગ આર્થિક અસમાનતાને નામે આપણે ઓળખી શકીએ. પ્રાથમિક શિક્ષકોને પોતાના અર્થથી સંતોષ સેવવાનો, પોતાના કાર્યને સેવાભાવ તરીકે ગણવાનો, ગરીબીમાં રહેલી મહત્તાનો બોધ કરતી વખતે આપણે વિચારવું જોઈએ કે શિક્ષકો કરતાં બીજાં સામાજિક ઘટકો એ બોધની વધારે પાત્રતા

ધરાવે છે.

શિક્ષક સિવાયની દુનિયાને શિક્ષકની તરફેણમાં આટલું સંભળાવતી વખતે હું શિક્ષકોને પણ કેટલીક વાત સંભળાવી લઉં.

બાલક અને કિશોર અવસ્થા એ આખા યૌવનનો અને વાર્ધક્યનો પાયો છે. એ અવસ્થાને ઘડતી કેળવણી આપવાનું કાર્ય બીજા કોઈપણ રચનાત્મક કાર્ય જેટલું જ મહત્ત્વનું છે. બાલમાનસ ઘડવું એ અત્યંત ગંભીર, નાજુક, જીવનપર્યંત અને તેથીયે આગળ સુધીની અસરો ઉપજાવનારું, અત્યંત કૌશલ્ય માગતું કાર્ય છે. શિક્ષકો એની ગંભીરતા, એની પવિત્રતા અને એનાં જોખમ સમજી વિચારીને એ ધંધામાં પ્રવેશ કરે ! બીજા કોઈપણ કાર્યમાં હળવા હૃદયનો પ્રવેશ ચાલી શકે. પ્રાથમિક શિક્ષણમાં હળવી વૃત્તિ રાખે જરાય ચાલે એમ નથી. રાષ્ટ્રઘડતરનું આદ્ય રચનાત્મક કાર્ય તે બાલકેળવણી – પ્રાથમિક કેળવણી. રાષ્ટ્રઘડતરનું એક પરમ મહત્વનું તત્ત્વ પ્રાથમિક શિક્ષકોને સોંપાયું છે એ વાત તેઓ કદી ન ભૂલે.

ઈસવી સનની સાતમી આઠમી સદી સુધી પરદેશી મુસાફરોએ ભારતવાસીઓને પ્રમાણપત્રો આપ્યાં છે કે ભારતની પ્રજા એટલે સત્યવાદી પ્રજા, આતિથ્ય સત્કારમાં પ્રવીણ પ્રજા, ધર્મનિષ્ઠ પ્રજા, જેમાં ચોરી, લૂંટ અને જૂઠ બિલકુલ નહિ. આજ પરદેશીઓ આપણને જૂઠા કહે તો આપણો પુણ્યપ્રકોપ સળગી ઊઠે એ સ્વાભાવિક છે. પરંતુ મને ભય છે કે બાર સદી પહેલાં પરદેશીઓએ આપણને આપેલા પ્રમાણપત્ર આપણે ભાગ્યે જ આપણને પોતાને આપી શકીશું. ચોરી, લૂટ અને જૂઠનાં પૂર મારી, તમારી અને સહુની આસપાસ ઊભરાતાં રહે છે. બાર સદીના આપણાં પાપ આપણા બે ત્રણ વર્ષનાં સ્વરાજ્યમા એકદમ ફૂટી નીકળ્યાં છે અને જે લક્ષણોએ આપણને સદીઓ જૂની ગુલામગીરી બક્ષી એ જ લક્ષણોના પૂર્ણ સ્વાંગ આપણે દૂર કરીશું કે કેમ એ પ્રશ્નને બાજુએ મૂકી આપણે એટલા જાગૃત રહીશું કે જેથી આપણા બાળકો, આપણી

ઊછરતી પ્રજા, આપણા ભાવિ નાગરિકો વિધવિધ પ્રકારની કલામય ચોરી, લૂંટ અને જૂઠમાંથી ઊગરી જાય. આ મહા કાર્ય માતાપિતા ન કરે તોય પ્રાથમિક શિક્ષકોએ કરવાનું છે. પ્રાથમિક શિક્ષકો પોતાની લડત અને આર્થિક ઉન્નતિની ચર્ચાઓમાં આ મહત્ત્વની વાત ન ભૂલે.

ચર્ચાઓ અને લડતનો પ્રશ્ન આવે છે ત્યારે મારું એક સ્પષ્ટ મંતવ્ય આપ સર્વ ગુરુજનો સમક્ષ રજૂ કરવું જોઈએ. હું મુક્ત ચર્ચાનો હિમાયતી છું. વાણી સ્વાતંત્ર્ય મારું, તમારું અને સહુનું હોવું જ જોઈએ એવી મારી દૃઢ માન્યતા છે. સિદ્ધાંતને માટે લડત પણ લડી લેવી જોઈએ એમાં જરાય શક નથી. ચર્ચાઓ ઉગ્ર પણ હોઈ શકે અને લડત સામા પક્ષને જો પક્ષ હોય તો મૂંઝવનારી પણ હોઈ શકે. પરંતુ સતત શસ્ત્ર યુદ્ધે ચડવાની તૈયારીમાં પડેલી દુનિયાએ હવે એટલી તો અક્કલ વાપરી સમજવું જોઈએ કે વીસમી સદીનું એકેએક હિંસક યુદ્ધ નિષ્ફળ નીવડયું છે, એક પણ યુદ્ધે સામાન્ય જનતાની પરિસ્થિતિ સુધારી નથી, એક પણ યુદ્ધથી એકે પ્રશ્નનો સાચો નિકાલ આવ્યો હોય એમ સાબિત થઈ શકતું નથી. યુદ્ધ ત્યારે જ થાય કે જ્યારે માનવજાતે માણસાઈનું, અક્કલનું અને આવડતનું દેવાળું કાઢયું હોય.

આંતરરાષ્ટ્રીય લડતો માટેનું આ સત્ય આપણા પોતાના જ રાષ્ટ્રમાંના સર્વોપરી સત્ય તરીકે લેખાવું જોઈએ. માનવ જાતના ઇતિહાસમાં પહેલું જ પરમ સત્ય ભારતે સાબિત કરી બતાવ્યું છે કે અહિંસક લડત સ્વરાજ્ય અપાવી શકી છે એ અહિંસક લડતના સાધનો ક્યાંય ગાંધીજીએ પોતાના શબ્દથી, વર્તનથી, જીવનથી અને મૃત્યુથી સ્પષ્ટ કરી આપણી પાસે મૂકી દીધાં છે. પ્રાથમિક શિક્ષકસંઘને ચર્ચાઓ પણ કરવી પડશે, વિનંતીઓ અને માગણીઓ પણ કરવી પડશે, કદાચ લડત પણ કરવાના પ્રસંગો આવે એ સંભવિત છે. તેવે પ્રત્યેક પ્રસંગે શિક્ષકો ત્રણ સત્ય કદી ન ભૂલે:

(૧) શિક્ષકોનો સંઘ અહિંસક રીતે પ્રાપ્ત થયેલા સ્વરાજ્યનું એક પરમ મહત્ત્વનું તત્ત્વ છે– એની મહત્તા ભલે બીજા ઘટકોને ન લાગે. એ સ્વરાજ્ય જેટલું પ્રધાનોનું છે એટલું જ આપણું – શિક્ષકોનું છે. એને આપણે મટાડી શકાય જ નહિ.

(૨) ચર્ચા, માગણી કે લડતના પ્રસંગો શિક્ષકો તો ભાગ્યે જ ઊભા કરે; છતાં તેવા પ્રસંગો આવતાં એક સિદ્ધાંતને તો તેઓ જરૂર વળગી જ રહે કે માણસની લડત, માનવતાની લડત, માનવતાના ગુરુઓની લડત શુદ્ધ અહિંસક જ હોય. ગાળ, વ્યક્તિગત આક્ષેપ, ભાંગફોડ, વિનાશ કે સંહારને ચર્ચા, માગણી કે લડતમાં સ્થાન ન જ હોઈ શકે. માનવલડત અહિંસાથી જ હોય.

(૩) લડતમાં પણ શિક્ષકો પોતાનું ગુરુસ્થાન, ફરજનું મેદાન, ધર્મ-મોરચો કદી ન છોડે. પ્રાથમિક શિક્ષકનું સ્થાન શાળા! એના ફરજ-મેદાનમાં એના સાથી શિષ્યો! એમનો મોરચો કેળવણીના રક્ષણ માટે, અજ્ઞાન અને નિરક્ષરતાના નિવારણ અર્થે રચાયલો. જે ક્ષણે એ પોતાનું સ્થાન છોડે, મેદાન મૂકે, મોરચે પીઠ બતાવે ત્યારે જાણવું કે શિક્ષક શિક્ષક મટી ગયો છે.

મંગલ પ્રવચનમા હું એક મહા માંગલ્ય શિક્ષકોના વાતાવરણમાં જોઈ રહ્યો છું. લગભગ ચારે પાસ નિરાશા છવાઈ રહી છે, તેમાં શિક્ષકો વગર કોણ પ્રકાશ આપશે? અને શિક્ષકોમાં પણ પાયાની કેળવણીમાં જાત હોમનાર પ્રાથમિક શિક્ષક જ વધારે શ્રેષ્ઠ. ભાવિ ઇતિહાસમાં – નહિ, આજના જ ચાલુ ઇતિહાસમાં એવું લખવાની તક શિક્ષકો ન આપે કે જ્યારે નવા સ્વરાજ્યમાં વ્યાપારી અને ઉદ્યોગપતિ કાળાં બજાર કરતો હતો, નેતા ગાદી–ખુરશી ખોળતો હતો, અમલદાર પગાર વધારવાની તરકીબો શોધતો હતો, નિષ્ણાત સોનેરૂપે તોલાવાની માગણી ખુલ્લે ખુલ્લી કરતો હતો, ત્યારે એક નિર્માલ્ય મનાયલો પ્રાથમિક શિક્ષકોનો વર્ગ કોઈ ન ગણકારે છતાં, કોઈ ન બિરદાવે છતાં, કટિબદ્ધ બની એવી કેળવણી ભાવિ કેળ-

વળી ભાવિ પ્રજાને આપતો હતો કે જેના શિક્ષણને પ્રભાવે કાળાં બજાર બંધ પડી ગયાં, સત્તાલોભ ઘટી સાચો સેવાલોભ જાગૃત થયો, ધન ધનિકની નાગચૂડમાંથી ખસી પ્રજાકીય પરબ બની ગયું, અને ભારતનો નાગરિક બારસો વર્ષ પહેલાંની સત્ય માટેની પ્રતિષ્ઠા પાછી પ્રાપ્ત કરી શક્યો ?

માનવ જાતે માનવી બનવું હોય તો અહિંસા સાધ્ય કરવી પડશે.

માનવી બનવા માટે સહુથી પ્રથમ ઘરમાંથી અને શાળામાંથી હિંસા દૂર થવી જ જોઈએ.

એ મંગલ કાર્ય – પ્રજા ઘડતરનું સાચું કાર્ય – પ્રાથમિક શિક્ષકો દ્વારા થાઓ અને એનાં પરિણામ આપણે સહુ જોઈએ એટલું જ મંગલ પ્રવચન હોય. *

---

* મુંબઈ ઈલાકા પ્રાથમિક શિક્ષક સંઘના છઠ્ઠા અધિવેશનમાં મંગળ પ્રવચન— તા. ૨૪-૫-૧૯૫૦

## શિક્ષક—એક પ્રજાકીય બળ

**શિક્ષક વર્ગ પ્રત્યે સદ્ભાવ અને માન**

સમસ્ત ગુજરાત પ્રાથમિક શિક્ષક સંઘના સાતમા અધિવેશનમાં મને પ્રમુખસ્થાન આપવા માટે સંઘ અને તેના કાર્યકર્તાઓનો હું આભાર માનું છું.

આ સ્થાનને માટે મારી કશી જ પાત્રતા નથી. હું કેળવણીકાર નથી, શિક્ષણની ફિલસૂફી હું જાણતો નથી, શિક્ષણશાસ્ત્રનો મેં અભ્યાસ કર્યો નથી, અને મારી ઇચ્છા છતાં હું શિક્ષક બની શક્યો નથી. સહુની માફક હું કેળવણીને–શિક્ષણને એક અતિ મહત્ત્વનું પ્રજાકીય બળ સમજું છું અને એ શિક્ષણ આપનાર આખા શિક્ષક વર્ગ પ્રત્યે મને બહુ જ સદ્ભાવ અને બહુ જ માન છે; પછી એ શિક્ષક પ્રોફેસર–પ્રાધ્યાપક હોય, માધ્યમિક શિક્ષણ આપતો શિક્ષક હોય, પ્રાથમિક શિક્ષણની શાખા સાચવીને બેઠેલો પ્રાથમિક શિક્ષક હોય, કે એનીયે નીચે શિશુ-શિક્ષણના મોંઘા અને ખર્ચાળ અખતરા કરતો, હવે માનવંત બનેલો, શિશુ-શિક્ષક હોય.

**જડ વિભાગીકરણ : ચાર ભાગલા**

શિક્ષણના પ્રાથમિક મધ્યમ કે ઉચ્ચ એવા વિભાગો વ્યવસ્થાને ખાતર ભલે પાડવામાં આવતા હોય, પરંતુ આખું શિક્ષણશાસ્ત્ર એ બાળ, કિશોર તથા યુવાનને ઘડતું એક સળંગ બળ છે; જેને કેળવણીના વહીવટકારો સિવાય સહુ કોઈ એક સળંગ વ્યવસ્થા તરીકે

માનીને જ ચાલે છે. વહીવટી વ્યવસ્થાએ આવાં જડ શિક્ષણ વિભાગો પાડી સમાજની એક કુસેવા કરી છે. ઉચ્ચ શિક્ષણને તેમણે અતિ ઉચ્ચ સ્થાન આપી દીધું છે, અને ઉચ્ચ શિક્ષણની કિંમત અને ખર્ચ અતિશય વધારી દીધાં છે. માધ્યમિક શિક્ષણને તેમણે મધ્યમ પંક્તિ આપી છે, અને તેનું મહત્ત્વ અને તેની કિંમત ઉચ્ચ કેળવની આગળ નજીવી કક્ષાએ ઉતારી દીધાં છે. પછી પ્રાથમિક શિક્ષકને તેઓ અતિ નીચી કક્ષાએ ઉતારી દે, અને તેની કિંમત અતિ હલકી આંકે એમાં નવાઈ નથી. વિભાગીય દૃષ્ટિ આખા સળંગ શિક્ષણને બેડોળ બનાવી દે છે. કારણ આખા માનવીના પણ તેઓ કાપીને ચાર ભાગલા કરતા લાગે છે: શિશુ, બાલક, કુમાર અને યુવાન. ભારત જેવા દેશમાં એકવાર વિદ્યાને અને ગુરુને ઈશ્વર જેટલાં પૂજનીય ગણવામાં આવતાં હતાં. એ દેશમાં આજે સો યે દસથી બાર જ માણસો ભણેલાં હોય છે. એ પરિસ્થિતિમાં માનવીના બીજા બે વધારે ટુકડા કરી પ્રૌઢશિક્ષણ સાથે વૃદ્ધ-શિક્ષણ પણ વધારવામાં આવે, તો આશ્ચર્ય નહિ! વિભાગીકરણની જરૂર નથી, એમ કહેવાનો આશય નથી. માત્ર વિભાગીકરણ જડ ખાનાં અને વજ્રપિંજરાં બની ન જાય, એ જોવું જોઈએ. શિક્ષણના બધા વિભાગમાંથી ભારતને શોભે એવો નાગરિક અને માનવ જાતને શોભે એવો માનવી બનાવવો એવો જો શિક્ષણનો ઉદ્દેશ હોય તો શિક્ષણના આવા પરસ્પર તિરસ્કૃત થતા ભાગલા અટકી જાય અને આખું શિક્ષણતંત્ર, જીવંત અને સુંદર વિભાગોનું બનેલું એક જીવંત અને સુંદર તંત્ર બની જાય. પછી પ્રોફેસર મોટા કે બાલશિક્ષક મોટા એ પ્રશ્ન ગૌણ બની જશે, આખું શિક્ષણતંત્ર સહુના સન્માન અને કાળજીનો વિષય બની જશે, અને શિક્ષકનું સ્થાન આજે અતિશય હલવું અને હલકું બની ગયું છે, તે કિંમતી અને માનભર્યું બની જશે. પહેલું ધોરણ શીખવતા શિક્ષક કરતાં સાતમું ધોરણ શીખવતો શિક્ષક વધારે ઊંચો છે,

અને બાલશિક્ષણ કરતાં કૉલેજનું ઉચ્ચ શિક્ષણ વધારે કુનેહ માગે છે, માટે વધારે કિંમતી ગણવું જોઈએ એવો જે ભ્રમ સેવાય છે, તે નષ્ટ થશે. શિક્ષણનો કોઈપણ વિભાગ ઊંચો નથી કે નીચો નથી. સઘળા વિભાગ સરખા મહત્ત્વના છે, અને વધારે તાત્ત્વિક દૃષ્ટિએ ઊંડા ઊતરીને જોઈશું, તો આપણને કેળવણીકારો અને કેળવણીના શાસ્ત્રજ્ઞો જ કહેશે, કે જેમ શિષ્યનું વય ઓછું તેમ તેના શિક્ષણમાં કુનેહ, કાળજી અને આવડતની જરૂર વધારે. વીસ વર્ષના યુવકને શીખવતા પ્રોફેસર કરતાં તેર વર્ષના કિશોરને શિક્ષણ આપવું વધારે મુશ્કેલ અને વધારે જરૂરી છે; અને તેર વર્ષના કિશોર કરતાં ત્રણ વર્ષના કે છ વર્ષના બાળકને શિક્ષણ આપવાનું કામ વધારે મહત્ત્વનું, વધારે જટીલ, વધારે જવાબદારીભર્યું અને વધારે કિંમતી છે એમાં મને શક લાગતો નથી. આ વાત સાચી ન લાગતી હોય, તો કેળવણીકાર કૉલેજના પ્રોફેસરને બાલશિક્ષણ કે કિશોર શિક્ષણનું કામ ભલે સોંપીને ખાતરી કરે. ત્રણ વર્ષના શિશુ પર પડનારી છાપ જેટલી મહત્ત્વની છે, તેટલી તેર વર્ષના કુમારો પર પડનારી છાપ મહત્ત્વની ન જ હોય, અને પક્વ થયેલા અઢાર-વીસ વર્ષના કૉલેજિયન ઉપર પડનારી છાપ એથી પણ ઓછી મહત્ત્વની છે. કેળવણી એ માનવીના હૃદયસ્થ સંસ્કારોને વિકસાવવાની કળા હોય તો માનવીનું વય જેમ નાનું તેમ તેની કેળવણીની કિંમત વધારે મોટી સમજવી. વિભાગીકરણના વિરોધ તરીકે નહિ, પરંતુ વિભાગીકરણને સાચી રીતે સમજવા માટે અને આખા શિક્ષણતંત્રને સમગ્રપણે અવલોકવાની આપણને ટેવ પડે, એ માટે કેળવણીને હલકી-ભારે સમજવાની આપણી ભયંકર ભૂલ તરફ ધ્યાન દોરવાની અને કેળવણીના સળંગપણા ઉપર ભાર મૂકવાની અતિશય જરૂર છે. તેમ થયા વગર ઉચ્ચ, મધ્ય અને બાલશિક્ષણનું સાચું મૂલ્યાંકન થવાનું નથી.

### કેળવણીનું સૌથી મહત્ત્વનું અંગ

સારું મૂલ્યાંકન કરવું હોય તો આપણે વસ્તુનું મહત્ત્વ સમજવું જોઈએ. સ્વતંત્ર દેશને લાયક, ઉચ્ચ સંસ્કૃતિને લાયક ભાવિ ભારતવાસીઓ થાય એમ જો આપણે સાચોસાચ ઇચ્છતા હોઈએ તો કેળવણીમાં વધારેમાં વધારે ભાર બાલશિક્ષણ—એટલે પ્રાથમિક શિક્ષણ ઉપર મૂકાવો જોઈએ. પ્રાથમિક કેળવણીને અને તેનાય એક વિભાગ તરીકે પ્રાથમિક પૂર્વ કેળવણીને મહત્ત્વ આપવામાં સ્વર્ગસ્થ ગિજુભાઈનું પુણ્યશ્લોક નામ આપણે જરૂર ગણાવવું જોઈએ. એમણે તાજું બોલતાં શીખેલા બાળકને ઝડપી લીધો, અને તેને ઓપ આપવાને માટે, કહો કે તેની આંતરિક શક્તિઓને ખીલવવા માટે, તેમણે બાળકની પાસે જઈ, બાળકને પોતાની પાસે બોલાવી બાળકના દેહને અને બાળકના મનને સંપૂર્ણપણે સ્પર્શી તેને ખીલવવા માટે શાસ્ત્રીય, ભગીરથ અને ઘણાં અતિ રસભર્યા પ્રયોગ કર્યા. એમાંથી બાળકોનો કેવો ફાલ આવ્યો એ જાણવું સહજ મુશ્કેલ છે. પરંતુ એનું એક બહુ સુંદર પરિણામ એ આવ્યું કે, સરકારી છાપ રહિત, દોઢડાહ્યા નિષ્ણાતોની છાપરહિત બહુ સુંદર બાલોપયોગી સાહિત્ય પ્રગટ થયું, જે હજી એવું ને એવું ઉપયોગી રહ્યું છે. બાલશિક્ષણમાં જનતાને, માબાપો અને વાલીઓને તેમ જ શિક્ષકોને નવો રસ ઉત્પન્ન થયો, અને બાલવાડી, ફૂલવાડી, બાલમંદિર, શિશુમંદિર સરખી બાળકોને અતિ ઉપયોગી સંસ્થાઓ અસ્તિત્વમાં આવી. એ પહેલાં વડોદરા રાજ્યનો કીન્ડરગાર્ડન શાળાઓનો પ્રયોગ ઐતિહાસિક દૃષ્ટિએ પ્રથમ ગણાય, અને બીજો ચક્રવર્તી પ્રયોગ શ્રી. ગિજુભાઈનો, જેણે બાલશિક્ષણમાં કેળવાયલા કેટલાક સરસ શિક્ષકો અને શિક્ષિકાઓ આપણને આપ્યાં.

### દેશનું મોટામાં મોટું કમનસીબ

આપણા દેશનું મોટામાં મોટું કમનસીબ એ છે કે, આપણો

ભાઈ ને આપણે ન ભૂલીએ,—એ એનું પહેલું કમનસીબ છે. બાલ-શિક્ષણને કૂદી જઈ, એ શિક્ષણ અપાય છે, એ એનું બીજું કમનસીબ છે. શહેરની ફૂલવાડી ગામડાંની શાળાને મળતી નથી, અને પ્રાથમિક કેળવણીનું સ્થાન માત્ર ભાડાના કે સરકારી બાંધેલા તબેલા જેવાં મકાનોમાં બંદીખાનું બની રહે છે. વડોદરા રાજ્યમાં શાળાનાં મકાનોની સુંદર યોજના હતી, અને એ મકાનોની આસપાસનાં ચોગાનોમાં ફૂલવાડી રચવાની જગા પણ હતી. સારા શિક્ષકો એમાં ફૂલવાડી રચતા પણ ખરા, અને પ્રતિહાસ-ભૂગોળનું તથા ખેતી કે બાગનું આછુંપાતળું શિક્ષણ પણ આપતા. ગોરાઓની ગાદીએ આવનાર કેળવણી-અમલમાં હવે શું થાય છે, તેની મને પૂરી ખબર નથી. પરંતુ હું તો અકસ્માત શાળાઓનાં ઉદાસીન મકાનો. અને વિરાગી, મેલા, નિર્માલ્ય અને સહુથી દબાતા રહેતા શિક્ષકો જોઉં છું ત્યારે મને લાગે છે કે પ્રાથમિક કેળવણી નવા વહીવટમાં હજી પ્રફુલ્લ પોષણ પામી નથી. કેળવણીને પોષણ નથી એમ જ્યારે આપણે કહીએ છીએ ત્યારે એ કેળવણી આપનાર શિક્ષકોને પોષણ નથી એમ જ અર્થ કરવો પડે છે. દેશનું હિત હૈયે ધરનાર સહુ કોઈએ ગંભીરતાપૂર્વક વિચાર કરવાની જરૂર છે કે શિક્ષકોને પૂરતું પોષણ નહિ મળે, તો એમના શિષ્યોની કેળવણીમાં તેઓ કેટલું પોષણ આપી શકશે? ભૂખ્યા-તરસ્યા સૈન્યને લડવાનું કહીએ તો એ અનુનમાં આવી કદાચ એકાદ ધસારો જરૂર કરે, પરંતુ એને ભૂખ્યું રાખીને સતત લડવાનું કહીએ તો એ કેટલું લડી શકે એ સામાન્ય સમજથી સમજી શકાય એમ છે. પ્રાથમિક કેળવણી એટલે પ્રજાનો સંસ્કાર મોરચો. સંસ્કાર મોરચાનો એ અગ્રભાગ. અને પ્રજાજીવને સંસ્કાર મોરચે સાચો વિજય મેળવવો હોય તો એ મોરચાના લડવૈયાઓને માત્ર વચન, આશ્વાસન, ધીરજ અને સેવાનાં જ સૂત્રો આપી બેસી ન રહેવાય. એ સૂત્રો એકાદ વખત કામ કરે, બેચાર વખત કામ કરે, પરંતુ ભૂખ્યા લડવૈયાઓ પાંચમી

વખત મોરચે નિરુત્સાહ ન થાય તોયે અશક્ત જરૂર બની જાય, અને જે મોરચે અશક્ત લડવૈયાઓને ઊભા રાખીએ એ મોરચે વિજય મળે કે કેમ એ પ્રશ્ન આપણા નૂતન ભારતના વ્યૂહવિધાયકોએ વિચારવા સરખો છે. સંસ્કાર મોરચાના આગ્રભાગે ઊભેલા આપણા શિક્ષકો આપણા સંસ્કાર-યોદ્ધાઓ છે. એમને ભૂખ્યા-તરસ્યા, ફાટ્યાં-તૂટ્યાં મેલાં કપડાંવાળા અને નિર્માલ્ય રાખીશું તો આપણો સંસ્કાર મોરચો પણ નિર્માલ્ય રહેશે અને આપણા આખા સમાજના સંસ્કાર પણ નિર્માલ્ય અને નિર્બળ જ બની રહેશે.

## બાળકો કેટલી શક્તિ મેળવે છે?

ભાવિ પ્રજાને ઘડવા માટે આપણે આપણાં બાળકોની શિક્ષકોને સોંપણી કરીએ છીએ, અને શિક્ષકોને પગાર આપીએ છીએ એક પટાવાળાનો, એક રસોઈયાનો, એક પાણીભરાનો, એક હેલકરીનો. કદાચ આજના રસોઈયા, પટાવાળા અને હેલકરીઓને મળતા પગાર અને સગવડનો વિચાર કરીએ તો શિક્ષક એ સર્વ કરતાં સમાજને વધારે સોંઘો પડતો હશે! એ શિક્ષક પાસે આપણાં બાળકોને મોકલતી વખતે આપણે ભૂલવું ન જોઈએ કે પટાવાળાનો પગાર આપી આપણે શિક્ષકો પાસે પટાવાળાઓ જ ઊભા કરીએ છીએ. રસોઈયાનો પગાર આપી આપણે રસોઈયાની જ પરંપરા ઊભી કરીએ છીએ અને હેલકરીનો પગાર આપી આપણે આપણાં બાળકોમાં કચરો સાફ કરનાર કે ટોપલા ઊંચકનાર વેઠિયા જેટલી શક્તિ ઉપજાવીએ છીએ. અરે એટલી પણ શક્તિ ઊપજે કે કેમ તેની પણ શંકા છે.

## શિક્ષકને અપમાનિત ન રાખો.

રખે કોઈ એમ માને કે હું પટાવાળાના કામને, રસોઈયાના કામને કે મજૂરની મજૂરી હલકી ગણી તિરસ્કારવાનો પ્રયત્ન કરું છું. કોઈપણ કામ—વ્યક્તિઉપયોગી અને સમાજઉપયોગી કામ—હલકું કે તિરસ્કારપાત્ર છે, એમ માનનાર મોટામાં મોટી ભૂલ કરે

છે. પરંતુ એક વાત આ યુગમાં ચોક્કસ થઈ ચૂકી છે કે, પટાવાળો ગૃહપ્રધાન થવા ઇચ્છે, રસોઈયો ખોરાક ખાતાનો પ્રધાન થવા ઇચ્છે અને મજદૂર હુનર ઉદ્યોગ-પ્રધાન થવા ઇચ્છે તો તેને આપણે ના ન પાડી શકીએ, એટલું જ નહિ પણ એની શક્તિ અને પાત્રતા એટલે સુધી ખીલવવાનો અને એ ખીલી હોય તો એને એ સ્થાન મળવાનો મોકો જરૂર મળવો જ જોઈએ. સમાનતાના યુગમાં પ્રધાનના પુત્રને જ સારી જગાઓ મળે એવી સગવડ અપાય અને પટાવાળાના પુત્રને નહિ, એવી પરિસ્થિતિ લાંબો વખત બરદાસ્ત થઈ શકશે નહિ. શિક્ષકને પણ આશા હોય છે, અભિલાષા હોય છે, હોંસ હોય છે, કોડ હોય છે કે તેઓ અપમાનિત શિક્ષકમાંથી આગળ વધી માનવંત આગેવાની અને ઉપયોગી સ્થાન પ્રાપ્ત કરે. એની એ અભિલાષા સફળ થાય, એ જોવાની ફરજ સરકારની અને સમાજની પણ છે. કોઈના વિકાસ માર્ગને રોધનારી સામાજિક, આર્થિક, ધાર્મિક કે રાજકીય અડચણો સર્વોદય ઇચ્છતી સરકાર (welfare state) માટે નામોશીરૂપ છે, અને હું શિક્ષકોની આર્થિક અડચણો ઉપર વધારે ભાર મૂકું છું.

#### બીજી બાજુ અઢળખ ધન-ધુમાડો

એમ કહેવામાં આવે છે કે દુનિયાભરના સુસંસ્કૃત દેશોમાં શિક્ષણનું કામ કરનાર વ્યક્તિઓને ઓછામાં ઓછો પગાર મળે છે. શા માટે શિક્ષણનું કાર્ય કરનારને ઓછો પગાર આમ મળવો જોઈએ એનું કોઈ કારણ આપતું નથી. એ દાખલો આપી આપણે પોતે જ શિક્ષણની કિંમત ઉતારી પાડીએ છીએ. લવરી કુશળ પ્રધાનોને સારો પગાર અપાય, પરદેશમાં જઈ રાજકીય પત્નીભક્તીએ ચાંપતા રાજકીય પ્રતિનિધિઓ-(Ambassadors) પાછળ ઢગલાબંધ પૈસા ખર્ચાય, એક પણ પરિણામ ઉપર ન આપતી પ્રાંતિક, રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય પરિષદોમાં ભાગ લેનારની પાછળ

અગલખ ધન વપરાય, ઘાસના એક તરણાનું દોઢ તરણું પણ ન બનાવી શકતા નિષ્ણાતોની પ્રયોગશાળાઓમાં ધુમ્મસ પાછળ ધનની હેલી વરસાવાય, અને દેશનું રક્ષણ કરનાર કહેવાતા સૈનિકથી માંડી સેનાપતિ સુધી સહુને સંતુષ્ટ રાખવા જરૂર પડે ધનનો આખો પ્રવાહ વાળી શકાય. આમ વર્તમાન રાજકારણમાં સહુ કોઈ સંતુષ્ટ રાખવાને પાત્ર છે. સંતુષ્ટ રાખવાને પાત્ર નથી માત્ર એકલો શિક્ષક, કારણ કે શિક્ષકની સમાજમાં કિંમત નથી, શિક્ષણના વહીવટદારોને શિક્ષકની કિંમત નથી, અને વધારેમાં શિક્ષકને પોતાને પોતાની કશી કિંમત નથી.

## ગાંધીજી સમાજશાસ્ત્રી ન હતા!

પગારથી જ બધાં કામ થાય છે એમ હું કદી માની શકતો નથી. સને ૧૯૧૫ થી તા. ૨૭ ડિસેમ્બર ૧૯૫૧ સુધી હિંદભરના પગાર ખાનારાઓએ જે કામ કર્યું છે, તે કોઈનો પગાર ન લેનાર સાબરમતીના સંતે કરેલા કામ આગળ કુછ વિસાતમાં નથી. ગાંધી દીધાં સ્વાતંત્ર્યનો આર્થિક અને પ્રતિષ્ઠા-લાભ પામતા પગારદારી પ્રોફેસરો અને વિદ્યાપીઠના પગારદારી ચાલકોને એમ પણ કહેતા મેં સાંભળ્યા છે કે ગાંધીજી સમાજશાસ્ત્રી ન હતા, સમાજસેવક ન હતા અને તેમને શાસ્ત્રીય ઢબની સમાજસેવા કરતાં આવડતું ન હતું. ગાંધીજીને નામે જીવવા માગતી કોંગ્રેસના એક કેળવણીકારનાં આ વચનો છે, એમ જ્યારે મને ખબર પડી ત્યારે મને લાગ્યું કે ગાંધીજીનું મોત ગોડસેના હાથે નહિ પણ આપણે હાથે થયું છે.

## હોથપગ અને મગજ ચાલે તેટલું આપો

શિક્ષણનું કાર્ય કરનારને મહેનતાણું ભલે ઓછું મળે; શિક્ષકોને રહેવા માટે વગડા જેવડા બંગલા અને બાગબગીચા ભલે ન હોય; અવરજવર માટે શિક્ષકોને કાર કે વિમાન ભલે ન મળે; ફૂલ-

હાર, ખાનપાનની મિજબાનીઓ અને માનપત્રના ચાંદી-સોનાનાં ભૂંગળાં શિક્ષકોને ભલે ન મળે; માત્ર શિક્ષકોના હાથ, પગ, જીભ અને મગજ સાબિત રહે એટલું બસ છે. પરંતુ તેમના હાથ પગ સાબિત રહેવાને માટે, તેમની જીભ અને તેમનું મગજ કામ કરી શકે એવી સ્થિતિમાં રહે એ માટે શરીર નિષ્ણાતોએ ભારે પગાર ખાઈ નક્કી કરેલા ખોરાકની પ્રાપ્તિ જેટલો તો પગાર શિક્ષકોને મળવો જોઈએ કે નહિ? પકવાન હાથ કરી બેઠેલા આપણા કેટલાયે નેતાઓ અને વિચારકો રોટલાની આર્થિક જરૂરતાને તિરસ્કારી સુફિયાણીભરી વાતો કરે છે કે, દુનિયા એકલી રોટલાથી ચાલતી નથી. રોટલા ઉપરાંત માનવીની માનવતા માટે બીજું ઘણુંઘણું જરૂરી છે. એક સત્યના પ્રયોગ તરીકે આ વાત કરનાર ડાહ્યા ફિલસૂફોનાં પકવાન જ નહિ, પણ તેમનો રોટલો પણ એકાદ માસ સુધી પ્રતિબંધમાં મૂકી તેમને રોટલા વગર ચલાવવાની સ્થિતિમાં મૂકવામાં આવે તો તેમને ખબર પડે કે જીવવા માટે રોટલા સિવાય બીજી શાની જરૂર છે!

## ધૂંધવારો જ નહિ—ભડકો થશે

માનવતાની દૃષ્ટિએ, શિક્ષણના મહત્ત્વની દૃષ્ટિએ, આપણા ભાવિનો વિચાર કરીને એક નિશ્ચય ઉપર શિક્ષકોએ, સમાજે અને સમાજનું રાજકીય તંત્ર ચલાવનારાઓએ આવવું જ પડશે કે, જીવન ટકે એટલું પોષણ આપતો મુસાહીરો સૌની સાથે શિક્ષકોને આપવો જ જોઈએ. પોષણ આપતો મુસાહીરો—પગાર કોને કહેવો એ નક્કી કરવાનું કામ કારમાં ફરનારા, બંગલાઓમાં રહેનારા, પરદેશનું અંખવી નાખતું શિક્ષણ પામી એથી પણ વધારે અંખવી નાખતો પગાર પોતાની હકશાહીમાં લેતા નિષ્ણાતો ભલે કરે. એ સામે શિક્ષકોને વાંધો ન હોય. પરંતુ પોષણ પૂરતો પગાર જ્યાંસુધી કોઈપણ પ્રકારની સરકારી કે બિન સરકારી સેવા કરતી વ્યક્તિને

ન મળે, ત્યાંસુધી અસંતોષનો અગ્નિ ધૂંધવાયા કરવાનો જરૂર. ધૂંધવાતો અગ્નિ કદી કદી ભડકો પણ કરી ઊઠે. અને માનવજાતના નેતાઓએ પોતાની આવડતના અભિમાનમાં ચારેપાસ ધૂણીના ઢગલા તો ઠીક ઠીક ચેતવી મૂકયા છે. રાજકીય યોદ્ધાઓએ સાચું લડવાનું છે બેકારી સામે અને ભૂખમરા સામે. બેકારીનો અર્થ એટલો જ કે આપણને માનવીની સંખ્યાના બળનો ઉપયોગ કરતાં આવડતું નથી. ભૂખમરાનો—ગરીબીનો અર્થ એટલો જ કે આપણને આપણાં સાધનો વહેંચતાં-વાપરતાં આવડતું નથી. પાણીનાં પૂર ઊભરાતાં હોય તો જેની જેટલી તાકાત હોય એટલું પાણી વાપરે, ઉછાળે, વેડફે અને ઢોળી દે. પરંતુ પાણી જ જ્યાં સુકાયાં હોય, ત્યાં તો માણસાઈભર્યો માર્ગ એક જ: જેની જેટલી તરસ તેટલું પાણી તેને આપવું, અને ચાંગળે ચાગળે જરૂર પડયે વહેંચવું. વહેંચવામાં હું વધારે લઉં અને બીજાને ઓછું આપું, તો એમાં માણસાઈ અદશ્ય થયેલી દેખાશે. આપણા આર્થિક વહેણ બહુ ઊલટાં અને સૂકાં બની જવા આવ્યાં છે. વાઘ અને બકરી તો જ્યારે એક આરે પાણી પીએ ત્યારે ખરું. આજ તો મિનીસ્ટરો–પ્રધાનો અને શિક્ષકોએ એક જ સુકાતા ઝરામાંથી પાણી પીવાનું છે. શિક્ષકોના ખોબામાં પણ પાણી આવે તો સારું. વાદની સાથે શિક્ષકોને બહુ ઓછો સંબંધ હોય. એમના ઉપર નાખવામાં આવેલાં બંધનો શિક્ષકોને વાદ તરફ વળવા દે એ સંભવ બહુ ઓછો છે. ચાલતું ચલણ એના ગુણગાન એ સદાકાળને માટે સીધો સાદો વાદ થઈ પડે છે. કોઈપણ વાદ હોય: ગાંધીવાદ હોય, સર્વોદયવાદ હોય, શાન્તિભરી આર્થિક સમાનતા સ્થાપવા મથતો વાદ હોય, લડાયક, સત્તાકાંક્ષી સામ્યવાદ હોય, કે ભારતની સંસ્કૃતિ ઉપર ભાર મૂકતો મહાસભાવાદ હોય; જેને સત્તાની ઝૂંટાઝૂંટ અને ઝાડસોઈમાં પડવું હોય તે પડે અને સત્તા મેળવે. પરંતુ પ્રત્યેક વાદે આજ ન્યાય આપવો હોય, તો બેકારી અને ભૂખમરાનો ઇલાજ પ્રથમ કરવો પડશે. એ ભૂખમરો

શિક્ષકોને—પ્રાથમિક શિક્ષકોને સ્પર્શી રહ્યો છે, એ કોઈપણ વાદ. ન ભૂલે.

## અહિંસક અસહકાર જ કરવો

એ પણ એક કમનસીબી છે કે, 'મુંબઈ પ્રાન્તના શિક્ષક-સંઘમાં હડતાલના ભણકારા વાગી રહ્યા છે. હડતાલ એટલે છેલ્લે પાટલે બેસવાની પરિસ્થિતિ. સમાધાનનો બીજો કોઈ માર્ગ ન રહે, ત્યારે લેવાનો અહિંસક દબાણુ માર્ગ. એ માર્ગની બહુ મોટી મર્યાદાઓ રહેલી છે. ગાંધીજીના સ્પર્શથી પુનિત થયેલા અહિંસક અસહકારનું એ મર્યાદિત સ્વરૂપ. સર્વ પ્રકારનાં દલીલો અને શોષિતો જેનો આશ્રય લઈ શકે એવું એ શસ્ત્ર. એમાં માનસિક હિંસા પણ ન હોય, તો પછી બીજી ગુપ્ત કે જાહેર હિંસાને તો સ્થાન હોઈ શકે જ નહિ. એમાં વિજયનો ઘમંડ કે તુમાખી ન હોય; સિદ્ધાંત, ન્યાય કે હક્ક માટેનો નમ્ર આત્મભોગ જ હોય. આડી તેડી મૂંઝવણ એમાં કોઈને માટે ઊભી કરી શકાય જ નહિ. એમાં વેરઝેરનો અંશ પણ હોવો જોઈએ નહિ, અને ખાર કે દંશ રજમાત્ર પણ હોવાં જોઈએ નહિ. એની પાછળ જબરદસ્ત સંગઠન જોઈએ. હડતાલ ચાલે ત્યાં સુધી પોતાના અને કુટુંબીઓના પોષણ માટે પરતું સાધન જોઈએ. જનતાનો વ્યાપક સાથ અને સહાનુભૂતિ જોઈએ. અને ઉદ્દેશ તથા સાધનો સ્ફટિકશુદ્ધ હોવા જોઈએ. ગાધીદીર્યા સત્યાગ્રહ અને અસહકારમાં પણ અનિષ્ટ તત્ત્વો પેસી ગયાં હતાં. જે તત્ત્વો આજ ગાંધી અપાવ્યા સ્વરાજને પણ બેસ્વાદ બનાવી રહ્યાં છે. શિક્ષકો સ્વભાવે ધંધે અને સાધને સૌમ્ય અને લગભગ અહિંસક હોય છે, પરંતુ સામનાની સફળતા એકલી સૌમ્ય અહિંસાથી થતી નથી. એમાં બહુ ઉચ્ચ પ્રકારનું સમર્પણ સુધી પહોંચે એવું આત્મભોગનું મહાન બળ હોવું જોઈએ. ગાધીજી કુસુમ કરતાં પણ મૃદુ હતા એ વાત સાચી. સાથે સાથે તેઓ

વજ્ર કરતાં કઠોર હતા એ વાત પણ એટલી જ સાચી. હડતાલમાં, અસહકારમાં, સત્યાગ્રહમાં આ સઘળાં તત્ત્વો શિક્ષક સમુદાય લાવી શકે એમ છે? અસહકારની મર્યાદા તેમણે વિચારી છે? એનો જવાબ હામાં હોય તો શિક્ષકોનો અસહકાર સફળ થાય. પરંતુ કોઈ તત્ત્વમાં ખામી આવી જતાં અસહકાર નિષ્ફળ જાય, તો તેની પાછળ અનેક દુઃખો, અપમાનો, ટીકાઓ અને કદાચ જુલમની ઝડીઓ વરસે ખરી. હું પોતો તો જરૂર પડે ત્યાં ગાંધીજીના અહિંસક અસહકારમાં જ માનું છું. અને અહિંસા ઉપર જેટલો બને તેટલો ભાર મુકાય એમ ઇચ્છું છું. જોકે મારી કેટલીક અણગમતી ટીકામાં મહાસભાવાદીઓને હિંદુ મહાસભાવાદનો અગર સામ્યવાદનો ભ્રમ થાય છે એ હું જાણું છું. હું જે જે ટીકાઓ કરી રહ્યો છું, તે તે ટીકાઓ ખુદ કોંગ્રેસ વર્તુળોમાં થાય છે. એ માત્ર હું જ નહિ પણ ઘણા મહાસભાવાદીઓ જાણે છે.

### સરકારના હૃદયને સ્પર્શતા ઇલાજો લેવા

શિક્ષકોની હડતાલમાં એક બીજી મહામર્યાદા છે. આજની સરકાર આપણી છે, સ્વરાજ્યની છે, આપણા જ એક વખતના અતિ માનવંત અગ્રણીઓની બનેલી છે. વિવિધ નિષ્ફળતાઓ અને ખામીઓ છતાં એ આપણી લોકશાહી સરકાર છે. એ આપણે કદી ભૂલવું ન જોઈએ. હૃદયપલટામાં માનતી વ્યક્તિઓની બનેલી આપણી સરકારના હૃદયનો પલટો કરવા માટે અસહકાર કરતા પહેલાં, હડતાલ પાડતાં પહેલાં આપણે સરકારના હૃદયને સ્પર્શ કરવાના બધા ઇલાજો અજમાવી જોવા જોઈએ. હડતાલ એક અંતિમ ઇલાજ છે. અને આપણી સરકાર વિરુદ્ધ તે વાપરવાનો પ્રસંગ ન આવે એમ હું જરૂર ઇચ્છું છું. શિક્ષકોના હિતચિંતકોમાં અને સરકારી તંત્રમાં એવી વ્યક્તિઓ જરૂર મળી આવે કે જે પગારના આખા પ્રશ્નનો સંતોષકારક નિવેડો લાવી શકે.

તો શિક્ષકોને શિક્ષણકાર્યને બદલે
રક્ષણનાં કવચો જ ઊભાં કરવાં પડે.

શિક્ષકોના પ્રશ્ન તેમના પગાર આગળ જ અટકે છે એમ માનવાનું કારણ નથી. સમાજે શિક્ષકોની કિંમત અને પ્રતિષ્ઠા કરવાનાં હજી બાકી છે. સરકાર જ જ્યારે પ્રજાકીય છે ત્યારે પ્રજાકીય સંસ્થા સરખી લોકલબોર્ડો અને સુધરાઈઓનો વહીવટ સંબંધ પ્રાથમિક કેળવણી સાથે રહે તો તેમાં કદાચ બહુ વાંધો ન લઈ શકાય. પરંતુ સરકારી કેળવણી ખાતાના હુકમો, દફતરી હુકમો, ગુપ્ત હુકમો, સૂચનાઓ, સમજૂતો, ચેતવણીઓ અને ધમકીઓ ઉપરાંત આ લોકગ્ર સંસ્થાઓ પણ પોતાની સત્તાના તોરમાં કેળવણી ખાતાના જ પાટે ચડી જાય, તો શિક્ષકોને શિક્ષણ કાર્યને બદલે રક્ષણનાં કવચો જ સતત ઊભાં કરવાં પડે. સત્તાનો દોર અને તોર સ્વરાજ્યમાં ન હોવો જોઈએ; ઓછામાં ઓછો અનુભવાવો જોઈએ એમ આપણી સાથે સત્તાધારીઓ પણ ઇચ્છે છે. પરંતુ તે ઓછો થયો હોય એવું કાંઈ સાંભળવામાં આવતું નથી. અનુભવની વાત બાજુએ મૂકીએ તો પણ ડેપ્યુટીઓ અને ઇન્સ્પેક્ટરોમાં ઘણાય સારા હશે એની ના નહિ. પણ બીજાં સર્વ ખાતાની ઉપરી શાખાઓ સરખી આ ઉપરીઓની વાત આવ્યા કરે છે એ હું અત્રે ન કહું તો હું પ્રમુખ તરીકે શિક્ષક વર્ગ પ્રત્યે બેવફા નીવડયો જ ગણાઉં. શિક્ષકોનો પગાર, શિક્ષકોને આપવામાં આવતી સગવડ અને શિક્ષકો પાસેથી માગવામાં આવતાં વ્યક્તિગત અને સામાજિક પરિણામો વચ્ચેનું અંતર જેમ બને તેમ ઝડપથી કપાય એમ વધારે સારું. આપણી સરકારને માથે અતિ વિકટ જવાબદારીઓ આવી પડી છે, એ આપણે સહુએ સમજી લેવું જોઈએ. આ આદર્શવાદી માનવીઓ વહીવટચક્રમાં ગૂંચવાઈ જાય એ પણ સમજી શકાય એવું છે. ખુરશી ઉપર બેઠેલી સત્તાની કેટલીક તીખાશ હસી કાઢવા જેવી અગર જતી કરવા જેવી હોય છે એ ખુરશી ઉપર બેઠેલાં કોઈ

પણ શિક્ષક સમજી શકશે. છતાં સરકાર આપણી છે, સત્તા આપણાં સહૂના હિતસ્વીઓના હાથમાં છે ત્યારે માત્ર આરંભ માસ સુધી જ શિક્ષકનો ધંધો કરનાર બિનઅનુભવી હું સરકારને—Welfare state ને, સર્વોદયની તમન્નાવાળા સરકારી વહીવટને થોડી વિનંતી કરવાની ધૃષ્ટતા કરી લઉં.

**સરકારને થોડી વિનંતી**

(૧) શિક્ષકોના પગાર ઝઘડાનો નિવેડો સરળતાપૂર્વક, સંતોષકારક રીતે ઝડપથી સરકાર લાવી દે. સ્વરાજ્ય મેળવ્યાનો દાવો કરનારને શિક્ષકોનો સંતોષ મેળવવો બહુ અઘરો થઈ પડવો ન જોઈએ. સરકારની આર્થિક મુશ્કેલીઓ બહુ ભારે છે. છતાં આખા દેશને ખોરાક પૂરો પાડવાની હિંમત ધરી રહેલી આપણી સરકાર શિક્ષકોને સંતોષવા કેટલાય ખૂણામાં કાપકૂપ કરી શકે એમ માની, શિક્ષકોનો સંતોષ કદાચ મત ન અપાવી શકે તોયે તે અંતઃકરણપૂર્વકનો આશીર્વાદ તો જરૂર અપાવી શકે. પ્રજાના અને રાજ્યવહીવટના શિક્ષક સરખા સૌમ્ય વર્ગનો આશીર્વાદ સરકારને અને પ્રજાને જરૂર આબાદ બનાવી શકશે. બીજા પ્રાન્તો કરતાં આપણે ત્યાં પ્રાથમિક શિક્ષકોને પગાર વધારે મળે છે એમ કહેતી વખતે મુંબઈ પ્રાન્તની અને બીજા પ્રાન્તોની મોંઘવારી સરખાવવી પડશે. ખજાનામાં પૈસા ન હોય એ આપણે સમજી શકીએ. પરંતુ એ ખજાનાની ખોટના ભોગ એકલા શિક્ષકોને જ ન બનાવવા જોઈએ. પ્રધાનથી માંડી પટાવાળા સુધી સહુએ એ ખોટના ભાગીદાર બનવું જોઈએ. એમ થાય તો શિક્ષકો જરૂર પોતાની માગણી હળવી કરી નાખશે. પોલીસનો સંતોષ ગુન્હાને પકડશે. શિક્ષકનો સંતોષ ગુન્હો નહિ થવા દે એ ધ્યાનમાં રહે તો સારું.

(૨) પોષણની ઓછામાં ઓછી ચિંતા પકડીને શિક્ષકોની ચાકરી નક્કી કરી શકાય.

(૩) સરકાર અનેક લોકોપયોગી અને નોકરોપયોગી યોજનાઓ હાથમાં લે છે. શિક્ષકોને અનુલક્ષીને સરકાર આવી કોઈ યોજના હાથ ઉપર લે એ ખરેખર ઇચ્છવા યોગ્ય છે. દૃષ્ટાંત તરીકે:

આટલી યોજના તો કરો

(૧) શિક્ષકો માટે નાનકડાં પરંતુ સોઈવાળાં મકાનોની યોજના.

(૨) મોંઘા માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણમાં શિક્ષકોનાં સંતાનોને રાહત આપવાની યોજના.

(૩) આરોગ્ય રક્ષણ અને વૈદ્યકીય સારવારની સવલત.

સરકારની પાસે અનેક યોજનાઓ પડી છે. ઘણીવાર એ યોજનાઓ આભને બાથમાં લેવા જેવી થઈ પડે છે. એને બદલે કેટલીક ઉપરની યોજનાઓ શિક્ષક–મર્યાદિત કરી હોય તો તે યોજનાઓ સમાજસ્પર્શી તથા વ્યાપક બનાવવામાં સરકારને અણમૂલો અનુભવ પણ મળે. સક્રિય સહાનુભૂતિ દર્શાવવાનું એકાદ ઉદાહરણ પણ હું આપું એને સરકારી તંત્રનો મોટો ભાગ જરૂર હસી કાઢશે, છતાં જિંદગીભર નોકરતંત્રના એક વિભાગ તરીકે રહેલો હું આ ઉદાહરણ આપું છું એ ધ્યાન બહાર ન જાય. કલેક્ટરના બંગલામાં કલેક્ટરનું નાનું કુટુંબ જ રહેતું હશે. એ કલેક્ટરને પોતાની સત્તાના બળે, પ્રતિષ્ઠાના બળે, આવકના બળે, ઓળખાણના બળે અને છેવટે તેની શરમથી શહેરમાં રહેવા માટે તેના પેઢીધર મકાન કરતાં તો વધારે સારું મકાન મળે જ. હવે એ બંગલામાં અને તેના આઉટ હાઉસમાં આછામાં ઓછા સો પચાસ પ્રાથમિક શિક્ષકોનાં કુટુંબો તો જરૂર સમાઈ જાય. બે હાથમાં હિંમત પકડી આ ફેરફાર કરવાની તાકાત રાજતંત્રમાં વિકસે ખરી ? આ હસવા જેવી લાગતી સૂચનાને ગાંધીજીનો ટેકો છે એ વાત હસનારાઓ રખે ભૂલી જાય. આપણી સરકારને મારી એ જ વિનંતી કે શિક્ષકોને સંતોષે.

સમાજને સંતોષે. મધ્યમ અને નીચલા થરને સંતોષે. ઉપલો થર – સરકારીતંત્રનો તેમ જ સમાજતંત્રનો – તો હવે ક્યારનો એ સંતોષાઈ ચૂક્યો છે. એ થરે પોતાના સિવાય બીજા કોઈનું દળદર ફેડયું જાણ્યુંમાં નથી. હજી ગાંધીવાદ માટે, રાષ્ટ્રીય મહાસભા માટે, રાષ્ટ્રીય નેતાઓ માટે અને રાષ્ટ્રીય સરકારો માટે ઓસરતી ઓસરતી પણ સહાનુભૂતિ ઘણી રહી છે. એમાં વેગ આવે એમ હું શિક્ષકોના પ્રમુખ તરીકે અને અંગત રીતે પણ તીવ્રતાપૂર્વક, વ્યગ્રતાપૂર્વક ઇચ્છી રહ્યો છું. મહાસભાની ટીકા થાય છે એ મને ગમતું નથી. મારા સાહિત્યની અને મારા જીવનની પ્રેરણા મને ગાંધીવાદમાંથી, ગાંધીપ્રેર્યા મહાસભાવાદમાંથી નોકરી કરતે કરતે મળી છે એ હું કદી ભૂલીશ નહિ.

(૪) પ્રજાને અને નોકરતંત્રને અતિ બંધનોમાં સરકાર કે લોકસ સંસ્થાઓ ન જકડે. સરકાર કે લોકસ સંસ્થાનો માર્ગ સાચો નહિ હોય તો અનેક બંધનો હશે તોય તે તૂટવાના જ છે. માર્ગ સાચો હશે તો તો કોઈની ટીકા, વિરોધ, કટાક્ષ કે સામનો આપોઆપ તૂટી પડશે. સાચને આંચ નથી એ કહેવત રચાઈ ત્યારથી સાચી છે. રાજકારણને, સત્તાને, ખુરસીને શતરંજના પ્યાદા બનાવવાં હોય તો જુદી વાત છે. પરંતુ લોકસ સરકાર, લોકહિત માટે મથતી સરકાર, સર્વનો ઉદય ઇચ્છતી સરકાર કે સંસ્થાને શિક્ષકોની કે કોઈની પણ વાણી ઉપર, સંગઠન ઉપર કે પ્રવૃત્તિ ઉપર અંકુશ મૂકવાની જરૂર નથી. શિક્ષકસંઘ નિવેદન કરે તે સરકારના પ્રકાશન અમલદાર પસંદ કરે ત્યારે જ! નોકર કોઈ પણ લેખ પ્રસિદ્ધિમાં મૂકે તે પહેલા એના ઉપરીની પસંદગી એણે મેળવવી જ જોઈએ! સંસ્થાઓ કે વ્યક્તિઓમા લઘુગ્રંથિ ઉપજાવવાનો આ ધોરી માર્ગ ભાગ્યે જ કોઈ સ્વમાની સંસ્થા કે વ્યક્તિ કબૂલ કરે. કબૂલ કરશે ત્યારે સ્વરાજ્યમા ગુલામો પ્રગટ થવાનું શરૂ થઈ ગયું હશે. વળી વલણ ચાલુ રહેશે તો કૈંક બોટાદકરો, ત્રિભુવન ગૌરીશંકરો, કાન્તો,

મણિલાલ દ્વિવેદીઓ, નાનાલાલોની કલમો તોડી–ફોડી નાખવી પડશે. ઉમાશંકર કે સ્નેહરશ્મિ સરખા કવિઓ અને તેજસ્વી સાહિત્યકારો કેળવણી સાથે સંબંધ ધરાવે છે. નામદાર ખેર સાહેબની પસંદગી સિવાય એમનાથી કવિતા પ્રસિદ્ધ થાય જ નહિ એવું બેહૂદું પરિણામ ન આવે એ ઇચ્છવા યોગ્ય છે. બંધનનું દોર-પિલ્લુ છૂટે એ કયાં જઈને અટકે એ કહેવાય નહિ.

**શિક્ષક ગણને વિનંતી**

સરકારને અગર શિક્ષકોનું સૂત્ર હાથમાં લેતી લોકસંસ્થાઓને આટલી વિનંતી બસ છે. મારી વિનંતીનો વધારેમાં વધારે ભાર તો શિક્ષકો ઉપર મૂકવા ધારું છું. શિક્ષક વર્ગને આખાને મારી અત્યંત નમ્ર પણ આગ્રહભરી વિનંતી :

(૧) કેળવણી તંત્રને એક સળંગ તંત્ર તરીકે માનતાં શીખો. શિક્ષકોની એક આખી સમાનતા સાચવતી, પરસ્પરને અને પરસ્પરના સુખદુઃખ સમજતી અને તેમાં ભાગ લેતી બિરાદરી હોવી જોઈએ જેમાં પ્રોફેસર ઊંચા અને પ્રાથમિક શિક્ષક નીચોની માન્યતા અદશ્ય થાય. એ તંત્રમાંની Post graduate શિક્ષકથી માંડી Primary સુધીના શિક્ષકોએ આ આત્મીયતા કેળવવી જોઈએ.

(૨) પોતાના ધંધાને જરાય હલકો ન માનશો. હું તો વારંવાર કહેતો આવ્યો છું કે સહુ વગર ચાલશે, શિક્ષક વગર કદી ચાલવાનું નથી, શિક્ષણ વગર ચાલવાનું નથી. હૃદય પરિવર્તનનું સાચામાં સાચું શાસ્ત્ર તે શિક્ષણ. એ ઉચ્ચાલન વડે જૂની દુનિયા પલટી નવી દુનિયા રચવાનું કામ શિક્ષકોને સોંપાયું છે. એના કરતાં વધારે મહત્ત્વનું કામ હોઈ શકે નહિ.

(૩) આર્થિક ઉન્નતિ મહત્ત્વની છે. પરંતુ એ ઉન્નતિ માનવ જાતની એકલી જ ઉન્નતિ નથી એમ કહેનારાઓનું દષ્ટાંત તો શિક્ષકો જ છે. એ દૃષ્ટાંત સાચું પાડી શિક્ષક સિવાયના બીજા

સર્વ વર્ગોને એ સિદ્ધાંત પ્રમાણે વર્તવાની ફરજ પાડો. નવી દુનિયા તમારા હાથમાં છે. નવી માનવતાનું સર્જન તમારા હાથમાં છે. આર્થિક વિષમતા ટળે, આર્થિક સમતા વ્યાપક બને અને અર્થ સિવાય ઘણું ઘણું થઈ શકે એની સાબિતી તમારા અને તમારા શિષ્યો દ્વારા નવી દુનિયાને આપો.

(૪) શિક્ષકોનું એક મજબૂત સંગઠન સ્થાપો. સંગઠન વગર કશું જ સાધ્ય થઈ શકે એમ નથી. આ સંગઠન માત્ર હકનો જ વિચાર ન કરે; ફરજનો, ધર્મનો પણ વિચાર કરે, આત્મપરીક્ષણ પણ કરે, અને પોતાની પાત્રતા વધાર્યે જાય. ઘણી વાર આપણને ન સમજાતી કાર્યવાહી આપણને સોંપવામાં આવે ત્યારે તેનો સહાનુભૂતિપૂર્વક સ્વીકાર કરી નવીન જીવન ઘડતરના સાધન તરીકે તેનો ઉપયોગ કરો.

(૫) હજારો શિક્ષકો તમારા સંઘમાં છે. એ શિક્ષકોનું આર્થિક તથા સામાજિક અવલોકન એક વાર કરી તમે તમારી સ્થિતિનો સાચો અભ્યાસ કરો અને એ અભ્યાસનાં પરિણામ સરકાર તથા સમાજ આગળ રજૂ કરતા રહો.

૬) સારું ભંડોળ મંડળને માટે ભેળું કરો. નાણાં વગર તમારી ઘણી વિગતો અંધકારમાં અટવાઈ જશે.

(૭) અહિંસા – ગાંધીની અહિંસાને આખા શિક્ષણ પ્રયોગમાં ઉતારો. આખા વિશ્વને અહિંસક બનાવવાનો એ જ માર્ગ છે – જે તમારા હાથમાં છે. અહિંસા કાયરોનો, નિર્માલ્યોનો માર્ગ નથી એ પણ સાથે સાથે સમજી લો.

(૮) પશ્ચિમના શિક્ષણ પ્રયોગો સારા હશે – છે. પરંતુ દેશની સ્થિતિને ઓળખે એવું શિક્ષણ ખીલવો.

(૯) નવીન રાજ્ય રચના – સ્વરાજ્યની – આપણા રાજ્યની છે – આપણી છે – આપણો પડઘો પાડનારી છે, એ મહત્ત્વનું તત્ત્વ

કદી ન વિસરાય એની કાળજી રાખશો. શિક્ષણતંત્ર જેમ રાજ્યનો એક વિભાગ છે, તેમ પ્રજાકીય પુનર્ઘટનાનો પણ એક મહત્ત્વનો વિભાગ છે.

(૧૦) નિત્ય કાર્યમાં અને નિત્ય વર્તનમાં જનતાના ગુરુ તરીકેનું તમારું સ્થાન છે, એ રાજ્ય કે સમાજ ભૂલે તોય તમે ન ભૂલશો.

આટલી વિનંતી શિક્ષકોને પણ કરી લઉં – જો કે તે માટેની મારી પાત્રતા નથી. બેસી જતા પહેલાં એટલી ઇચ્છા વ્યક્ત કરી લઉં કે ખેંચાખેંચી, વાદવિવાદ અને વેરઝેરના આ યુગમાં એક વર્ગ તો એવો મળી આવે કે જેને વળગીને માનવીની માનવતા તરતી રહે, જીવતી રહે, સંજીવન બને. વધારેમાં વધારે આશા આપતો એ વર્ગ તે શિક્ષક વર્ગ. એ ગુરુ સ્થાનને મારું નમન કરી, વંદન આપી પછી જ હું બેસી શકું.*

* સમસ્ત ગુજરાત પ્રાથમિક શિક્ષક સંઘ – સાતમું અધિવેશન. પ્રમુખ તરીકેનું પ્રવચન – અમદાવાદ, તા. ૨–૧૨–૧૯૫૧

હોય તેની નોંધ ઇતિહાસ કરશે જ. ભલું કરનારની યાદીમાં ભારે પગારદારો ભાગ્યે જ નોંધાયા હોય. ગોખલે, ગાંધી, તિલક કે દયાનંદને કેટલો પગાર મળતો હતો, અને તેમનાં ભથ્થાંભાડાં કેટલાં થતાં હતાં એની માહિતી મળી શકે તો દરેક કચેરીમાં સૂત્ર રૂપે મૂકવા સરખી બની રહે! પગાર સેર્ઈ પુરશીએ ચઢી બેસી પંખા ખાતા મહા પુરુષો બીજા હલકા પગારવાળાને શિખામણ આપવાનું જાહેરમાં બંધ કરે તો વધારે શોભાપ્રદ લાગશે!

## ભણતર અને ખર્ચ

આપણા ગરીબ દેશમાં ભણતરનો ખર્ચ કેટલી ગરીબી વધારી રહ્યો છે તેની અર્થશાસ્ત્રીઓએ શાસ્ત્રીય તપાસ કરવાની જરૂર છે.

આપણો દેશ અભણ છે એટલે સહુએ ભણવું તો જોઈએ જ.

પરંતુ આપણો દેશ ગરીબ છે અને માથે ભણતરનું કેટલું ભારણ મૂકી શકાય એનો વિચાર કેળવણી પરિષદના ભાષણખોર આગેવાનોને આવતો હશે કે કેમ એ એક પ્રશ્ન છે.

વિદ્યાની પણ હરાજી બોલાવનાર અને વિદ્વાનોનાં પણ 'ટેન્ડર' મગાવનાર આજના વિષદ્ વ્યવસાયને જેટલો ધન્યવાદ આપીએ એટલો ઓછો છે

છતાં ધન્યવાદ આપતે આપતે પણ એટલો પ્રશ્ન તો પૂછી જવાય કે લોખંડને સોનું બનાવનાર કીમિયા સરખી વિદ્યાએ ભારતમાં કેટલું સોનું ઉમેર્યું ?

કદાચ આજની વિદ્યા આજની મૂડી સરખી જ શોષક અને કલંકિત ન નીવડે !

## શિક્ષણનું માધ્યમ [૧]

**સ્વાતંત્ર્ય પહેલાં**

ભારતે સ્વાતંત્ર્ય પ્રાપ્ત કર્યું તે પહેલાં પણ શિક્ષણના માધ્યમ વિશે ઠીક ઠીક વિચારોક થઈ ચૂક્યા હતા. બાલશિક્ષણ તો નિશ્ચિત માતૃભાષામાં જ અપાવું જોઈએ એ નિશ્ચિત હતું. માધ્યમિક શિક્ષણમાં માતૃભાષા અને ઇંગ્રેજી ભાષા વચ્ચે સમતુલા રાખવાના પ્રયત્નો થતા – જો કે માતૃભાષા દ્વારા શિક્ષણ અપાય એ તરફ ઝોક વધતો જતો હતો. ઉચ્ચ શિક્ષણમાં તો માધ્યમ ઇંગ્રેજી જ રાખવામાં આવતું – જો કે ગુજરાતી-મરાઠી ભાષા શીખવતા કૉલેજના શિક્ષકો ઇંગ્રેજી બોલવામાં શિથિલતા વિકસાવતા હોવાથી તેમનું શિક્ષણ મુખ્યત્વે પ્રાન્તીય ભાષામાં જ ઊતરતું, અને એક પ્રકારના ઊતરતાપણાની છાપ પાડ્યા કરતું હતું. (ઇંગ્રેજી રાજભાષા હોવાથી, અત્યંત વિકસિત અને બલપ્રદ ભાષા હોવાથી તથા આંતરરાષ્ટ્રીય વિચાર પ્રવાહોનો સંપર્ક એમાં વધારે મળતો હોવાથી રાજદ્વારે અને પ્રજાદ્વારે પણ ઇંગ્રેજી ભાષાનું પરમ વર્ચસ્વ સ્વીકારવામાં આવતું. ધાણી ફૂટે એમ ઇંગ્રેજી ભાષામાં વાત કરી શકનાર પુરુષ સહુને આંજી નાખે એવો મહાપુરુષ મનાતો અને ઇંગ્રેજીમાં 'યસ' 'નો' 'ગુડબાય' કરતી સ્ત્રી દેવી તરીકે પૂજાતી. ઇંગ્રેજી ભાષા ભલે વિજેતાઓની ભાષા તરીકે હિંદમાં આવી. પરાધીનતાના કેટલાક અંશો એ ભાષાએ પ્રજામાં પ્રવેશ કરાવ્યા પણ હશે. છતાં ઇંગ્રેજી ભાષાએ ભારત ઉપર કરેલા ઉપકારો કદી ભુલાય એમ નથી. સ્વાતંત્ર્યની ભાવના એકતા, લોકશાહી, રાજકારણ અને પ્રાન્તીય

ભાષાઓને આપેલો સર્વાંગી વેગ એ ઇંગ્રેજી ભાષાનાં ન ભુલાય એવા ઉપકાર દર્શ્યો છે./

## દીર્ઘ વિચાર

પરંતુ એ બધા ઉપકારની કિંમત સ્વાતંત્ર્ય તો ન જ હોઈ શકે! ઇંગ્રેજી સત્તા વગર ચલાવી શકાશે... કદાચ એ સત્તાની હાજરી જ વિકાસને રૂંધી રહી છે એ ભાવના ધીમી ઉતાવળી ભારતીય હૃદયમાં જાગ્રત થઈ અને રાજકીય તથા સાંસ્કૃતિક ક્રાન્તિમાં શિક્ષણ અને શિક્ષણના માધ્યમનો વિચાર પણ થયો અને કેટલાક સુઘટિત આચારો પણ અમલમા મુકાયા. આ સ્થળે ત્રણ દીર્ઘ-દ્રષ્ટાઓના નામ યાદ આવે છે. જેમણે ઇંગ્રેજીનું સ્થાન લે એવી એક ભારતીય ભાષા તરફ આંગળી ચીંધી અને આગળ પગલાં ભરવાનું માર્ગદર્શન પણ કર્યું. એક નામ દયાનંદ સરસ્વતીનું. સંસ્કારક્રાન્તિના એ આદ્ય નિયોજકે ભારતની સાંસ્કૃતિક એકતા ઉપર ધ્યાન કેન્દ્રિત કરી હિંદી ભાષાને એકતાના પ્રતીક તરીકે આગળ કરી, અને એમની પ્રેરણામાથી ઊભા થયેલા ગુરુકુલો અને વિદ્યા-પીઠોએ શિક્ષણના સાર્વત્રિક માધ્યમ તરીકે હિંદી ભાષાને સ્વીકારી લીધી. બીજુ નામ વડોદરાના યશસ્વી રાજવી સયાજીરાવનું. જેમણે મહારાષ્ટ્રી પુરવે પોતાની રાજમર્યાદા સમજી લીધી, ગુજરાતી ભાષાને રાજભાષા તરીકે સ્વીકારી લીધી, સાથે સાથે રાષ્ટ્રભાષા તરીકે હિંદી ભાષાની આવડતને તેમણે આવશ્યક ગણી અને અભ્યાસક્રમ ગોઠવ્યો, રાજ્યના સર્વ કર્મચારીઓ તથા રાજ્ય સાથે સંબંધ ધરાવતી વર્ગોની આખી સંસ્થાને માથે હિંદી અભ્યાસની ફરજ નાખી અને હિંદી ગ્રંથરચનાને ઉત્તેજન પણ આપવા માંડયું. વળી દેવ-નાગરી લિપિનો સરકારી છાપકામમાં આગ્રહ રાખી ભાષા અંગે લિપિના પ્રશ્નનો પણ વડોદરા પરનો ઉકેલ આપ્યો. ગુજરાતી ભાષામા છપાતાં રાજ્યના લખાણો દેવનાગરી લિપિમા જ છપાતાં. ગુજરાતીનો

રાજભાષા તરીકે સ્વીકાર થતાં વહીવટીતંત્રમાં એ ભાષા કેવી સુંદર રીતે ખીલી નીકળી એના નમૂના કેટલાકે વડોદરા હાઈકોર્ટના ફેંસલાઓમાંથી અને ખાસ કરી સર મનુભાઈની નાની મોટી ગુજરાતી નોંધો, ઠરાવો, અભિપ્રાયો, ભલામણો અને નિવેદનોમાંથી આજ પણ સમજાઈ આવે એમ છે. સર મનુભાઈ એકલા દક્ષ વહીવટકાર જ ન હતા. કોઈ પણ સાક્ષરની આંખ ઉઘાડી નાખે એવું સુંદર ગુજરાતી કાગળપત્રોમાં લાવી શકતા. એમનું ઈંગ્રેજી લખાણ પણ સારામાં સારા કહેવાતા હાઈકોર્ટ જજ—કે સુપ્રીમકોર્ટ જજનાં લખાણોને નમૂનારૂપ બની શકે એવું હતું. ગાંધીજીએ ભારતીય રાજકારણમાં પ્રવેશ કરી હિંદીને રાષ્ટ્રભાષાનું સ્થાન અપાવવા કરેલા પ્રયત્નોનો વેગ હજી ચાલુ જ છે. ગાંધીજીએ હિંદી ભાષાને ભારતીય રાષ્ટ્રભાષા બનવાના ક્રમ ઉપર મૂકી દીધી. આજ હવે એ હિંદી ભાષાને વહેલામાં વહેલી તકે કયી ઢબે વેગ આપી શકાય એ પ્રશ્ન મહત્ત્વનો અને લગભગ રાજકીય પ્રશ્ન બની ગયો છે—ઉગ્ર પણ બની ચૂક્યો છે અને મુંબઈ સરકારે તો યુનિવર્સિટીઓને પણ હિંદી ઉચ્ચ શિક્ષણના માધ્યમ તરીકે સ્વીકારી લેવા આગ્રહ કરી દીધો છે એમ કહીએ તો ચાલે.

ત્રણ દીર્ઘદ્રષ્ટાઓ ગુજરાતી:

હિંદી ભાષાને ભારતીય ભાષાનું સ્થાન આપવા ઐતિહાસિક પ્રયત્ન કરનાર ત્રણે ગુજરાતી: દયાનંદ સરસ્વતી, સયાજીરાવ ગાયકવાડ અને મહાત્મા ગાંધી. સયાજીરાવને ગુજરાતી ગણવામાં વાંધો આવવો ન જોઈએ. ગુજરાતમાં રાજ્ય કરતા કોઈપણ ગુજરાતી સરખું જ શુદ્ધ ગુજરાતી બોલી શકનાર અને ગુજરાતી ભાષાને રાજ્યભાષા તરીકે આગ્રહપૂર્વક અપનાવનાર શ્રી. સયાજીરાવના રાજકીય અને રાષ્ટ્રીય પ્રયોગો પણ ગુજરાતમાં જ થયા હતા. અભિમાન પોષવા ખાતર નહિ, પરંતુ ઇતિહાસ ભુલાઈ ન જાય એ માટે આ

ત્રણે હિંદી પ્રેમીઓના ગુજરાતીપણા તરફ ધ્યાન દોરવામાં આવ્યું છે.

### નિરાકરણમાં મુશ્કેલીઓ

રાષ્ટ્રીયભાષાનો પ્રશ્ન અત્યંત મહત્ત્વનો છે, અને જ્યારે ત્યારે તે નિરાકરણ માગશે જ એમ તો સહુને લગતું જ. ઐચ્છિક પ્રયત્નો ચાલ્યા કરતા હતા, પરંતુ એ પ્રશ્નનો ઉકેલ મનોચ્ચારણ સરખો સરળ બની રહેશે એમ ભાગ્યે જ કોઈએ ધાર્યું હોય. હિંદી કે બીજી કોઈપણ ભાષાના રાષ્ટ્રસ્વીકાર સામે નીચે પ્રમાણે મુશ્કેલીઓ આવીને ઊભી રહેતી :

### અંગ્રેજી ભાષાને કેમ ખસેડવી ?

(૧) અંગ્રેજી ભાષાના વર્ચસ્વને ખસેડવું શી રીતે? ભારત બહારની અને ભારત અંદરની અન્ય પ્રાન્તીય પ્રવૃત્તિઓને ઓળખાવનાર સાધન અંગ્રેજી ભાષા હતી. વળી સત્તાધીશોની ભાષા હોવા ઉપરાંત એ હિંદવાસીઓને ફાવી ગયેલી પ્રેરણાભાષા પણ હતી – અને હજી પણ છે.

### દક્ષિણ ભારતની દ્રાવિડ ભાષાઓનું શું ?

(૨) કાશ્મીરથી મહારાષ્ટ્ર સુધીના પ્રદેશની પ્રાન્તિક-ભાષાઓ આર્યકુળની, એકબીજાની સાથે નજીકનો સંબંધ રાખતી ભગિની ભાષાઓ હતી એટલે કદાચ મહારાષ્ટ્ર સુધી હિંદી ભાષા સ્વીકાર પામી શકે. પરંતુ એથી દક્ષિણે તેલગુ, કન્નડ, તામીલ અને મલયાલમ સરખી દ્રાવિડ પ્રાન્તિક ભાષાઓનાં હાડપાંસળાં જ જુદાં હોવાથી એ ભાષાઓ હિંદીને શી રીતે સરળતાપૂર્વક અપનાવી શકે ?

### ઉર્દૂની હરીફાઈ

(૩) હિંદીના જોડકા તરીકે વિકસેલી ઉર્દૂ બોલી અને ફારસી લિપિ ભારતીય મુસ્લિમોને મન ઇસ્લામ ધર્મ અને ઇસ્લામ સંસ્કા-

રનું જ પ્રતીક બનવા લાગી હતી. ઉર્દૂ ઉપર મુસ્લિમોએ જ પોતાની માલિકી કરવા માંડી. પોતાને ધર્મે, સંસ્કારે અને આદર્શે અન્ય હિંદવાસીઓથી વિભિન્ન ગણવાની તૈયારીમાં પડેલો આખો મુસ્લિમ સમાજ હિંદીને રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારવા તૈયાર ન હતો – એને ઉર્દૂ નામ અને ઉર્દૂ લિપિ ન અપાય તો! ગાંધીજીએ મુસ્લિમોને અલગ થતા અટકાવવા હિંદી સાથે ઉર્દૂ લિપિના અભ્યાસને ઉત્તેજવા પ્રયત્ન કર્યો. પરંતુ એ ઉપાય થીંગડા જેટલો પણ ઉપયોગી ન નીવડ્યો.

## પ્રાન્તીય ભાષાઓની અસ્મિતા

(૪) હિંદી ભાષાના ઉચ્ચાર વલણમાં કાંઈક એવું અનેરું તત્ત્વ છે કે જેથી એ બીજી કોઈપણ ભારતીય ભાષા કરતાં વધારે સરળતાથી સમજાય અને વ્યાપક બની શકે. પરંતુ સૈકાઓથી પોતપોતાનું ગૌરવભર્યું સાહિત્ય ઉપજાવી સ્પષ્ટ આકાર ધારણ કરી ચૂકેલી અસ્મિતાભરી પ્રાન્તિક ભાષાઓ હિંદીને રાષ્ટ્રભાષાનું અમરત્વ આપે એમાં એ પ્રાન્તિક ભાષાઓનું સ્વમાન ઘસાય એ સ્વાભાવિક ગણાય. ખરેખર વિધવિધ પ્રાન્તીય ભાષાઓની વર્તમાન ખિલાવટ એવી તો જરૂર થઈ ચૂકી છે કે જેથી પોતપોતાના સાહિત્ય સામે નિહાળી તેને ગર્વ ધારણ કરવાનું મન થાય. એમાં ગુજરાતી ભાષા પણ અપવાદ નથી જ. ભારતની કોઈપણ પ્રાન્તીય ભાષા સાથે હરીફાઈ કરી શકે એટલી ગુજરાતી ભાષા આજ સમૃદ્ધ છે એમાં મને જરાય શક નથી. તેમાંયે ટાગોરને ઉપજાવી બંગાળી ભાષાએ પોતાના અહંને ઠીક ઠીક વિકસાવ્યું છે, બીજા પ્રાન્તો તો ઠીક, પરંતુ આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ઇંગ્રેજી દ્વારા મેળવનાર ટાગોરની બંગાળી ભાષા હિંદીને અમરત્વ કેમ આપી શકે? આમ આ પ્રાન્તીય અહં પણ હિંદીના સરળ સ્વીકારની વચ્ચે નથી આવતું એમ ન કહેવાય.

## લિપિ

(૫) સર્વસ્વીકૃત લિપિ કયી ગણવી? બ્રાહ્મી લિપિમાંથી આપણી લિપિઓ ખીલી નીકળી છે એમ દર્શાવતા પુરાતત્ત્વવિદોના લિપિ નકશા કામ લાગતા નથી. બંગાળાને પોતાની ચિત્ર લિપિનો ખાસ આગ્રહ છે. ગુજરાત પોતાના સ્વભાવ પ્રમાણે ઉગ્ર તો કદી બની શકે એમ છે જ નહિ. ડાહ્યા શીળા ગુજરાતને બે ધોલ મારી એના પ્રદેશો પણ પડાવી લેવામાં આવે તોય એ પોતાનું સમત્વ ચૂકે એમ નથી જ, એવું એ ગોગ નિષ્ટ છે. માત્ર એ કદી કદી કહે છે કે તેના મૂળાક્ષરો સંપૂર્ણ છે અને દેવનાગરીની બહુ નિકટ રહીને તેણે દેવનાગરીનાં શાભા પૂરતાં પરંતુ નિરુપયોગી મથાળાં કાઢી નાખી વ્યવહારુપણું દર્શાવ્યું છે. મહારાષ્ટ્રે તો પ્રથમથી જ ડહાપણ વાપરી દેવનાગરી લિપિ અપનાવી લેઈ લિપિ પૂરતી ભારે સરળતા કરી આપી છે. છતાં લિપિનો પ્રશ્ન પણ એક રાષ્ટ્રભાષાના સ્વીકાર સામે ઠીક ઠીક જોર કરી રહ્યો છે.

## સ્પષ્ટ થયેલાં બે તત્ત્વો

આમ સ્વાતંત્ર્ય પહેલાંની પરિસ્થિતિમાં રાષ્ટ્રભાષાના સ્વીકાર સામે ઉપરના પાચે તત્ત્વો વિઘ્નરૂપ બની ચૂક્યાં હતાં. છતાં પ્રશ્ન મહત્ત્વનો બનતો જતો હતો. વહેલા મોડા એ પ્રશ્નના ઉકેલની જરૂરત તીવ્ર બનતી જતી હતી, સક્રિય પ્રયત્નો ઉકેલ માટે કરવામાં આવતા હતા, વિદ્વાનો અને શિક્ષણ–વૈજ્ઞાનિકો એ તરફ નજર કરતા થયા હતા. પ્રાન્તીય સાહિત્યોનો પરિચય વધારવાના આછાપાતળા પ્રયોગો પણ થવા લાગ્યા હતા, અને એટલામાં સને ૧૯૪૭ માં ભારતે સ્વાતંત્ર્ય પ્રાપ્ત કર્યું— પૂર્વ પશ્ચિમના કેટલાક પ્રદેશો પાકીસ્તાનને નામે ઈસ્લામને ખંડણીરૂપે આપ્યા પછી! એ પહેલા બે તત્ત્વો સ્પષ્ટતા ધારણ કરી ચૂક્યાં હતાં.

(૧) ભારતને ઈંગ્રેજી સિવાયની કોઈ પણ રાષ્ટ્રભાષાની જરૂર

પડશે ખરી.

(૨) હિંદી બોલનારની સંખ્યા, હિંદીની અન્ય પ્રાન્તોમાં થયેલી પ્રતિષ્ઠા અને હિંદી ભાષાના પ્રાણમાં જ રહેલું કાંઈ અવનવું બળ અને તેમાં રહેલી સહુને સમજ પડે એવી કોઈ શકયતા હિંદીનો જ રાષ્ટ્રભાષાનો દાવો બીજી કોઈ પણ પ્રાન્તિક ભાષા કરતાં વધારે પ્રાબલ્યથી આગળ કરી શકે એમ છે.

## સ્વરાજ્યમાં પ્રવેશેલો પ્રશ્ન

હવે સ્વરાજ્યમાં આવતાં આ પ્રશ્ન જલદ બની ગયો છે અને ઝડપી ઉકેલ માગી રહ્યો છે.

સ્વરાજ્યનાં સાત વર્ષમાં આપણે શું શું કર્યું ?

['નાગરિક'—૧૬ જૂન, ૧૯૫૪.]

# શિક્ષણનું માધ્યમ [ ૨ ]

## સ્વાતંત્ર રાષ્ટ્રમાં માધ્યમનો પ્રશ્ન

સ્વાતંત્ર્યમાં આપણાં સાત વર્ષ લગભગ વીત્યાં કહી શકાય. બ્રિટિશ રાજસત્તા ચાલી ગઈ અને ભારતનું રાજકારણ ભારતવાસીઓના હાથમાં આવી ગયું. અનેક પ્રશ્નો આપણી સામે આવીને ઊભા રહ્યા. ધર્મની બહુમતિ અનુસાર ભારતના ત્રણ ભૌગોલિક ભાગલા પડ્યા, ઇતિહાસમાં ભાગ્યે જ નોંધાઈ હોય એવી કતલો શરૂ થઈ, અને અણકલ્પ્યાં સ્થળાંતરો શરૂ થયાં. બહુ જ મુશ્કેલીનો અને કટોકટીનો એ પ્રસંગ ભારત વટાવી ગયું, છતાં વિશ્વની કટોકટીમાં તેને પરોક્ષ કે પ્રત્યક્ષ રીતે સપડાવું પડશે એ ખ્યાલ હજી દૂર થઈ શકે એવો તો નથી જ. ભારતને સ્થિરતા આપવાના પ્રયત્નમાંથી પ્રજાને અસ્થિર બનાવતા કેટકેટલાય પ્રશ્નો ઉદ્‌ભવ્યા. એ પ્રશ્નોમાં ભાષાવાર પ્રાંતરચનાનો પ્રશ્ન, રાષ્ટ્રભાષાનો પ્રશ્ન અને ઉચ્ચ કેળવણીમા – કહો કે સમગ્ર કેળવણીમા કયું માધ્યમ રાખવું એ ત્રણ પ્રશ્નો અતિ મહત્ત્વના બની ગયા છે. અને ત્રણ પ્રશ્નોના ઉકેલમાં ભારતનું ભાવિ અંશતઃ ઘડાય એમ છે.

## ઇંગ્લિશ નથી માતૃભાષા કે નથી રાષ્ટ્રભાષા

એક વાત તો સ્પષ્ટ થઈ ચૂકી છે કે હવે અંગ્રેજી ભાષાનું ગૌરવ સત્તાધીશોની સત્તાનું પ્રતિબિંબ હવે બની શકે એમ નથી. અંગ્રેજી ભાષાના અનેક ઉપકારો છતાં, અંગ્રેજી ભાષા આંતરરાષ્ટ્રીય વ્યવહારમાં અત્યંત અનુકૂળ હોવા છતાં અને કદાચ વિચાર–સ્પષ્ટતા

અને વિચાર–સામર્થ્યમાં તે ભારતની કોઈ પણ ભાષા કરતાં ચઢિયાતી હોવા છતાં એ રાષ્ટ્રભાષા તો બની શકે એમ નથી જ એ સ્પષ્ટ થઈ ચૂક્યું છે. એનું એ ગૌરવ ઘટાડતાં આપણને અંગત દુઃખ થતું હોય તો પણ એ ભાષા પરદેશી છે, ભારતના હાડમાં તે પ્રવેશી શકી નથી–ઘણા અંગ્રેજી શબ્દો અને વિચારો આપણે સ્વીકાર્યા હોવા છતાં,–અને એના વગર વૈજ્ઞાનિક વિષયોના શિક્ષણમાં મુશ્કેલી આવવાનો સંભવ હોવા છતાં–એનો રાષ્ટ્રભાષા તરીકે સ્વીકાર થઈ શકશે નહિ જ એ વાત સ્પષ્ટ થઈ ચૂકી છે. એ વર્ચસ્વની અવધ પણ પાંચ વર્ષ, દસ વર્ષ અને વધારેમાં વધારે પંદર વર્ષ સુધીની ગણાઈ પણ ચૂકી છે. એટલે રાષ્ટ્રભાષા તરીકે અંગ્રેજીનો હવે સ્વીકાર થાય એ કલ્પના એક ભ્રમ બની રહી છે. એ માતૃભાષા નથી, રાષ્ટ્રભાષા થાય એમ નથી, પછી એનો માધ્યમ તરીકે સ્વીકાર ન જ હોય. પરદેશ સાથેના વ્યવહારની એ એક ભાષા કદાચ હોઈ શકે.

**પ્રાન્તિક સાહિત્ય પરિષદો હિંદીને રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારે !**

પ્રાંતિક ભાષાઓની ખિલાવટ છેલ્લા એક સૈકામાં બહુ જ સારા પ્રમાણમાં થઈ છે, અને ભાષાભિમાન પણ કદી કદી વાગે એવું ખીલ્યું છે, છતાં એક વાત તો ચોક્કસ થઈ ચૂકી છે કે રાષ્ટ્રભાષા બનવાની પાત્રતા કોઈ પણ પ્રાંતીય ભાષામાં હોય તો તે વધારેમાં વધારે હિંદી ભાષામાં છે. બંગાળીઓને પોતાની ભાષાનું ભવ્ય કે ભયંકર અભિમાન પણ છે અને બંગાળીને રાષ્ટ્રભાષા બનાવવાના મનોરથ બંગાળે કદી સેવ્યા પણ હશે, છતાં ઉત્તર ભારતના લગભગ સર્વ પ્રાંતોએ પોતાના ભાષાભિમાનને હળવું બનાવી રાષ્ટ્રભાષા તરીકે હિંદીનો સ્વીકાર લગભગ એકમત કરી દીધો છે એમ કહીએ તો ખોટું નથી. બીજી પ્રાંતીય ભાષાઓની ખીલવણી ગમે એટલી સમૃદ્ધ હોય, છતાં મોટા ભાગની ભારતવાસી જનતા સમજી શકે અને બોલી શકે

એવી શક્યતા બીજી કોઈ પણ ભાષા કરતાં હિંદી ભાષામાં વધારે છે એમ માનવામાં અને કહેવામાં ભાગ્યે જ કોઈ સંકોચ સેવતું હોય. હિંદી જ આપણી રાષ્ટ્રભાષા છે એમ સહુ કોઈ સ્વીકારી લીધા વગર રહે એમ નથી. પ્રત્યેક પ્રાંતની સાહિત્ય-પરિષદો રાષ્ટ્રભાષા તરીકે એકમતે હિંદીને સ્વીકારી લેવાનો ઠરાવ કરે એ હવે ઇચ્છવા જેવું ખરું.

### વિરુદ્ધ સૂર

એમાં વિરુદ્ધના સૂર નથી એમ ન જ કહેવાય અને એ સૂર છેક ખોટા જ છે એમ પણ કહેવું મુશ્કેલ છે. આ રહ્યા એ વિરોધી સૂર :

### દ્રાવિડ ભાષાઓ

(૧) મહારાષ્ટ્ર સુધીની ઉત્તર ભારતની ભાષાઓ બહુ નજીક છે અને તે હિંદીને ઠીક ઠીક સમજે એ કદાચ કબૂલ કરવામાં આવે. પરંતુ દક્ષિણ ભારતની તામીલ, તેલુગુ, મલયાલમ્ અને કન્નડ એ ચારે ભાષાનાં મૂળ અને ઘડતર આર્ય નહોતાં, દ્રાવિડ છે. એટલે હિંદીને અપનાવતાં અને હિંદીને રાષ્ટ્રીયભાષા તરીકે સ્વીકારતાં દક્ષિણ ભારતને, મહારાષ્ટ્ર સુધીના ભારત કરતા ઘણી વધારે મુશ્કેલી પડે એમ છે. હિંદીના સ્વીકાર સામે દક્ષિણ ભારતમાં ઉગ્ર વિરોધ છે એમ કહીએ નો ચાલી શકે. છતાં એ વિરોધથી પર થઈને પણ હિંદીને રાષ્ટ્રભાષા તરીકે અપનાવનુ સમજદારીભર્યું વલણ છેક કાઢી નાખવા જેવું નથી.

### ઉર્દૂની હરીફાઈ

(૨) ઉર્દૂને સ્વતંત્ર ભાષા ગણવી કે એને હિંદીનું ઇસ્લામી ભાષા સ્વરૂપ ગણવું એ પ્રશ્ન બહુ ગૂંચવણભર્યો છે. હિંદુ-મુસ્લિમ સમન્વય પ્રયત્નમાંથી લશ્કરી અને બજારુ ભાષા તરીકે વિકસેલી

ઉર્દૂ બોલીનું વ્યાકરણ અને ઘડતર આખું હિંદી ભાષાનું જ છે. માત્ર એમાં ફારસી, અરબી ભાષાના શબ્દો અને કેટલીક ફારસી રૂઢિ–Idiom–અને શૈલી વધારે આગળ પડતી વિકાસ પામી. વધારામાં એની લિપિ પણ ફારસી લિપિમાંથી ઊંચકી લેવામાં આવી છે. હિંદી અને ફારસી એ મળતાં ભાષાનું એક કલેવર એવું રચાતું હતું કે જે હિંદુઓને પણ માન્ય થતું જતું હતું અને મુસ્લિમોને પણ માન્ય થતું જતું હતું. ઉર્દૂ શાયરી અને ઉર્દૂ ગદ્ય પણ બહુ સુંદર વિકાસ પામ્યાં છે એમાં જરા પણ શંકા નહિ. અને જો વીસમી સદીના રાજકારણમાં ધાર્મિક ઉગ્રતાએ અને ખાસ કરી મુસ્લિમ ઉગ્રતાએ પ્રવેશ કરી, હિંદુ–મુસલમાન એ બે જાતિઓના વિભાગીકરણ તરફ ભારતને ઘસડી ગઈ ન હોત તો કદાચ ઉર્દૂ અને હિંદી ભાષા એક મનાઈ ઢાલની બે બાજુ તરીકે હિંદી સાથે ઉર્દૂનો પણ સ્વીકાર થઈ ચૂક્યો હોત. પરંતુ રાજકારણમાં ધર્મનો પ્રવેશ થતાં હિંદી ભાષાએ અતિશુદ્ધિનો આગ્રહ રાખી સંસ્કૃત શબ્દો તરફ વધારે વળવા માંડયું અને હિંદુઓની આભડછેટ મુસલમાનોએ સ્વીકારી ઉર્દૂને ઈલાયદી આખી ભાષા તરીકે સ્વીકારવાનો અને વિકસાવવાનો આગ્રહ રાખી વધારે પડતી ફારસી લઢણ ઉર્દૂમાં આમેજ કરવા માંડી. પરિણામ એ આવ્યું કે પાકિસ્તાને ઉર્દૂને રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારી લીધી; જ્યારે ઉર્દૂના ભારતીય સ્વીકાર માટે ઠીક ઠીક વસવસો રહ્યો છે. ભારતનાં રાજકીય ફરચાડિયાં પડતાં હિંદીની ઉર્દૂ હરીફાઈ તો હવે ઘટી ગઈ છે.

## વિરોધનો મિશ્ર સૂર

(૩) હિંદીના વિરોધમાં ત્રીજો સૂર મિશ્ર છે, છતાં સૂક્ષ્મ, સૂચક અને વધારે બળવાન છે. રાષ્ટ્રભાષા કરતાં હિંદીને વધારે ચઢિયાતું માધ્યમનું સ્થાન જ્યારે આપવાના દુરાગ્રહભર્યા પ્રયત્નો થાય છે ત્યારે તેની સામે નીચેના પ્રશ્નો રજૂ કરવામાં આવે છે:

હિંદીનું વર્તમાન સાહિત્ય ચઢિયાતું નથી.

(અ) હિંદીમાં અન્ય પ્રાંતીય ભાષાઓ કરતાં વધારે વિકાસ ક્યાં થયો છે કે જેથી એને માધ્યમ બનાવવાનું અપાત્ર મહત્ત્વ આપવામાં આવે છે!

હજાર વર્ષના ઉછેરની પ્રાંતીય ભાષાનું શું?

(અ) હિંદીના અતિ આગ્રહમાં પ્રાંતીય ભાષાઓ નીમળાઈ જશે તેનું શું? હિંદી સાથે જ જન્મેલી બંગાળી, મરાઠી, ગુજરાતી જેવી સ્પષ્ટ રૂપરેખાવાળી હજાર હજાર વર્ષોના ઉછેર પામેલી ભાષાઓનો ઇતિહાસ હિંદીના દુરાગ્રહમાં રદ કરવાનો પ્રયોગ કદી સફળ થાય ખરો?

હિંદીના પણ કેટલા વિભાગો?

(ક) અને હિંદી એટલે કઈ ભાષા? હિંદીના વર્તુલમાં લેખાતી અનેક પ્રાંતીય હિંદી શાખાઓમાંથી કઈ હિંદી સમગ્ર ભારતનો સ્વીકાર પામે? દિલ્હી–આગ્રાની આસપાસની હિંદી? ગોકુલ–મથુરા આસપાસની વ્રજભાષા–જેણે પ્રાચીન હિંદીને ગૌરવ આપ્યું છે એ વ્રજભાષા? અલાહાબાદ–બનારસ આસપાસની ખડી બોલી?... લખનૌ–અયોધ્યાની અવધી હિંદી? બિહારી? બુંદેલખંડી હિંદી? રાજસ્થાની મિશ્ર હિંદી? કે નાગપુર બાજુની મરાઠી મિશ્રિત હિંદી? આ બધી શૈલીઓમાં ઠીક ઠીક તફાવત છે. તુલસીદાસની હિંદી એ સૂરદાસની હિંદી નથી. અને ઘણીખરી શાખાઓમાં ઠીક ઠીક સાહિત્ય પ્રસિદ્ધ થયેલું છે. હજી ચારણી હિંદીને તો આપણે ગણાવી નથી. જે હિંદીને પોતાની એકતાનું જ ઠેકાણું નથી એ હિંદીને શિક્ષણના કોઈ પણ માધ્યમ તરીકે સ્વીકારવામાં ભયંકર જોખમ રહેલું છે. આટલા ટુકડામાં વહેંચાયેલી હિંદીને રાષ્ટ્રભાષા તરીકે સ્થાન આપવાને બદલે તેને શિક્ષણનું અને ખાસ કરીને

ઉચ્ચ શિક્ષણનું માધ્યમ બનાવવામાં આવશે તો એ જ હિંદી, ગુજરાતી હિંદી, મહારાષ્ટ્રી હિંદી, કોંકણી હિંદી, તામીલ હિંદી, કન્નડ હિંદી, બંગાળી હિંદી, ઉડિયા હિંદી જેવી અનેક બોલીઓમાં છિન્નભિન્ન નહિ થઈ જાય એમ માનવા માટે કાંઈ આધાર છે ખરો! હજી ગંવારૂ – દેહાતી – ગ્રામજનતાની વ્યાપક હિંદીને તો આપણે ગણાવી પણ નથી!

**હિંદીને ઉચ્ચ શિક્ષણનું માધ્યમ ન ઠરાવાય.**

હિંદી ભાષાને રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારવાની સુંવાળી વૃત્તિ જ્યારે ખીલતી જાય છે ત્યારે હિંદીને કોઈ પણ પ્રાંતીય ભાષાની હરીફાઈમાં ઘસડવાની જરૂર નથી અને એને ઉચ્ચ શિક્ષણના માધ્યમ તરીકે પક્ષવાદ દ્વારા, સત્તા દ્વારા, અગર કાયદા દ્વારા ઠોકી બેસાડવામાં ન્યાય નથી. ડહાપણ નથી, વ્યવહારુપણું નથી અને હિંદીની સાચી સેવા પણ નથી.

**સંસ્કૃત અને પ્રાકૃતના ઇતિહાસ**

સંસ્કૃત ભાષાનો ઇતિહાસ જાણીતો છે. કોઈવાર એ લોકભાષા હશે તોય પ્રાકૃત ભાષાઓનું સાહિત્ય સંસ્કૃત સાહિત્ય કરતાં જરાય ઓછું નથી. સંસ્કૃતનું અતિ સન્માન હતું, રાજ્યાશ્રય હતો તોય લોકવલણે તો ભારતના જુદા જુદા ભૂમિખંડોમાં પોતપોતાની પ્રાકૃત અને પ્રાકૃતમાંથી પ્રાદેશિક ભાષાઓ વિકસાવી લીધી છે. હિંદીને જોરજુલમથી સાર્વત્રિક બનાવવાનો પ્રયત્ન કદાચ હિંદીનું હિંદીપણું મિટાવી દે એવો પૂર્ણ સંભવ છે.

**હિંદી રાષ્ટ્રભાષા હોય એટલું હમણાં બસ છે.**

અત્યારની અનેક રાજકીય, સામાજિક અને આર્થિક ઘુમરીઓમાં પડેલા ભારતમાં ભાષાકીય ઝઘડો વધારવાની જરાય જરૂર નથી. ભાષાની વિચારણામાં અત્યારે સર્વ પ્રાંતોમાં એક પ્રકારનો

જે સંવાદ વિકસી રહ્યો છે એ સંવાદને પોષવામાં ભારતીય ઐક્ય વધારે દૃઢ બને એવો સંભવ રહેલો છે. એ સંવાદને સાચવી રાખવો અને વધારવો એમાં જ એક રચનાત્મક કાર્ય સિદ્ધ થાય એમ છે. આ સંવાદના તત્ત્વો આપણે ગણાવી જઈએ :

**સંવાદનાં તત્ત્વો**

( ૧ ) હિંદી જરૂર રાષ્ટ્રભાષા થાય. ઉચ્ચ કક્ષાના રાજકારણમાં અને પરસ્પર પ્રાંતીય વ્યવહારમાં એનો આશ્રય ભલે લેવાય.

( ૨ ) પરંતુ જે પ્રાંતની ભાષા વિશિષ્ટ વિકાસ પામી ચૂકી હિંદી સાથે હરીફાઈ કરી શકે એમ છે એવી મહારાષ્ટ્રી, બંગાળી, ગુજરાતી, તામીલ, તેલુગુ વગેરે ભાષાઓને દુરચ્છકારી હિંદીને પ્રાથમિક, માધ્યમિક કે ઉચ્ચ શિક્ષણમાં માધ્યમનું સ્થાન આપવું એ હિંદીની ભારે કુસેવા કરવા સરખું છે.

( ૩ ) પ્રાંતીય ભાષાઓને સંપૂર્ણપણે વિકસવાનાં સાધનો કરી આપવા જોઈએ. જે ભાષા પ્રવાહ ફરસામી સત્તાયુગમાં, મહારાષ્ટ્રી સત્તાયુગમા, અંગ્રેજ સત્તાયુગમાં ખાળ્યો ખળાયો નથી એને ખાળવાની ભૂલ સ્વરાજ ન કરે એ ઇષ્ટ છે.

( ૪ ) રાષ્ટ્રીય એકતાની ભાવનામા પણ અત્યંત ખાીલીને એક-બીજાની બહુ જ નજીક આવે એવો સંભવ મને દેખાય છે. સંસ્કૃત, ફારસી અને અંગ્રેજી એ આપણા સર્વનાં પોષણ ઝરણાં. જેમ એમાંથી આજ સુધી પ્રેરણા લઈ ને આપણી ભાષાઓ સમૃદ્ધ થઈ છે તેમ ભાવિમા પણ એ જ ઝરણાં આપણને પોષવાનાં છે. રાજકીય ઐક્ય, અંગ્રેજી ફારસીની માફક પ્રાતપ્રાતને હિંદી દ્વારા બહુ નજીક લાવી દે એમ છે. અને એ માનસિક સામીપ્યમાંથી વિકસતી આપણી પ્રાંતીય ભાષાઓ પણ પચાસ વર્ષે, સો વર્ષે, દોઢસો વર્ષે પણ એક નૂતન, સર્વ સમન્વયી, સર્વના શુભ તત્ત્વોને મઠારતી,

નવી જ ભારતી બની જાય એ કલ્પના મને છેક અશક્ય તો નથી લાગતી.

## હિંદીની સફળતા

ભાષાનો રીતસર અભ્યાસ, શાસ્ત્રીય અભ્યાસ જરા મુશ્કેલ હશે. પરંતુ વ્યવહારુ બોલી આવડતાં કોઈને યે જરાય વાર લાગતી નથી એ સત્ય ભાષાના ઝઘડામાં ભુલાઈ જાય છે. ચાર કે છ માસનો દિલ્હી–આગ્રા, કાનપુર–અલાહાબાદનો વસવાટ ભલભલા અશુદ્ધ ગુજરાતી બોલતા ગુજરાતીને ઠીક ઠીક હિંદી બોલતો કરી દે છે. હિંદી એવી મુશ્કેલ ભાષા નથી કે જેનો ઉપયોગ રાજ-પ્રકરણની પરીક્ષાઓનાં કરતાં કોઈ પણ પ્રાંતની પ્રજાને ભારે મુશ્કેલી પડે. એ વિષયનો ભય રાખવો નિરર્થક છે. ચાલચલાઉ હિંદી જરાય મુશ્કેલ નથી. દર વર્ષે સેંકડો અને હજારો હિંદવાસીઓ હિંદી પરીક્ષાઓ આપી રહ્યા છે. લિપિનો પ્રશ્ન ઊકલી જશે તો વળી એથી પણ વધારે નિકટ પ્રાંતભાષાઓ આવી જશે.

## ભાષાજ્ઞાનની ચિંતા

અને આપણે અનેક ભાષાઓ જાણવી પડશે એની ચિંતા ક્યાં સુધી કરીશું ? આજ પણ આપણે કેટલી ભાષા જાણીએ છીએ ?—

(૧) માતૃભાષા (૨) અંગ્રેજી (૩) સંસ્કૃત કે ફારસી (૪) નોકરી અંગે માથે આવી પડતી ભાષા મરાઠી, ગુજરાતી, રાજસ્થાની, કોકણી, કન્નડ વગેરે.

હિંદીનો તો આપણને સર્વને આછોપાતળો પરિચય છે જ. એમાં આપણે ભલે વિદ્વાન ન ગણાઈએ. આપણો વ્યવહાર ચાલે એટલી હિંદી તો આપણે ગમે ત્યારે બોલીએ છીએ, સમજીએ

છીએ અને વાંચીએ પણ છીએ.

શિક્ષણનું માધ્યમ હિંદી રાખવાથી અને તે પણ એકાએક યુનિવર્સિટીના શિક્ષણમાં રાખવાથી નવી ગૂંચવણો ઊભી થશે એમાં જરા પણ શંકા નથી. રાષ્ટ્રભાષા તરીકે હિંદીને ભલે શિક્ષણમાં સ્થાન હોય; માધ્યમ તો માતૃભાષા જ હોય. રશિયાએ પ્રાંતપ્રાંતની ભાષાઓને ખીલવી તેમને ઉચ્ચ શિક્ષણના માધ્યમ તરીકે સ્વીકારી, રશિયન ભાષાને રાષ્ટ્રભાષા તરીકે માત્ર એક વિષયનું જ મહત્ત્વ આપ્યું છે અને આ પ્રશ્નનો ઉકેલ કર્યો છે. એ તરફ રશિયા વિરોધીઓ છંછેડાય નહિ તો, લક્ષ દોરવાની રજા લઉં છું.

## હિંદીના પ્રચારમાં સરળતા, સંવાદ, સુમેળ.

પરંતુ રશિયા સુધી જવાની પણ જરૂર નથી. હિંદીનો પરિચય ન સાધ્યો હોય એવો એક પણ પ્રાન્ત નથી. દયારામે ગુજરાતીમાં જેટલું સાહિત્ય લખ્યું છે એટલું જ હિંદીમાં પણ લખ્યું છે. ગુજરાતી દયારામને ભારતની અનેક ભાષાઓ આવડતી હતી–કવિતા રચવા સરખી. હજી લગભગ બધા જ પ્રાંતો હિંદીને રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારી તેના અભ્યાસને પુષ્ટિ આપવા પ્રવૃત્ત થયા જ છે, હિંદીના ઝનૂનમાં ઊતરી પડી રાષ્ટ્રભાષા કરતા પણ એને વધારે ઊંચકી શિક્ષણના માધ્યમ તરીકે દંડા સાથે હિંદી માથે મારવાનો પ્રયત્ન દંડા જેટલો પણ સફળ થશે કે કેમ એ પ્રશ્ન વિચારવા સરખો છે. સરળતાથી, સંવાદથી સુમેળથી સુખપૂર્વક આગળ વધતી હિંદીના માર્ગમાં હિંદીનું ઝનૂન ભયંકર અવરોધરૂપ નીવડે એવો સંભવ છે. ભારતમાં હિંદી વિરોધી બહુ જ ઓછા છે. ગુજરાતમાં તો નથી જ. નથી ત્યાં વિરોધ ઉપજાવવો હોય તો ભલે હિંદી–ઝનૂનીઓ પ્રયત્ન કર્યે જાય! એમાં હિંદીની મીઠાશ, નઝાકત અને ગૌરવ ભાગ્યે જ સચવાય.

માથે પડેલી હિંદી–ઉર્દૂનાં દ્રષ્ટાંતો સાંભળ્યાં છે? પાલન-

પુરમાં જઈ કાન ખુલ્લા રાખવા બસ થશે.

માતૃભાષાને ઉચ્ચ શિક્ષણનું માધ્યમ બનાવી હિંદીને રાષ્ટ્ર-ભાષા તરીકે સર્વત્ર સ્થાન આપતાં માતૃભાષા અને હિંદી બહુ નજીક છે તે હજી પણ નજીક આવી એક બનવાનો ક્રમ સાધશે.

['નાગરિક'—૧૬ જુલાઈ, ૧૯૫૪.]

## આજના વિદ્યાર્થીઓના ઘડતરમાં શિક્ષકો અને તંત્રવાહકોનો હિસ્સો કેટલો ?

**શ્રીમતી રૂઝવેલ્ટનું વ્યાખ્યાન**

શ્રીમતી રૂઝવેલ્ટના કોઈ વ્યાખ્યાન અંગે અલ્હાબાદ યુનિ.ના વિદ્યાર્થીઓએ દેખાવો કર્યા. એ સામે નાપસંદગી દર્શાવવા પંડિત જવાહરલાલ નહેરુએ અલ્હાબાદ યુનિ.ના કોઈ સ્થાનેથી રાજીનામું આપ્યું. આ પ્રસંગ પૂરો સમજાયો નથી. આપણી બાજુએ તો નહિ જ. શ્રીમતી રૂઝવેલ્ટે વિદ્યાર્થીઓ સમક્ષ ભાષણ કરવાનું કહ્યું હતું. એ ભાષણ આપવાની તેમણે પછીથી ના પાડી: વિદ્યાર્થીઓએ એ અંગે દેખાવો કર્યા. પછી શ્રીમતી રૂઝવેલ્ટે ભાષણ આપ્યું. ભાષણમાં કંઈ અનિચ્છનીય બન્યું હોય એવું જાણમાં નથી. પરંતુ દેખાવો અંગે પંડિત જવાહરલાલ અલ્હાબાદ યુનિ.માંથી ખસી જાય છે. હિંદના વડા પ્રધાનને આ રીતે ખસી જવું પડે, એવા પ્રસંગ બાબત વધારે વિગતવાર હકીકત સંપૂર્ણ સ્પષ્ટતા સાથે જાહેરાતમાં મુકાવી જોઈએ. ભાષણની શ્રીમતી રૂઝવેલ્ટે હા કેમ પાડી, ના કેમ પાડી, દેખાવો કોણે કર્યા, શા માટે અને કેવા પ્રકારના કર્યા, દેખાવો પછી શ્રીમતી રૂઝવેલ્ટ ન આપવાનું ભાષણ કરવા માટે ગયાં કેમ, આ બધી ઘટના સમજાય એવી નથી. વર્તમાનપત્રોમાં આવેલાં નિવેદનો બહુ અધૂરાં, અથ ઇતિ સમજૂતી ન આપનારાં અને સંબંધકર્તાઓનો સાચો ખ્યાલ ન ઉપજાવે એવાં લાગે છે. એ ઉપર વધારે પ્રકાશની જરૂર એટલા માટે છે કે વિદ્યાર્થીઓ એ સમાજનાં સર્જનનો અતિ મહત્ત્વનો વિભાગ છે અને તેમના સર્જન ઉપર

ભારતના ભાવિ નાગરિકત્વનો મોટો આધાર રહેલો છે.

## વિદ્યાર્થી માનસ

આખો વિદ્યાર્થી સમાજ અજબ ચેતનનો ભંડાર કહી શકાય. વિદ્યાર્થીઓમાં ફૂટતાં યૌવનનું ચૈતન્ય હોય છે, વિકસવા માગતા જીવન તત્ત્વોનો એમાં બળભર્યો જુસ્સો હોય છે. નવનવું જ્ઞાન અને નવનવા વિચારોના સ્પર્શથી નવનવી કલ્પનાઓ, નવનવા આદર્શો અને નવનવી ભાવનાઓને તે વળગે છે. શૌર્ય, સાહસ અને આત્મભોગનો તરવરાટ તેનામાં હોય છે. સહજમાં છણછણી ઊઠે એવી એની મનોવૃત્તિ ખીલેલી હોય છે. સ્વાર્થ, તૃષ્ણા, વ્યવહારુપણું, જે વય વધતાં માનવીને રીઢો બનાવી તેને બાંધછોડની આવડત આપે છે, તેનો વિદ્યાર્થી વર્ગમાં અભાવ હોય છે.—અભાવ નહિ, એની અધકચરી સ્થિતિ હોય છે. અને આમ એનો ઘડતર કાળ એક બહુ મહત્ત્વનો કાળ બની રહે છે. એ અવસ્થા અને સ્વાર્થ માટે ડહાપણને નામે બાંધછોડ કરવાનું શીખેલાં, વયમાન માનવીની અવસ્થા વચ્ચે મોટો ગાળો પડી જાય છે અને એમાંથી બંને પક્ષે ગેરસમજ ઊભી થાય છે. સમાજે સ્વીકારેલાં ડહાપણ અને શિષ્ટતાનાં સ્વરૂપોને અપનાવતા વિદ્યાર્થીઓની જલદ મનોવૃત્તિને બહુ વાર લાગે છે. સ્વતંત્ર્ય, લોકશાહી રાજ્ય, હક્ક માટેની લડત, સમાજ અને વ્યક્તિના પરસ્પર પ્રત્યેના અધિકાર, જુનવાણી પ્રત્યે બંડખોરપણું વગેરે માનવ સ્વભાવને ઘાટ આપનાં તત્ત્વો સંબંધમાં ઇતિહાસ, સાહિત્ય, ફિલસૂફી, વિજ્ઞાન અને સામાન્ય જ્ઞાન તેનામાં જ્વલંત ઉદારપણું પ્રગટાવી રહે છે. અને જીવનની તાઝગી તેનામાં જુસ્સો, હઠ, આગ્રહ વધારી મૂકે છે. રાજદ્વારી પુરુષોએ વિદ્યાર્થીઓનો સારા પ્રમાણમાં ઉપયોગ કરેલો હોય છે. અને વિદ્યાર્થીની મહત્તાને ચારે પાસથી અંજલિ મળતી હોવાને કારણે તેનું આત્મભાન અને આત્મમાન બહુ આળું—કહો કે, બહુ ચેતનવંતું બની

ગયેલું હોય છે. આદર્શ, આત્મભાન અને આત્મમાનના દારૂગોળા સરખા વિદ્યાર્થીઓનો સ્પર્શ ઘણીવાર અણકલ્પ્યાં પરિણામો ઉપજાવી રહે છે. દેખાવો, હડતાલો. તોફાનોમાંથી ઊપજતી પરિસ્થિતિ કોઈ સ્થળે કૉલેજને બંધ કરાવે છે. યુનિવર્સિટીને તાળાં દેવડાવે છે. પ્રધાનોને ઘેર બેસાડે છે. અને મંત્રીમંડળોને ચકવે ચડાવે છે. રાજસત્તા, સામાજિક શિષ્ટતા, વય અને ડહાપણ શિસ્તભંગના પોકાર કરી ઊઠે છે. અને એ વાત પણ સાચી છે કે સત્તા અને સમાજતંત્ર જ નહિ પરંતુ વિદ્યાર્થીઓ પણ શિસ્તભંગને તો જરૂર પસંદ કરે. સિદ્ધાંત તરીકે શિસ્ત એ વિદ્યાર્થીઓને પણ માન્ય સિદ્ધાંત છે. છતાં કાંઈક એવું બને છે કે જેથી વિદ્યાર્થીઓને અને સમાજતંત્રને પરસ્પર અણગમો આવી જાય છે. અને બંને અરસપરસનાં અંગ હોવાથી અંતે બેગાં નો મળી જાય છે. છતા વિદ્યાર્થીઓને તંત્ર માટે અને તંત્રને વિદ્યાર્થીઓ માટે એક પ્રકારનો વસવસો રહી જાય છે. વ્યવહારુ વડીલપણાને વિદ્યાર્થીઓના વિરોધમાં બેજવાબદાર તોફાન, દુરાગ્રહ અને શાસન વિરોધનાં જ તત્ત્વો દેખાય છે. વિદ્યાર્થીઓને વડીલતંત્રમા જુનવાણી જડસાપણું, સત્તાનો શોખ અને મદ, શિસ્તને નામે સોટી અમચમાવવાની જૂની ટેવનો જ ભાસ થાય છે. પરસ્પર માન ઘટી જાય છે. અને સમાજના સર્જનમાં એક ઘાવ પડે છે જે ઘાવ જલદી રૂઝાતો નથી. અન્ય દેશોમાં પણ વખતોવખત વિદ્યાર્થીઓ અને તેમના શિક્ષકો અને શાસકો વચ્ચે ઘર્ષણના પ્રસંગો આવ્યા કરે છે. સમાજના વિધાયકોએ આ નાજુક પ્રશ્નો બહુ ગંભીરતાથી વિચાર કરવા જેવો છે. શિસ્તભંગને માટે વિદ્યાર્થીઓ, તેમને દોરતા આગેવાનો, નેતાગીરીના હોશીલા માનવીઓ વગેરેને દોષ દેવો બહુ સહેલો છે અને એ દોષ દેખાય છે પણ ખરો. અને સમાધાન થઈ ગયા પછી વિદ્યાર્થીઓ એ દોષારોપણ સહી લે છે, છતાં વિદ્યાર્થીઓને શિક્ષણ આપતું અને વિદ્યાર્થીઓની શાસન પ્રણાલિકાને હાથમાં રાખતું તંત્ર જાણે-અજાણ્યે

## આજ્ઞા પાલક અને આજ્ઞા પાલન

ડિસીપ્લીન–નિયમિત શિસ્ત આજ્ઞાપાલન એ બહુ જરૂરી તત્ત્વ છે, જેના વગર સમાજ સુઘટ્ટ ન જ રહે. અને વિદ્યાર્થીઓમાં એ તત્ત્વ અવશ્ય વિકસવું જોઈએ જરૂર. જેમના પર ભાવીનો આધાર હોય એમનામાં જ આજ્ઞા–ઉલ્લંઘનનું માનસ વિકાસ પામે એ જરાય ઇચ્છનીય તો નથી. જુનવાણી શિક્ષણપદ્ધતિમાં શારીરિક શિક્ષા અને ગુરુઆજ્ઞાનું પાલન એ મુખ્ય તત્ત્વો હતાં. આજની કેળવણીએ શારીરિક શિક્ષાને તિલાંજલિ આપી છે "સોટી વાગે ચમચમ"નો સિદ્ધાંત સદંતર દૂર કર્યો છે. અને હૃદય પરિવર્તન ઉપર જ સર્વ શિક્ષણનો પાયો રચવાનો પ્રયોગ કર્યો છે. હૃદય પરિવર્તન બે રીતે થાયઃ એક દલીલથી અને બીજી રીતે પ્રેમથી. પ્રેમ અને દલીલના મિશ્રણથી વિદ્યાર્થીઓના માનસને જીતી લેવાની, એ માનસને દોરવાની અને ઘડવાની તાકાત આજના શિક્ષકોમાં, શિક્ષણ તંત્રમાં, શિક્ષણને વ્યવસ્થિત કરનાર વહીવટમાં છે ખરી? શિક્ષણ શાસ્ત્રનું જ્ઞાન પૂર્વ–પ્રાથમિક અને માધ્યમિક કેળવણીમાં આવશ્યક મનાય એ છે. ઉચ્ચ કેળવણીના ક્ષેત્રમાં જરાય જરૂરી મનાતું નથી. આપવાનું હોય શિક્ષણ અને પસંદગી થાય એવા, માણસોની કે જેમણે પરીક્ષાઓમાં ઉચ્ચ કેળવણી મેળવી હોય, પરદેશથી સોંઘી અને આપણને અનુકૂળ ન આવે એવી ઉપાધિઓ મેળવી હોય; જેમને શિક્ષણ એ સારા પગારની સુખી આસાયેશ-ભરી કારકિર્દી બનાવી હોય અને શિક્ષણ તથા વિદ્યાર્થીઓના ભાવી કરતાં જેમને પોતાના ભાવીની વધારે કાળજી હોય। ખુશામદ, ખટપટ, પક્ષરચના, વર્તુલ મોરચા, પેંતરા અને આગળ વધવાની ધક્કામુક્કી અને હોણીમાર આવી ઉચ્ચ કેળવણીના ક્ષેત્રને ઝેરભર્યું બનાવી રહ્યાં છે. એની આ ઉચ્ચ કેળવણીતંત્રના સંચાલકોને જરાયે ખબર નહિ પડતી હોય એમ માનવું એ બની શકે એવું નથી. એવા કેળવણીકારો, ગુરુઓ, શિક્ષકો અને તંત્ર વાહકોનો સ્પર્શ

## અભ્યાસક્રમમાં ફેરફાર

એક અનુભવી વિદેશીવ કેળવણીકારે નવા મુખ્ય શિક્ષકને – "આચાર્ય"ને – સલાહ આપી હતી કે અન્ય કાંઈ કરો કે નહિ, પણ કાંઈક નવું તો કરો જ.

નવીકરણ અને સંસ્કરણ એ સારી ચીજો છે. પણ જે નવું કર્યું હોય તેને સ્થિર, દૃઢ થવા માટે પૂરતો સમય મળ્યા પહેલાં નવીકરણના પ્રયોગો ઉપરા ઉપરી થાય એ ઇષ્ટ નથી.

માધ્યમિક શિક્ષણના અભ્યાસક્રમમાં શા ફેરફાર જરૂરી છે એવો પ્રશ્ન પૂછવામાં આવતાં એક અનુભવી શિક્ષકે કહ્યું હતું કે હાલ તો કાંઈ ફેરફાર ઉતાવળે ન થાય એ જ જરૂરનું છે.

છેલ્લાં પાંચ વર્ષોમાં માધ્યમિક અભ્યાસક્રમમાં ઠીક ફેરફાર, ઘટાડાવધારા થયા છે. માધ્યમિક નિશાળનાં પ્રથમ બે વર્ષોમાંથી અંગ્રેજી ગયું; હવે ત્રીજા વર્ષમાંથી જવાનું છે. હસ્તઉદ્યોગનો એક અભ્યાસક્રમ સૂચવાયો અને નિશાળોની આજની સાધનસ્થળ વગેરેની દૃષ્ટિએ એ અનિવાર્ય બનતા, એમા ફેરફાર થયો. રાષ્ટ્રભાષાનું શિક્ષણ પ્રથમ બધા વર્ગોમાં ફરજિયાત કરવાનો પરિપત્ર નીકળ્યો અને પછી વળી અગવડ-સગવડ ઠીક સમજતા અમુક વર્ગોમા રાષ્ટ્રભાષા શીખવવાનું ઠર્યું. અભ્યાસક્રમમા બીજા વ્યાપક ફેરફાર તો કરાવા જ છે.

હજી પાછા પ્રાથમિક તેમ જ માધ્યમિક અભ્યાસક્રમમા ફેરફાર–સુધારા–થવાના છે એ વાત જાહેર થઈ છે. પાઠ્યપુસ્તકો વારંવાર ન બદલવામાં આવે એને માટે સરકારની કાળજી ખરેખર

સ્તુત્ય છે; પણ અભ્યાસક્રમોમાં નિત્યનવા ફેરફારો કરવાથી સંસ્થાઓને ઠરી ઠામ થવાનો સમય નથી મળતો એ ઉપરાંત પાઠ્યપુસ્તકો બદલવાની ફરજ પડે છે એ ભુલાવું નહિ જોઈએ. અનેક પાઠ્યપુસ્તકો અનેક રચનારાઓ રચે છે અને અનેક પ્રકાશકો પ્રકટ કરે છે; એ બાહુલ્ય આજે પણ નિશાળના સંચાલકોને મૂંઝવનારું બને છે. અને જે સંચાલકો પાઠ્યપુસ્તકો લખવાથી થતી કમાણીની લાલચથી પર રહી શક્યા છે તેઓ તો આ બહુલતા ઘટે એવું ઇચ્છી રહ્યા છે. અભ્યાસક્રમમાં ફેરફાર કરવાની સાથોસાથ પ્રકાશનોના આ દંડકારણ્યનું નિયંત્રણ પણ કરવામાં આવે એ આવશ્યક છે.

[ 'નાગરિક'—૧૬ જાન્યુઆરી, ૧૯૫૪.]

## માધ્યમિક શાળાન્ત પરીક્ષા વિશે

આખા મુંબઈ રાજ્ય માટે માધ્યમિક શાળાન્ત પરીક્ષા લેનારી એક જ અધિકૃત સંસ્થા છે એથી બીજી અડચણો ઊપજતી હોય કે ન હોય, પણ વિદ્યાર્થીઓના વાલીઓની દૃષ્ટિએ એક અનિષ્ટ તો ઊપજે છે. અર્ધલાખ ઉપરાંત પરીક્ષાર્થીઓનાં પરિણામો મે આખરમાં તૈયાર થઈ જાય તે માટે પરીક્ષા માર્ચના મધ્યમાં—અઢી મહિના અગાઉ—લેવી પડે છે: એ પરીક્ષાની વ્યવસ્થા કરવાનો સમય મળે એ માટે પરીક્ષાનાં પ્રવેશપત્રો (ફૉર્મ) જાન્યુઆરીના બીજા અઠવાડિયામાં—પરિણામથી સાડાચાર મહિના અગાઉ અને પરીક્ષાથી બે મહિના અગાઉ—મગાવી લેવાં પડે છે. આને લીધે વાલીઓને જાન્યુઆરીથી મે સુધીના પાંચ મહિનાઓની નિશાળ-ફી એક સાથે આપવી પડે છે. તેમાં નિશાળોનો લેશ દોષ નથી. એમને છૂટકો નથી. પણ દોષ છે ઉમેદવારોની અત્યંત મોટી સંખ્યાની પરીક્ષા એક જ બૉર્ડ લે એ વ્યવસ્થાનો. આ વ્યવસ્થા બદલાવી જોઈએ. અનેક પ્રાદેશિક બોર્ડો સ્થાપીને પરીક્ષાને વિભક્ત કરી નાખવી જોઈએ. સરકારે આનો વિચાર તો કર્યો છે. બીજી નવીનતાઓને ઉતાવળે હાથમાં લેવાને બદલે જે છે તે વ્યવસ્થામાં આના આવશ્યક સુધારાનો પ્રશ્ન પ્રથમ હાથ ધરાય એ ઇષ્ટ છે.

[‘નાગરિક’—૨૧ જાન્યુઆરી, ૧૯૫૪.]

## ફીનો વધારો કરવાનો રોગચાળો

ગુજરાત કૉલેજનો ફી વધારો આજનો એક સળગતો પ્રશ્ન બની રહ્યો છે. આ ફી વધારા સામે વિદ્યાર્થીઓને આખરી પગલાં ભરી લડતનો માર્ગ સ્વીકારવો પડ્યો. આ ફી વધારાના પ્રશ્ન અંગે વિદ્યાર્થીઓને દોરવણી આપવા માટે અમદાવાદના સંભવિત નાગરિકોની એક સલાહ સમિતિ પણ નિમવામાં આવી છે. આ સલાહ સમિતિએ આ પ્રશ્ન અંગે પૂર્ણ વિચારણા કર્યા પછી ફીનો વધારાનો નિર્ણય રદ કરવા માટે મુંબઈ સરકારના કેળવણી ખાતાના અધિકારીઓ સાથે ચર્ચા-વિચારણા કર્યા બાદ સલાહકાર સમિતિને, લડતનો માર્ગ જ એક અને આખરી માર્ગ જણાયો અને તેના પરિણામે ગઈ કાલથી ફી વધારા સામેની લડતનો આરંભ પણ કરી દીધો છે. અને ફી ભરવા જનારાઓને અટકાવવા માટેનું પિકેટિંગ શરૂ થયું છે. ગુજરાત કૉલેજને, વર્ષે બે વર્ષે વિદ્યાર્થીઓ સાથે અથડામણમાં ઊતરવું જ પડ્યું છે. એના પરિણામે કૉલેજના વિદ્યાર્થીઓને વખતોવખત લડતો આપવી પડી છે. ઠેઠ પ્રિ. શીરાઝના સમયથી આ લડતો ચાલતી આવે છે. પ્રિ. શીરાઝ સામેની લડત એ ગુજરાતની વિદ્યાર્થી લડતનો પાયો નાખનારી લડત છે. એ લડતે વિદ્યાર્થીઓમાં પોતાના પ્રશ્નો વિશે ન્યાય મેળવવા માટે લડત કરવાની પ્રેરણા આપી હતી. ગુજરાત કૉલેજને ફી વધારાનો જાણે એક જાતનો રોગ લાગ્યો હોય એમ પ્રત્યેક વર્ષે કોઈ ને કોઈ બહાના હેઠળ ફીમાં વધારો કરે છે. પહેલાં બધી સરકારી કૉલેજોમાં ફીનું ધોરણ સમાન રહે, એને નામે ફીનો વધારો કરવામાં આવ્યો.

એ પછી ફરીથી ફીના વધારાનો પ્રશ્ન આવ્યો અને વિદ્યાર્થીઓએ માથું ઊંચકયું. એટલે એ વખતે તો અટકી ગયો. પણ પેલો રોગ પાછો ફૂંફાડા મારવા લાગ્યો છે અને આજે ફરીને વિદ્યાર્થીઓને સાથે લડત ઠોકી બેસાડવામાં આવી છે. ફીના વધારા સાથે જ સૌથી પહેલો એક જ પ્રશ્ન ઊભો થાય છે કે મુંબઈ સરકાર ઉચ્ચ શિક્ષણ માત્ર થોડાક મૂડીપતિઓના સંતાનો પુરતું મર્યાદિત રાખવા માગે કે પ્રજાના સામાન્ય માનવીનાં સંતાનોને પણ તેનો લાભ લેવા દેવા માગે છે? આ પ્રશ્નનો જવાબ તો ફીનો વધારો કાયમ રાખવાના સત્તાવાળાઓના દુરાગ્રહમાંથી મળી રહે છે. દુરાગ્રહ ભૂતકાળની સરકારનો તો વારસો નથી ને?

['લોકસત્તા'—૧૨ જૂન, ૧૯૫૨.]

## ભણેલા બેકારો

કોઈ કહેશે આ વળી કેવો સૂત્રોચ્ચાર! શિક્ષણ એ તો સારા સભ્ય સમાજનો મૂળભૂત પાયો છે. તો હું કહીશ કે એ વાત સોએ સો ટકા સાચી છે. અને ઘણી વખત કહેવામાં આવે છે તેના વિરુદ્ધમાં જઈને પણ હું કહીશ કે અત્યારે જેઓ શિક્ષણ લઈ રહ્યા છે તેઓ બેકારોની સંગારમાં ઉમેરો–વધારો કરવાના જોખમે પણ ભલે એ શિક્ષણ લીધા કરે, તેને પડતું ન મૂકે. બેકારી એ વધુ શિક્ષણ લેનારાઓ ઊભા થાય છે તેને આભારી છે એવી માન્યતા મને બહુ સાચી લાગતી નથી. બેકારી સમાજને ભયરૂપ છે એવી ચેતવણીઓ આપ્યા કરવાની પણ આજકાલ બહુ પ્રથા પડી ગયેલી જોવામાં આવે છે. પણ આ બધી ચેતવણીઓ અને સમાજના હાલન–ડોલનની પરિસ્થિતિનો હું જ્યારે વધુ શાંત ચિત્તે વિચાર કરું છું ત્યારે હું જોઈ શકું છું કે એ ચેતવણીઓ ઉચ્ચારનારાઓ અને એ ભયની ભૂતાવળો ઊભી કરનારાઓ બીજા કોઈ નહિ પણ આજ પહેલાં મળ્યું તે શિક્ષણ મેળવી લઈને અત્યારે સારા, સુઘડ, સુરક્ષિત સ્થાનમાં જેઓ શિક્ષિત બનીને–અગર ગણાઈને ગોઠવાઈ ગયેલા હોય છે તેઓ જ છે.

શિક્ષિત બેકારોની એક બાજુએ બૂમ પાડવી, બીજી બાજુએ આપણા નિરક્ષરો માટે શોક કરવો અને ત્રીજી બાજુએ આપણે જે ભણીગણીને સ્વસ્થ થઈ ચૂક્યા છીએ તેમણે પોતાનાં બાળકોને અહીં ભણાવવાં એટલું જ નહિ પરંતુ પરદેશ મોકલીને પણ ભણાવવાં એ પરિસ્થિતિ ચલાવી કેમ લેવાય! ભણતરથી જ બેકારી

વધવાની હોય તો સત્તાધીશો, ધનપતિઓ અને શિક્ષિતોનાં બાળકોના શિક્ષણ ઉપર જ અંકુશ મૂકવાની જરૂર ઊભી થાય. દાખલો આગેવાનીએ બેસાડવાનો છે. શિક્ષિત બેકારોનો પ્રશ્ન શિક્ષણ ઘટાડવાથી ઉકેલાવાનો નથી. પરંતુ શિક્ષણને ઉપયોગી બનાવવાથી અને શિક્ષણ લઈ ઉપયોગી થઈ ચૂકેલાં યુવક-યુવતીઓનો વિશાળ પાયા ઉપર ઉપયોગ કરવામાં તેનો ઉપયોગ રહેલો છે. પ્રશ્ન શિક્ષિતોનો નથી. પ્રશ્ન બેકારીનો છે. શિક્ષણ તો જેટલું અપાય, જ્યાં જ્યાં અપાય ત્યાં ત્યાં જરૂરી જ છે. રખે કોઈ બેકાર શિક્ષિતોની સંખ્યા નિહાળી શિક્ષણને વગોવે કે શિક્ષણ ઉપર કાપ મૂકે.

['સંદેશ'—તા. ૧૫મી સપ્ટેમ્બર ૧૯૫૪]

## નાટ્ય-શિક્ષણની યુનિવર્સિટીમાં સગવડ

સંગીત, નૃત્ય અને ચિત્ર સ્થાપત્ય સાથે નાટ્યકલાના અભ્યાસની મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીએ સગવડ ઊભી કરી છે. એ પ્રયોગ-શીલતા અત્યારે તો પ્રશંસા માગે છે. નાટક અને સંગીતનો શોખ હવે પ્રજામાં વિસ્તાર પામતો જાય છે, નાટક અને સંગીતની સાથે ચોંટેલી શરમ ઘસાતી જઈ હવે નાબૂદ લગભગ થાય છે, અને એ પ્રતિષ્ઠિત શોખ અને પ્રતિષ્ઠિત ધંધામાં હવે સ્થાન મેળવે છે. સામાજિક રંજન કાર્યમા નાટ્ય એ આકર્ષક અને માનવંત રચના બની રહે છે, એ હવે નિશ્ચિત થઈ ચૂક્યું છે.

નાટ્ય શોખના વધારા સાથે નાટ્ય-શિક્ષણની સગવડ વડોદરા યુનિવર્સિટીના સંચાલકો કરે છે, તે ખરેખરં આપણી ખીલતી વૃત્તિને શિક્ષણ માર્ગે વાળવાની સુંદર સગવડ રૂપ છે એમાં શક નહિ. રખે કોઈ એમ માને કે સંગીત અને નાટ્ય એ શિક્ષણના વિષયો ન હોઈ શકે. નાટ્યકલા તો સમસ્ત કલાસમૂહનો ગુચ્છ છે. અને તેથી બહુ ઊંચા પ્રકારના શિક્ષણની, અભ્યાસની અને તયારીની એમા જરૂર હોય છે. સીનેમા, નાટક અને કદાચ રાજકારણ પણ અભિનયકલાનું શિક્ષણ માગે જ. અને એ શિક્ષણ અત્યંત શાસ્ત્રીય એમ આજની જ દુનિયા નહિ પરંતુ આપણું પ્રાચીન ભારત પણ માનતું હતું. નાટ્ય-શિક્ષણ ભારતના અન્ય ધંધાઓની માફક કૌટુંબિક, વંશપરંપરાગત અને જ્ઞાતિ વિશિષ્ટ પણ બની રહ્યું હતું. તરગાળા, ભોજક, મીર અને ઢાઢી નામે ઓળખાતી આપણી ગુજરાતી કોમોએ રંગભૂમિને સરસ અદાકારો આપ્યા છે.

આમ આ અતિમહત્ત્વની કલાના શિક્ષણ માટે યુનિવર્સિટીએ ડીગ્રીનો અભ્યાસક્રમ તેમ જ ડિપ્લોમાનો અભ્યાસક્રમ પણ યોજ્યો છે. અને એ અભ્યાસક્રમને સફળ બનાવવા માટે પોતાનું ભણતર અને પોતાની આખી કારકિર્દી રંગભૂમિને અર્પણ કરનાર આપણા સંસ્કારી યુવાન શ્રી જશવંત ઠાકરને અભ્યાસ-સૂત્ર સોંપ્યું છે, એ ખરેખર આ શિક્ષણ પ્રયોગને માટે આશાસ્પદ ચિહ્ન છે.

આવી નાટ્ય-શિક્ષણની યોજનાનો પ્રયોગ હજી બીજી કોઈ યુનિવર્સિટીએ હાથ ધરવાની હિંમત ભારતમાં કરી જાણી નથી. એમ વડોદરાનું નેતૃત્વ સાચવવામાં વડોદરા યુનિવર્સિટીનો ફાળો નોંધપાત્ર છે. તા. ૧ લી જાન્યુઆરી ૧૯૫૨થી વડોદરાની કલાપ્રિય જનતાને નાટ્ય-શિક્ષણનો શાસ્ત્રીય વિભાગ સમન્વય એ અર્થે અધ્વર્તી શાળા સંગીત શાળામાં વર્ગો ઉઘાડવાની યોજના શ્રી જશવંતે કરી છે એમ સાંભળવામાં આવ્યું છે.

ભારતની યુનિવર્સિટીઓમાં નાટ્યકલાનું શાસ્ત્રીય શિક્ષણ આપનાર વડોદરા યુનિવર્સિટી પહેલી જ છે. એવું જ રીતસરનું શિક્ષણ આપનાર બીજી સંસ્થા ગુજરાતના અમદાવાદમાં છે. ગુજરાત વિદ્યાસભાની દોરવણી નીચે અમદાવાદમાં લગભગ સાડા ત્રણ વર્ષથી નાટ્ય-શિક્ષણના અભ્યાસ વર્ગો ચલાવવામાં આવે છે જેનું સંચાલન શ્રી રસિકલાલ પરીખ સરખા એક વિદ્વાન, શ્રી જયશંકર ભોજક (સુંદરી) સરખા ગુજરાતના અજોડ અભિનયકાર અને શ્રીમતી દીનાબહેન સરખાં તરવરતાં સુશિક્ષિત કલાધરીના નિયંત્રણમાં છે. જશવંત ઠાકરને તો કોઈ અમેરિકન ડીગ્રી તો નહિ મળી હોય! અમેરિકા ફેરો ખાઈ એકાદ સોંઘી યુનિવર્સિટીની ભારતને બહુ કિંમતી લાગતી કોઈ નાટ્ય ડીગ્રી લઈ આવેલા એકાદ ઘમંડી ડીગ્રીધારીને યુનિવર્સિટીના સંચાલકો અભ્યાસક્રમને માથે ન મારે તો ભારતીય નાટકકલાને કાંઈ ખોટ જશે એવું તો હમણાં લાગતું નથી. આ નાટ્ય વર્ગોની પ્રગતિમાં વડોદરા જરૂર ગર્વ લેશે. ગુજરાત

વિદ્યાસભા તરફથી ચાલતા વર્ગોમાં રસશાસ્ત્ર, અભિનય અને 'પ્રોડક્શન'-ભજવણીનાં અન્ય તત્ત્વોનું શિક્ષણ આપવામાં આવે છે. યુનિવર્સિટીના ડીગ્રી તથા ડિપ્લોમા અભ્યાસક્રમની રૂપરેખા શ્રી જશવંત ઠાકર જનતાની જાણ માટે અને સૂચનો માટે બહાર પાડે તો તે ઇચ્છનીય ગણાય. ગુજરાત વિદ્યાસભાના નાટ્ય વર્ગ તરફથી નીચેનાં ચાર નાટકો પણ સફળતાપૂર્વક ભજવાઈ ગયાં છે:

(૧) રાઈનો પર્વત – સર રમણભાઈ નીલકંઠ.
(૨) ઉરુભંગ – કવિ ભાસ.
(૩) ભગવદ્ જ્જુકિયમ – બોધાયન.
(૪) સાગર ઘેલી – ઈબ્સન.

નાટ્ય-શિક્ષણને વડોદરા યુનિવર્સિટીએ અભ્યાસક્રમમાં સ્થાન આપી આપણી એક જૂની કલાની સાચી પ્રતિષ્ઠા કરી છે. અને નવજીવનમાં નાટ્યકલાનું વધતું જતું મહત્ત્વ સ્વીકારી એ મહત્ત્વને સાચવી શકે એવા ધંધાદારી તેમ જ અવેતન-શોખીન કલાકારોને ઘડવાનું શિક્ષણ સાહસ ઉપાડયું છે, જેની ખરેખર જરૂર હતી. રસ, અભિનય, વેશભૂષા, તેજ-છાયા, રંગભૂમિની સજાવટ, રૂપપલટો, પાર્શ્વભૂમિની રચના, દશ્યનું આબેહૂબપણું, કંઠ કેળવણી, પૂર્વ-પશ્ચિમની નાટ્યકલાનો સુમેળ, લોકકલાનું પુનરુત્થાન – 'ffolk-art' જેવા વિષયોનું શાસ્ત્રીય શિક્ષણ એમાં અપાશે એમ જરૂર આપણે ઇચ્છીશું. નાટ્યક્રમની પડોશમાં જ સંગીતક્રમ અને નૃત્યક્રમ રહેલાં છે. જોડમાં જ ચિત્ર સ્થાપત્ય પણ છે. એ સર્વનો સુમેળ સધાય અને વડોદરા યુનિવર્સિટી આ ઉચ્ચ કલાસમૂહનું સાચું શિક્ષણધામ બને! એમ થવામાં પગાર, પ્રતિષ્ઠા અને પક્ષાપક્ષીની વિદ્યાધામોમાં વધતી જતી પ્રવૃત્તિ અડચણરૂપ ન બને એવી પ્રભુ સાથે પ્રોફેસરોને પણ પ્રાર્થના કરીએ!

['શ્રી સયાજીવિજય'—રવિવાર, તા. ૨૩-૧૨-'૫૧.]

ચૂંટણી થઈ જ ગઈ છે, એમ માની લેવું !

**સત્તા સભાની કે વાઈસ ચેન્સેલરની ?**

આ કાંઈ એક જ વ્યક્તિની પસંદગીને મહોરછાપ મારવાનો પ્રશ્ન ન હતો. બાકી રહેલી વ્યક્તિની નિમણૂકને બહાલી આપવાનું આ કાર્ય હતું જ નહિ. ત્રણ નામોમાંથી વધુ મતે ચૂંટણી કરવાનો આ કાયદાનો પ્રશ્ન હતો. ત્રણ માણસોનું પેનલ જ હવે રહેતું ન હતું. બન્ને ઉમેદવારોએ ખસી જઈ ત્રણ જણાનાં પેનલને રદ કરી નાખ્યું હતું. ચૂંટણીના નામને મિથ્યા બનાવી દીધું હતું અને એવી સ્થિતિ ઊભી કરી હતી કે જેમાંથી કાયદેસર ત્રણ નામો સિન્ડીકેટ પાસેથી ફરી મંગાવવાં જ પડે ! કેટલાક સભ્યોએ એ પ્રશ્ન ઊભો કર્યો, પરંતુ એની ચર્ચા ચાલે કે કાયદાના પ્રશ્નનું સભા નિરાકરણ કરે તે પહેલાં વાઈસ ચેન્સેલરે તો સભાગૃહને આદેશ આપી જ દીધો કે પ્રશ્ન ઉપર ચર્ચા ચલાવવી નહિ અને ડૉ. ચતુરભાઈ જે હવે એકલા જ રહ્યા હતા તેમની ચૂંટણી થઈ જ ચૂકી છે એમ માની લેવું ! જે કાયદાની સ્પષ્ટતા ઉપર સેનેટના ચાલતા સભાગૃહનો મત લઈ નિર્ણય કરવો જોઈતો હતો, તેનો નિર્ણય વાઈસ ચેન્સેલરે જ આપી દીધો અને પોતાના મતને બ્રહ્મવાક્યનું બળ આપ્યું !

આને ચૂંટણી કહી શકાય ખરી ? ત્રણમાંથી બે માણસો ખસી જાય એટલે ત્રણનું 'પેનલ' પણ ક્યાં રહ્યું ? અને ચૂંટણી પણ ક્યાં રહી ?

આને – એક જ માણસની ચૂંટણીને – ચૂંટણી તરીકે ગણવી હોય તો તેનો અધિકાર સેનેટના સભાગૃહને હોય નહિ કે વાઈસ ચેન્સેલરને અને તે પણ ચર્ચા પછી જ વધુ મતે નક્કી થઈ શકે. વગર ચર્ચાએ કાયદાની બારીકીઓ વિચાર્યા વગર સેનેટને માથે ચર્ચા ન કરવાનો નિર્ણય વાઈસ ચેન્સેલરથી ઠોકી બેસાડાય ખરો?

સિંટીઓમાં પ્રો. વાઈસ ચેન્સેલર ક્યાં ક્યાં છે? અને શા માટે છે? યુનિવર્સિટીના કામની દક્ષતા વધારવા તેમનો ઉપયોગ થાય છે? કે વાઈસ ચેન્સેલરોની યુનિવર્સિટી બહારની અનેક સેવાઓની સગવડ સાચવવા માટે!

## ડૉ. ચતુરભાઈ અને તેમના અંગત સદ્ગુણો

રખે કોઈ એમ માની લે કે શ્રી ચતુરભાઈ પટેલની પસંદગીમાં કોઈને પણ તલપૂર વિરોધ હોય. ડૉ. ચતુરભાઈ માટે રક્ષણ વ્યૂહ રચનારને ભાગ્યે જ ખબર હશે કે દરખાસ્ત જે રીતે મુકાઈ તે રીતનો વિરોધ કરનાર સહુ કોઈ તેમને મિત્ર માને છે અને મત લેવાનો પ્રમાણિક પ્રસંગ ઊભો થયો હોત તો વિરોધમાં દેખાતા સભ્યોએ તો જરૂર ડૉ. ચતુરભાઈને જ મત આપ્યા હોત. વડોદરાના માહિતગાર, અનુભવી, સાલસ, ઘમંડ રહિત સજ્જન તરીકે ડૉ. ચતુરભાઈ ક્યારનાયે પરિચિત છે જ. તેમના પ્રો. વાઈસ ચેન્સેલર પદે આવવાથી વિદ્યાર્થીઓ તેમ જ યુનિવર્સિટીના શુભેચ્છકો એક સહાનુભૂતિભર્યા મધ્યસ્થને મેળવી શક્યા છે અને સત્તાધીશોનું સખ્ત અક્કડપણું સુંવાળો આધાર મેળવી શક્યું છે. શ્રી ચતુરભાઈને આ સ્થાન મળ્યું એથી સાત્તાધીશોની તુમાખી અને વિદ્યાર્થી વર્ગનું ઉછૂંખલપણું એ બન્ને વચ્ચેનાં ઘર્ષણ પ્રસંગો ઘટી જવાના જરૂર. સહુ માગે એવો શીળો સ્વભાવ ધરાવનાર સજ્જન ડૉ. ચતુરભાઈની પસંદગી અનેક દૃષ્ટિએ આવકારદાયક છે. સેનેટની બેઠકમાં તેમની કરવામાં આવેલી પસંગી કેટલાયને લાગતા ગેરકાયદેપણાનો વિરોધ વધારે ઉગ્ર ન બન્યો એમાં, અને હજી પણ એ પ્રશ્નમાં વધારે ચર્ચા ન થાય એના કારણમાં ડૉ. ચતુરભાઈના અંગત પ્રશંસનીય ગુણો જ વધારે મોટો ભાગ ભજવી ગયા છે. જોકે તેમની ચૂંટણીને બદલે તેમની સત્તા આધારે કરવામાં આવેલી નિમણૂક સેનેટના ગૌરવને છાજતી તો ન જ કહેવાય.

ડૉ. ચતુરભાઈ સરખા એક સારા શિક્ષાગુરુને એક વહીવટી યંત્રનો ભાગ બનાવી દેવામાં શિક્ષણને લાભ છે કે કેમ એ વળી બીજો પ્રશ્ન.

### નીચલા થરને રાહત

યુનિવર્સિટીના નીચલા થરને આ બેઠક સમયે આપવામાં આવેલી રાહત એક સુયોગ્ય અને સહુને અનુકરણરૂપ પગલું હતું એમાં શક નહિ. સેનેટના એ ઠરાવનો અમલ કરવામાં હવે કશી મુશ્કેલી નહિ આવે એમ આપણે ઇચ્છીશું. નવા પ્રો. વાઈસ ચૅન્સેલરની ભલમનસાઈ તેમને આ બાબતમાં કઈ બાજુએ બેસાડે છે એમાં એમની કસોટી થાય ખરી.

### કાળા ઝબ્બા રહ્યા કે ગયા ?

બિહામણા ઝબ્બાઓને બદલે કોઈ સાદો, કલામય અને આપણી સંસ્કૃતિને શોભે એવો સંકેત પહેરવેશ રાખવાની બાબતમાં શું પરિણામ આવ્યું તેની મને ખબર નથી. ગાંધીજીને નામે તરી ગયેલા સભ્યોએ તો જરૂર એ પરદેશી ઢબના બહિષ્કારનો જ મત ઉચ્ચાર્યો હશે! ઉચ્ચ કેળવણીના ક્ષેત્રે ઘણી ઘણી બાબતોમાં પહેલ કરવાની છે. પરિધાનની બાબતમાં પણ.

['શ્રી સયાજીવિજય'—રવિવાર, તા. ૨૯–૩–૧૯૫૩]

## પુસ્તકાલયનું મહત્ત્વ

મહેસાણા પ્રાન્ત પુસ્તકાલય પરિષદનું પ્રમુખસ્થાન મને આપવા બદલ હું આપનો આભાર માનું છું. મહેસાણા, વિજાપુર અને સિદ્ધપુર એ ત્રણે તાલુકાઓમાં મેં મારી નોકરીનો સારો સમય ગાળ્યો છે, અને પ્રાચીન અવશેષોને અંગે જાણીતા થયેલા આ પ્રાન્ત માટે આખા ગુજરાતને મમત્વ છે, એટલે મને પણ મમત્વ હોય એમાં નવાઈ નથી જ. પાટણના જૈન મંદિર ભંડારો જગતભરમાં વિખ્યાત છે. એ ઉપરાંત જીવંત પુસ્તકો અને કાવ્યો સરખાં બ્રહ્મભટ્ટોનાં ઘરનાં અનેક પુસ્તક ભંડારો પડ્યા છે, એ પણ સંશોધકોએ ભૂલવા જેવું નથી. અનેક રીતે મહત્ત્વ ધરાવતા આ મહેસાણા પ્રાન્તની પુસ્તકાલય પ્રવૃત્તિમાં ભાગ લેવાની તક મને આપી એ માટે હું આપનો ઋણી છું.

પુસ્તકાલયોની મહત્ત્વ અંગે નવસારી તથા વ્યારાની પરિષદોમાં પ્રમુખસ્થાનેથી મેં કેટલીક વિગતો આપી છે, એટલે આપનો સમય હું વધારે પ્રમાણમાં લઈશ નહિ. પરંતુ એક મહત્ત્વની વાત આપને જણાવું છું, અને તે એ કે આપે મને પ્રમુખસ્થાન આપી આખા ગ્રંથપાલવર્ગને મહત્ત્વ આપ્યું છે. હું પણ એક ગ્રંથપાલ છું. વડોદરાની "Secretariat Library"–મંત્રીભુવન પુસ્તકાલયનું ગ્રંથપાલન ત્રણ સવા ત્રણ વર્ષથી મારે હસ્તક છે. ગ્રંથપાલ હોવામાં હું માન સમજું છું. આખો પુસ્તકાલય પ્રવૃત્તિના સંચાલનનો આધાર ગ્રંથપાલો ઉપર રહેલો છે. આ માન મને અંગત માન નથી પરંતુ આખા ગ્રંથપાલ વર્ગને છે. એ વાત ઉપર હું

આજ ભાર મૂકું છું. ગ્રંથપાલ હોવામાં કોઈએ પણ લઘુતા સેવવાની જરૂર નથી. જ્ઞાન સાથે, પુસ્તક સાથે, વાચન સાથે કોઈપણ પ્રકારનો સંબંધ હોય તે પવિત્ર છે. જ્ઞાનના ભંડાર સમા પુસ્તકોની દોરવણી એ નાનું મહત્ત્વનું કાર્ય નથી જ.

વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ જગતભરમાં જાણીતી છે. સદ્‌ગત મહારાજા સયાજીરાવનો એ એક કીર્તિસ્તંભ. શ્રીમંત મહારાજા સાહેબ એ સ્તંભને ઉજ્જ્વલ રાખી રહ્યા છે એ માટે વડોદરાની પ્રજા તેમની આભારી છે. પ્રજાજીવનની ઉન્નતિમા અત્યંત મહત્ત્વનો ભાવ ભજવતી પુસ્તકાલય પ્રવૃત્તિ બે અતિ મહત્ત્વનાં કાર્ય કરે છે. એક તો પુસ્તકો દ્વારા પ્રજાને ગુજરાતના, હિંદના અને જગતના મહાન ચિંતકો, લેખકો અને કલાકારો સાથે જીવંત પરિચયમાં લાવે છે; અને બીજું એ કે વાચનાલયો દ્વારા જગતમાં બનતા મહત્ત્વના બનાવો સાથે નિત્ય સંબંધમાં મૂકી દે છે. આમ પુસ્તકાલય એ એક એવી મહત્ત્વની બારી છે કે, જેમાંથી નજર નાખતાં બરોબર જગતમાં બનતા બનાવો અને પ્રસંગો આપણી દૃષ્ટિ સામે રમી રહે છે, અને મહાન વિચારકોના હૃદયમાં ઊપજતી ઊર્મિઓ અને તેમની બુદ્ધિમા જાગૃત થતા વિચારોનો આપણને સહવાસ થાય છે. પુસ્તકાલય દ્વારા આપણે જગતના એક જીવંત વિભાગ બની જઈએ છીએ, અને સ્થળ કાળ તથા બીજી માનવમર્યાદાઓ ઘટાડી નાખી સાચી માનવતાનો સ્પર્શ કરી શકીએ છીએ. એ સ્પર્શને પરિણામે આપણું અજ્ઞાન દૂર થાય છે, આપણું સંકુચિતપણું ઘટી જાય છે, આપણા વહેમો ચાલ્યા જાય છે, ખોટા રિવાજો ખસી જાય છે અને પરસ્પર બંધુભાવ બંધાઈ સાચી માણસાઈ આપણામા આવે છે. પુસ્તકાલય એ એક સાચું જ્ઞાનમંદિર છે. જ્ઞાન વગર મુક્તિ નથી.

જ્ઞાનને શહેરોમાં જ ભંડારી રાખવાનું નથી. હિંદુસ્તાન ગામડાંનો દેશ છે. એ ગામડાનું જીવન આરોગ્યભર્યું, તાઝગીવાળું, આબાદ અને પ્રફુલ્લિત બને અને કાયમ રહે એમ ઇચ્છવામાં આપણે

સહુ એકમત છીએ. ગ્રામોદ્ધારની બલપ્રદ યોજનાઓ આપણા રાજ્યમાં યોજાઈ છે. તેના એક મહત્ત્વના વિભાગ તરીકે આપણે પુસ્તકાલય પ્રવૃત્તિને ગણવાની છે. ગ્રામજીવનને રસભર્યું, સંસ્કારી અને જ્ઞાનસમૃદ્ધ બનાવવા માટે વડોદરા રાજ્યની ગ્રામપુસ્તકાલય પ્રવૃત્તિ બહુ ઉપયોગી નીવડી છે એમાં શક નથી. રાજ્યના આશયને ઝીલી પૂર્ણ સહકાર આપવાની પ્રજાની તૈયારી આ પુસ્તકાલય પ્રવૃત્તિમાં બહુ જ ઉત્કૃષ્ટ પ્રતિબિંબ પાડી રહી છે, એમ કહેવામાં હું રાજ્યને, પ્રજાને અને એ બંને તત્ત્વોનો સમન્વય સાધનાર પુસ્તકાલય ખાતાના સમગ્ર તંત્રને મુબારકબાદી આપું છું. શ્રી બોર્ડન, કુડાળકર, ન્યુટન દત્ત તથા વાકનિસ જેવા વિદ્વાન અને સેવાભાવી નેતાઓનાં નામ તથા પ્રાતઃ સ્મરણીય શ્રી મોતીભાઈ અમીન સરખા ગુજરાતના એક આદર્શ સેવકનું નામ આ પ્રવૃત્તિ સાથે જોડાય છે એ જ તેના સાફલ્યનો પુરાવો છે.

આ મહા પ્રવૃત્તિને ચાલુ રાખવી, તેમાં સામર્થ્ય રેડવું અને પ્રગતિ કરવી એ આપણો સર્વનો ધર્મ. એ ધર્મને આવી પરિષદના પ્રસંગે આપણે સહુ યાદ કરીએ અને તેનું પાલન કરવા માટે નિશ્ચય કરીએ. પુસ્તકાલય પ્રવૃત્તિ પ્રત્યે સદ્ભાવ ધરાવનાર ભાઈ-બહેનો આજે એકત્ર થયાં છે. આખા પ્રાન્ત ઉપર તેમણે દૃષ્ટિ કરવાની છે. પ્રાન્તમાં પુસ્તકાલય પ્રવૃત્તિએ કેટલું જોર પકડયું છે તેનું આજે માપ કાઢવાનું છે, અને જ્યાં જ્યાં મંદતા દેખાડી હોય ત્યાં ત્યાં મંદતાનાં કારણો શોધી કાઢી એ કારણો દૂર કરવાનું આજ પણ લેવાનું છે. આપણે ઠરાવો કરશું, વિવેચનો કરશું, મુશ્કેલીઓ રજૂ કરીશું, અને તેના ઉકેલ માટે મથીશું. પરંતુ એ બધાની પાછળ એક જ મંતવ્ય રાખીશું કે મહેસાણા પ્રાન્તમાં પુસ્તકાલય પ્રવૃત્તિ આજ છે એના કરતાં વધારે વેગ ધારણ કરે અને એ વેગ ધારણ કરી પ્રજાજનોની અનુકૂળતાઓ વધારે વિસ્તૃત કરે. એમાં સાચા આગેવાનો અને નેતાઓની જરૂર છે. એમાં ધનની

પણ જરૂર છે. એમાં રુચિકર તથા પથ્યજ્ઞાન લોકોની પાસે લઈ જનાર સ્વાર્થત્યાગી સેવકોની પણ જરૂર છે. જેઓ ભણેલાં છે, જેમણે કેળવણીનો લાભ લીધો છે, જેમણે પુસ્તકાલયોના ફાયદા જોયા અને મેળવ્યા છે તેમની ફરજ આ સ્થળે વધી જાય છે. પોતે મેળવેલા લાભ સૌને મળે એમ કરવા તેમણે કટીબદ્ધ થવું જોઈએ. સારા કાર્યની ખૂબી એ છે કે તે કાર્ય કરનારને પણ લાભકારક નિવડે છે—જેમને માટે કાર્ય કરવાનું છે, તેમને લાભ કરવા ઉપરાંત.

અને પુસ્તકાલય પ્રવૃત્તિ એક એવી પ્રવૃત્તિ છે કે જેમાં નાના મોટા, અમલદાર બિન અમલદાર, ધનિક અને સામાન્ય સહુ એક કક્ષાએ ઊભા રહી મતભેદ વગર કાર્ય કરી શકે છે અને પ્રવૃત્તિના લાભ પ્રજામાં ફેલાવી શકે છે. સેવાભાવનાવાળાઓને પુસ્તકાલય પ્રવૃત્તિ એક ભારે સેવાક્ષેત્ર અર્પે છે. જેમાં મતભેદ, ઘર્ષણ, સ્પર્ધા, તેજદ્વેષ અને કલહને ઓછામાં ઓછું સ્થાન હોય છે, એમાં કાર્યશક્તિનું માપ પણ નીકળે છે. અને કાર્યશક્તિને કસવાનું સાધન પણ મળે છે. પુસ્તકાલય પ્રવૃત્તિ જેવી નિષ્પાપ અને છતાં સર્વોપયોગી સેવા પ્રણાલિકા ભાગ્યે જ બીજી હોય. સને ૧૯૪૦–૪૧માં પુસ્તકાલય ખાતાનું છેલ્લું નિવેદન મહેસાણા પ્રાન્તની પુસ્તકાલય પ્રવૃત્તિનો ક્રમ આપણને દેખાડી આપે છે. રાજ્યની ૮૩ ટકા વસ્તીમાં પુસ્તકાલય પ્રવૃત્તિ વ્યાપક બનેલી છે. મહેસાણા પ્રાન્ત વસ્તી વિસ્તાર અને ગામડાંની સંખ્યા બાબતમાં પ્રથમ કક્ષાએ આવે છે. પરંતુ પુસ્તકાલયની વ્યાપકતાના ક્રમમાં તેનો ક્રમ ત્રીજો, અમરેલી અને વડોદરા પછી આવે છે. વડોદરા પ્રાન્તમાં સોએ પાસઠ ગામમાં અને અમરેલી પ્રાન્તમાં સોએ ૫૪ ગામડાઓમાં પુસ્તકાલયો છે. જ્યારે મહેસાણાનાં હજુ પચાસ ટકા ગામો પણ આપણે પુસ્તકાલયવાળા બનાવી શક્યા નથી. જેટલું કાર્ય થયું છે તેટલું જ સારું છે. છતાં કાર્યને માટે હજુ કેટલો અવકાશ રહેલો છે, કેટલું વિશાળ ક્ષેત્ર આપ સૌની સેવા માગી રહ્યું છે, અને સેવાભાવી સ્ત્રીપુરુષો માટે

કેટલી ખાલી જગા પડેલી છે તેનું આ આંકડામાં આપણને દર્શન થાય છે. વસ્તી અને વિસ્તારમાં પ્રથમ આવતો પ્રાન્ત ધારે તો જરૂર પુસ્તકાલય પ્રવૃત્તિમાં પણ તે પ્રથમ કક્ષાએ આવી શકે એમ છે.

પુસ્તકાલય પ્રવૃત્તિ અંગે કેટલીક ફરિયાદો આપણે કાર્યકર્તાઓએ વિસારવા સરખી નથી. પુસ્તકાલયોના કબાટ ઊઘડતાં નથી, પુસ્તક ઉપરની ધૂળ ઊડતી નથી, અને પુસ્તકાલયનું મકાન એક જીવંત અવરજવરવાળું સ્થળ હોવાને બદલે અંધારાવાળું ઉજ્જડ મકાન બની રહે છે, એવી ફરિયાદ સર્વાંશે સાચી ન હોય તોપણ બિલકુલ ન થવી જોઈએ. એવી પરિસ્થિતિ ઊભી કરવી એ ગ્રંથપાલોનું, પુસ્તકાલય સમિતિઓનું તેમ જ પુસ્તકાલયમાં રસ લેનાર અગ્રનેતાઓનું કર્તવ્ય છે. સારાં પુસ્તકો પસંદ થાય, એ પુસ્તકો સારી રીતે સંગ્રહાય, સારાં પ્રમાણમાં વંચાય અને વર્તમાનપત્રોની ખબરો તથા પુસ્તકોની ઊર્મિ, પુસ્તકોનું ચિંતન અને પુસ્તકોનો સંદેશ ઘેર ઘેર પહોંચે એટલું જ નહિ પણ એ સંદેશ આબાલવૃદ્ધ અને પુરુષ–સ્ત્રીઓ જીવનમાં ઉતારે ત્યારે જ પુસ્તકાલય પૂર્ણ સફળ થયું ગણાય. સઘળાં પુસ્તકાલયો આવી સફળતા મેળવે અને જ્યાં સુધી પુસ્તકાલયો ન હોય ત્યાં આવી સફળતા મેળવવાના ઉદ્દેશથી નવાં પુસ્તકાલયો સ્થપાય, એ આજનો આપણો સંકલ્પ હોવો જોઈએ, અને આપણા બધાએ ઠરાવની પાછળ એ સત્ય ચમકતું રહેવું જોઈએ.

પુસ્તકાલય પ્રવૃત્તિ એ મહાન સંચલન હોવા ઉપરાંત એક વ્યવસ્થિત જીવંત વ્યવસ્થા–તંત્ર છે. અને વ્યક્તિગત પુસ્તકાલયો ચલાવવાં એમાં સેવાભાવીની સાથે કલા અને શાસ્ત્ર પણ રહેલાં છે. કલા અને સેવાભાવનો સમન્વય કરી, આવતી પુસ્તકાલય પરિષદ સુધીમાં આપણું કાર્ય યશસ્વી બનો એમ ઇચ્છી ફરી આપ સૌનો આભાર માનું છું.

[ મહેસાણા પ્રાન્ત પુસ્તકાલય પરિષદનું પ્રમુખસ્થાનેથી અપાયેલું વ્યાખ્યાન. ]

## વેડફાઈ જતી અર્ધ માનવતા

### શ્રી પુષ્પાબેનનું વ્યાખ્યાન

રાજકોટમાં ભરાયેલી સમાજ સેવકોની બેઠક અને ત્યાર પછી આપણાં જાણીતાં સમાજ સેવિકા શ્રી પુષ્પાબહેન મહેતાનાં વ્યાખ્યાનો આજના સ્ત્રી–જીવનની ભીતરમાં ડોકિયું કરવા આપણને જરૂર પ્રેરે છે.

પંદરમી ઓગસ્ટનો દિન હમણાં જ પસાર થયો. સ્વાતંત્ર્ય પ્રાપ્તિનો એ મહા દિન. ભારતના ઇતિહાસમાં એક દિન સુવર્ણાક્ષરે લખાયેલો જ રહેશે. બ્રિટિશ પ્રજાના ઇતિહાસમાં પણ આ દિન સુવર્ણાક્ષરે લખાયા વગર રહેવાનો નથી. બ્રિટિશ સામ્રાજ્યના વિસર્જન કાર્યમાં હું પ્રમુખસ્થાને બેસતો નથી એવું ચર્ચિલનું વાક્ય ભલે ચર્ચિલને ગમ્યું હોય, પરંતુ એક પ્રજા લગભગ સ્વેચ્છાએ બીજી પ્રજા ઉપરનો અંકુશ આમ સદંતર છોડી દે એ ખરેખર માનવ ઇતિહાસમા સુવર્ણાક્ષરે લખવા જેવો પ્રસંગ છે, એમાં જરાયે શક નથી. ભલે ચર્ચિલને એ વાત ન ગમી હોય. આમ પંદરમી ઓગસ્ટ ભારતને માટે અને માનવ જાતને માટે પણ એક વિશિષ્ટ દિન છે. પરંતુ હવે એ વિશિષ્ટ દિનને શોભે એવી પ્રવૃત્તિ આપણા તરફથી ન થાય તો તે આપણે માટે શોભનું તો ન જ કહેવાય. આ શુભ દિવસને સાત સાત વર્ષ વીતી જાય અને છતાં સ્ત્રીઓને માટે આજીવન કાર્યકર શ્રી પુષ્પાબહેનને ફરિયાદ કરવી પડે એનો અર્થ એટલો જ કે ભારતની સ્ત્રીઓનો પ્રશ્ન સ્વતંત્ર હિંદ હજી ઉકેલી શક્યું નથી. એ તો ઠીક પરંતુ ઉકેલવા માટે પૂરતું પ્રયત્નશીલ

પણ થયું નથી, એ આપણે સ્વીકારી લેવું જોઈએ.

### પુરુષ સમોવડી સ્ત્રી છે ખરી?

સ્ત્રી એટલે માનવજાતની અર્ધ સંખ્યા આગળ બે આગળ જે માનવજાતની સંખ્યા વધી હોય તે ખરી, પરંતુ એ સંખ્યાનો લગભગ અર્ધો ભાગ સ્ત્રીઓનો છે. સંખ્યાની દૃષ્ટિએ પુરુષોની સમોવડી સ્ત્રી જીવનના મહત્ત્વની બાબતમાં પણ પુરુષ સમોવડી જ છે. સ્ત્રી પુરુષ સમોવડી છે, ન હોય તો હોવી જોઈએ; સ્ત્રીના ઉદ્ધાર વગર દેશનો કે જગતનો ઉદ્ધાર નથી, વગેરે સૂત્રો તો ઉચ્ચાર્યાં કરીએ છીએ. સ્ત્રીઓને રાજી રાખવા એ વિષે સ્ત્રીઓની સભામાં વ્યાખ્યાનો પણ આપીએ છીએ. પરંતુ સ્ત્રીને સમોવડી બનાવવામાં આપણે અંગત શો અને કેટલો ફાળો આપ્યો એનો અંદાજ કાઢવાનો આપણે કદી પ્રયત્ન કર્યો છે ખરો? પુરુષો પોતાને જીવનના, ગૃહના, સંસારના અને દેશના નેતાઓ તરીકે માને છે અને મનાવે છે. એ જ પુરુષ નેતાઓને વાદવિવાદ કરવા કહ્યું હોય કે વ્યાખ્યાન આપવા કહ્યું હોય તો તેઓ જરૂર લાગણીપ્રેરક દલીલ પણ કરે અને છટાભર્યું ભાષણ પણ આપે. પરંતુ આજ આપણે કોઈ ઘરમાં પ્રવેશ કરીએ, કોઈના જીવનમાં પ્રવેશ કરીએ, કોઈના સંસારમાં પ્રવેશ કરીએ, અગર કોઈના દેશમાં પ્રવેશ કરીએ, તો સ્ત્રીને સમોવડી બનાવવાના પ્રયત્નનો આપણને પુરાવો મળી આવે છે ખરો? બીજાના જીવન, બીજાના ગૃહ, બીજાના સંસાર, બીજાના દેશમાં શું થાય છે એ પ્રશ્ન પણ આપણે જતો કરીએ અને આપણે આપણા જ જીવનમાં, આપણાં જ ઘરમાં, આપણા જ સંસારમાં અને આપણા જ દેશમાં નજર નાખીને પ્રતિજ્ઞાપૂર્વક કહી શકશું ખરા કે આપણે તે સર્વ પ્રદેશોમાં સ્ત્રીને સમોવડી બનાવવા પ્રયત્ન કર્યો છે?

## ભણેલો પુરુષ અને ઓછું ભણેલી સ્ત્રી

મેં મારા યુગના ભણેલાં અને સંસ્કારી પુરુષોના ગૃહસંસાર જોયા છે. શહેરમાં સ્ત્રી-કેળવણી છેલ્લાં વીસ–પચીસ વર્ષમાં જ વધી છે એમ કહી શકાય. સને ૧૯૨૦–૨૫ સુધી તો વડોદરા કોલેજમાં અને બીજી કોલેજોમાં પણ પાંચ–દશ વિદ્યાર્થિનીઓ કરતાં વધારે વિદ્યાર્થિનીઓ ભાગ્યે જ જોવામાં આવતી. સ્ત્રીઓને ઉચ્ચ કેળવણી સને ઓગણીસસો સુધી બહુ જ ઓછી મળતી – કારણ ગમે તે હોય પરંતુ એ હકીકત છે. ઉચ્ચ કેળવણી પ્રાપ્ત પુરુષો પોતાનાથી ઓછી ભણેલી પત્નીઓને ઉચ્ચ કેળવણીને શોભે એ ઢબે એ સમયે રાખતા હોય એમ મારાથી ખાતરીપૂર્વક કહી શકાતું નથી. પોતાની ઉચ્ચ કેળવણીના અભિમાનમાં પોતાની ઓછી ભણેલી પત્ની તરફ ઘણા ઘણા પતિઓ ઓછી તુચ્છકારની વૃત્તિ ધરાવતા ન હતા, અને પોતાની પત્નીઓ માટે ઉચ્ચ કેળવણીની બીજી સગવડ કરી આપવાને બદલે કાં તો અસંતોષ સેવી નિષ્ક્રીય બનતા અથવા જીવનની જે ઘરેડ ચાલતી તે ઘરેડમાંથી સ્ત્રીઓને સહેજ પણ દૂર કરવા ભાગ્યે જ પ્રયત્ન કરતા.

## ઉચ્ચ કેળવણીમાં અડધું સૈકું આગળ વધેલો પુરુષ

ભણેલા પુરુષો 'સરસ્વતીચંદ્ર', 'નરસિંહરાવ', 'ન્હાનાલાલ' 'કલાપિ' વગેરેની કૃતિઓ વાંચી ખૂબ રાજી થતા, બૌદ્ધિક અને ઊર્મિમય આસ્વાદ પણ લેતા, પરંતુ ઉચ્ચ કેળવણીનો આસ્વાદ આપે એવા એ યુગના મહાન લેખકોનો રસ પોતાની પત્નીઓ સાથે અનુભવવા પ્રયત્ન કરતા હતા? કેટલા એ પ્રયત્નો જારી રાખનાં હતાં? અને કેટલાંયે પ્રયત્નોમા સફળ થયા? સ્ત્રી અને પુરુષ વચ્ચેની ઉચ્ચ કેળવણીમાં એકબીજા વચ્ચે લગભગ પચાસ વર્ષનું અંતર. સ્રીઓને કેળવણી આપવાનાં સાધનો એ યુગમાં ઓછાં હશે, સગવડો ઓછી હશે, કૌટુમ્બિક વાતાવરણ અનુકૂળ નહિ હોય, સમાજ

કંઈ કંઈ અવરોધ મૂકતો પણ હશે, છતાં ઉચ્ચ કેળવણીમાં અડધું સૈકું આગળ વધેલા પુરુષોએ પોતાની પત્નીઓને ઉચ્ચ કેળવણી નહિ તો ઉચ્ચ કેળવણીના સંસ્કાર આપવા કેટલી અંગત મહેનત લીધી હશે એનો કોઈ હિસાબ આપશે ખરા ? હજી સુધી આ બહુ મહત્ત્વની અંગત હકીકત ઉપર આટઆટલા ભણેલા પુરુષોએ કાંઈ પણ પ્રકાશ પાડયો હોય એમ આપણે જોઈ શકતા નથી. અને કોઈ પત્નીએ પોતાને ઉચ્ચ માનસ કક્ષાએ લઈ જવા માટે કોઈ ભણેલા પતિને પ્રમાણ આપ્યું હોય એવું પણ જાણવામાં નથી. અપવાદની ના આપણે ભલે ન પાડીએ; સ્ત્રીઓએ સ્વપ્રયત્નથી ઘરમાં આવતાં પુસ્તકો, માસિકો, વાંચી પોતાની બૌદ્ધિક કક્ષા ઉચ્ચ કરી હોય એવાં પણ દૃષ્ટાંતો કદાચ મળી આવે આછાં પાતળાં; સ્ત્રીને–પત્નીને–જે વાંચવું હોય તે ભલે વાંચે એવી શિથિલ ઉદારતામાંથી થોડાં સારાં પરિણામો આવ્યાં પણ હોય, પરંતુ ભણતર પ્રાપ્ત, પુરુષો, ઉચ્ચ કેળવણી પ્રાપ્ત પુરષો, જેમની પાસેથી સક્રિય, રસભર્યો અને ઉત્તેજક વ્યવસ્થિત, અને બીજાને દૃષ્ટાંતરૂપ થઈ પડે એવો સ્ત્રી-કેળવણીનો પોતાના ઘરમાં કે સંસારમાં કાંઈ ઉપયોગ કર્યો હોય, અને પોતાની ઉચ્ચ કેળવણીને શોભાવી હોય એવો પુરાવો આપણને જડ્યો દેખાતો નથી.

## સને ૧૯૨૫ પહેલાં

પચાસ વર્ષ આગળ વધી ગયેલા પુરુષનો આ ઇતિહાસ શું પુરુષને શોભારપદ છે ? અભણ કે અર્ધ ભણેલ પત્નીથી નારાજ રહેવું, અભણ કે અર્ધ ભણેલી પત્ની તરફ તિરસ્કાર કેળવવો, અને તેના પ્રત્યે નિત્યના વ્યવહારમાં તુચ્છકાર દર્શાવવો, અગર વધારે ઊર્મિલ બની રસિકતા અને કવિતા ભર્યા હૃદયનું બહાનું કાઢી અન્ય સ્ત્રીઓ તરફ દૃષ્ટિ કરવી, એ તો બહુ સરળ વાત છે. આટલું કરવા માટે ઉચ્ચ કેળવણી લેવાની જરૂર ભાગ્યે જ હોય. નીચી કેળવણી-

વાળા પણ અને જરાયે કેળવણી વગરના પુરુષો, પોતાની પરંપરા પ્રાપ્ત શ્રેષ્ઠતાના ઓઠા નીચે એ બધું જ કરી શકે, જે આપણાં ભણેલાં કહેવાતા, સંસ્કારી કહેવાતા, બી. એ.-એમ. એ. અને એલ-એલ. બી. થયેલા પુરુષોએ પોતાની કેળવણીની ફાળમાં કર્યું છે. આ દષ્ટિએ ભણેલા પુરુષોનો સને ૧૯૨૫ સુધીનો ઇતિહાસ બહુ યશસ્વી તો ન જ કહી શકાય, સ્ત્રીઓને કેળવવાની બાબતમાં, સ્ત્રીઓને પોતાની સમોવડી બનાવવાની બાબત ભણેલો પુરુષ વર્ગ પોતાની પત્નીઓ પ્રત્યે પોતાની ફરજો બતાવી શક્યો નથી એમ કહ્યા વગર છૂટકો જ નથી.

### હવે આગળ વધેલી સ્ત્રી-કેળવણી

સને ૧૯૨૫ પછી ભારતની નાગરિક વસ્તીમાં સ્ત્રી-કેળવણી આગળ વધતી ચાલી. મહારાષ્ટ્ર અને બંગાળમાં સ્ત્રી-કેળવણી ગુજરાત કરતાં જરા વધારે વહેલી શરૂ થઈ હોય એમ દેખાય છે. પરંતુ ત્યાર પછી ગુજરાતમાં પણ ગુજરાતના નગર વિભાગમાં સ્ત્રી-કેળવણી વધતી ચાલી. કન્યાશાળાઓ અને હાઈસ્કૂલો સ્ત્રીઓ માટે સ્થપાવા લાગી અને સહશિક્ષણ – છોકરા-છોકરીઓને એક જ શાળામાં અપાતું શિક્ષણ – પણ વિસ્તાર પામ્યું. ઉચ્ચ શિક્ષણ આપનારી પાઠશાળામાં પણ યુવતીઓની સંખ્યા સારા પ્રમાણમાં વધવા લાગી, અને જ્યાં ભાગ્યે જ સ્ત્રીઓનો પડછાયો પડતો હતો ત્યાં શિક્ષણ લેતી યુવતીઓ ધ્યાન ખેંચે એટલી સંખ્યામાં ભણવા લાગી. આ પ્રગતિ જરૂર વખાણવા લાયક છે. અને સ્ત્રીઓના ભણતરમાં રસ લેનારને આનંદિત કરે એમ છે. સંતોષકારક વસ્તુ એ છે કે કેળવણી જેવી અપાતી હશે તેવી; કેળવણી બિલકુલ ન અપાય તેના કરતાં વાંકીચૂંકી, ભૂલ ભરેલી, જરા ચમકાવે એવી, કેળવણી સારી, તમસ્ અંધકાર કરતાં જડતા કરતાં, જીવંત હલનચલન રજસ્ વધારે સારું, પછી એ હલનચલન ભલે કેટલીકવાર આપણે ન

પ્રસંગીએ એવા વાંકો અને વળાટો લેતું હોય! હવે સ્ત્રી-કેળવણીએ ભારતના નાગરિક વિભાગમાં પણ જે આગળ પગલું લીધું છે તેમાં હવે પીછેહઠનો સંભવ નથી એમ કહીએ તો ચાલે. આ એક આપણી સને ૧૯૨૫ પછીની સિદ્ધિ, જેનાં સોપાન હવે આપણને ઊંચે અને ઊંચે જ લઈ જવાનાં છે.

## સમયનો પ્રવાહ અને સ્ત્રી-કેળવણી

કેટલીકવાર સમયનો પ્રવાહ માનવીને આગળ ધકેલે છે—એની પ્રેચ્છા હોય કે ન હોય તો પણ. સ્વાતંત્ર્ય લડતમાં સહુને સહાનુભૂતિ હોવા છતાં ઘણાએ એમાં ભાગ લીધો નથી. અને જેમણે લીધો છે તેમાંથી કેટલાની સ્વાતંત્ર્ય તરફ દૃષ્ટિ હતી, અને કેટલાની ખુરશી ગાદી ઉપર નજર હતી એ ત્યારે અને આજ પરખાઈ ગયા વગર રહે એમ નથી. છતાં સ્વાતંત્ર્ય તો સહુને મળ્યું. એ જ પ્રમાણે સ્ત્રી-કેળવણી વિવિધ ભૂમિકાઓમાં થઈને હવે પીછેહઠ ન કરે એવી ભૂમિકાએ પહોંચી ગઈ છે. એમાં ગુજરાતી પ્રજાનો, ગુજરાતના પુરુષ વર્ગનો પરાક્રમ ફાળો કેટલો એ તારવી કાઢવાની જરૂર રહે ખરી. આજ છોકરીઓ કેમ ભણે છે એના ઊંડાણમાં જો આપણે નજર કરીશું તો તેના કારણમાં કદાચ આપણે નીચેનાં કારણો જણાવી શકીશું :-

## પ્રગતિનાં કારણો

(૧) દેખાદેખી.

(૨) બાળકોની જંજાળ જેટલો સમય શાળામાં જવાથી દૂર થાય એટલું વધારે સારું—એટલી જંજાળ ઓછી, એવી બાળકોથી થાકવાની ભાવના.

(૩) ભણતર એ હવે પૈસો અને કુલીનતાની સાથે છોકરીના લગ્નમાં અતિ મહત્ત્વનું તત્ત્વ બનતું જાય છે. સારા વરની સાથે

છોકરીને પરણાવી દેવાની લાલસામાંથી પણ ભણતરને વેગ મળે છે.

(૪) પિયરમાં કે સાસરામાં ભણેલી છોકરી આર્થિક ઉમેરો ભણતર દ્વારા જ કરી શકે એમ હોવાથી અને મધ્યમ તથા ગરીબ વર્ગમાં હવે સ્ત્રીઓની પણ આર્થિક સહાય જરૂરી થઈ પડેલી હોવાથી સ્ત્રી-કેળવણીમાં સહુનો રસ વધ્યો છે—સ્ત્રી-કેળવણીમાં નહિ, સ્ત્રી-કેળવણીના આર્થિક પરિણામમાં.

(૫) માબાપનું કે પતિનું કુટુંબ જવા દઈએ, પરંતુ સ્ત્રીને પોતાને અંગત રીતે પણ આર્થિક સાધનની ઠીક ઠીક જરૂર ઉપન્ન થઈ છે. સંયુક્ત કુટુંબ એકવાર સર્વ સભ્યોને રક્ષણ કરવાની ભાવના ધરાવતું હતું. હવે એ ભાવના ઘસાતી જાય છે, અને સંયુક્ત કુટુંબ લગભગ તૂટી ગયું છે. સ્ત્રીના ભરણપોષણ માટે હવે સંયુક્ત કુટુંબ જવાબદારી ન લેતું હોવાથી, કે લેવાની શક્તિ ધરાવતું ન હોવાથી, ભણતર એ એક પ્રતિષ્ઠિત આર્થિક સાધન સ્ત્રીઓ માટે પણ બની રહ્યું છે. એટલે સ્ત્રીઓ ઉચ્ચ કેળવણી તરફ વધારે ને વધારે પ્રમાણમાં દોરાતી જાય છે. કેળવણીની ખાતર કેળવણી, સંસ્કારને માટે કેળવણી, ઉચ્ચ જીવનની અભિલાષા પૂર્ણ કરવા માટે કેળવણી એ ભાવ પુરુષોની કેળવણી માફક સ્ત્રી-કેળવણીમાં પણ અદૃશ્ય થઈ ગયો છે. અને કેળવણી સ્ત્રીઓ માટે એક અનિવાર્ય આર્થિક સાધન બની ગયું છે. સને ૧૯૨૫ પછીની સ્ત્રી-કેળવણીનાં કેન્દ્રસ્થ બળો તે આપણે ઉપર ગણાવ્યાં તે. એ પહેલાંના સોપાનમાં આછી પાતળી સ્ત્રી-જીવનના ઉચ્ચીકરણની ભાવના હતી. આજના સ્ત્રી-ભણતરમાં અર્થ અને ઉપયોગ એ બે જ બળ રહેલાં દેખાય છે.

### ગામડાં અને સ્ત્રી-કેળવણી

ભાવના પ્રેરણા બળ બની રહેતી હોય તો ઘણું સારું. તેમ ન બને અને અર્થદૃષ્ટિ સ્ત્રીઓને કેળવણી તરફ પ્રેરતી હોય તો પણ

એમાં કંઈ ખોટું છે એમ કહી શકાય નહિ. જો તે રીતે સ્ત્રીઓમાં કેળવણી વધે એ ખરેખર પ્રશંસનીય છે. જો કે આજની કેળવણી પાછળ સ્ત્રીઓને પુરુષ સમોવડી બનાવવાની ભાવનાનું બળ નથી. એ સત્ય સ્વીકારી લઈને આગળ ચાલવા સરખું છે. ગામડાંની પુરુષ–કેળવણીને હજી આઝાદ ભારત સ્પર્શી શક્યું નથી. ત્યાં સ્ત્રી-કેળવણીની વાત તો થાય પણ ક્યાંથી? જ્યાં કેળવણી લઈ શકાય છે એવા નગર વિભાગમાં પણ કેળવણી છોકરીને સારો વર મળે એ માટે અગર છોકરી જાતે કમાતી થાય એ અર્થે જ અપાય છે. એનું પરિણામ એ આવે છે કે હજી સ્ત્રી પુરુષ સમોવડી થઈ નથી. અને સ્ત્રીઓના જૂના પ્રશ્નોનો નિકાલ હજી આવી શકયો નથી એવી કડવી પણ સત્ય ફરિયાદ સ્ત્રીઓને અને સમાજ સેવકોને આજની તારીખે પણ કરવી પડે છે.

## ઘરમાં કે સમાજમાં—સમાનતા છે?

નાગરિક વિભાગની સ્ત્રીઓમાં ભણતર ભલે વધ્યું. પરંતુ પુત્રીઓનાં માતાપિતા પુત્રીઓ સાથે પુત્રની બરાબરી વલણ રાખી ઘરમૂળથી સ્ત્રી–પુરુષના સરખાપણાની ભાવનાનું જોર પકડવા દે છે ખરા? ધનિક અને ઉચ્ચ અમલદારી વર્ગના ઘરની છોકરીઓને ભણવાની સગવડ અપાય, સારા કહેવાની સગવડ અપાય, પરંતુ પરણીને પારકે ઘેર જનારી પુત્રીમાં અને પરણીને પોતાને ઘેર રહેનારા પુત્રમાં કોઈ જાતનો તફાવત નથી એવું આપણાં કેટલાં કુટુંબોમાં થતું હશે? હજી આપણા ઘરમાં જ છોકરા-છોકરી વચ્ચેનો વર્તન ભેદ મટયો નથી. ઘરમાંથી જ જો આ અનિષ્ટ દૂર નહિ થાય, તો સમાજમાંથી એ અનિષ્ટ દૂર થાય એમ માનવું એ વધારે પડતું છે. ઘર, કુટુંબ, એ સામાજિક પ્રયોગોની એક આદ્ય પ્રયોગશાળા છે. છોકરા-છોકરી વચ્ચેનો ભેદભાવ ઘરમાથી નહિ જાય-તો તે સમાજમાંથી કદી જશે જ નહિ. ઘર માંડી બેઠેલા પુત્ર-પુત્રીના

પિતાઓને અને માતાઓને આજની દુનિયા એક મહા પ્રશ્ન કરી રહી છે. સ્ત્રી-પુરુષની સમાનતામાં આપણે માનીએ છીએ? ન માનતા હોઈએ તો તેમ ચોખ્ખું કહી દેવું ઠીક છે. હિંમત રાખીને ચોખ્ખું કહી દઈએ કે અમે સ્ત્રીઓને પુરુષ સમોવડી માનતાં નથી અને પુરુષ સમોવડી થવા દેવા ચાહતાં નથી. આજ આમ કહેવાની હિંમત માતાપિતામાં હોય તો તેમને કંઈ જ કહેવાની જરૂર રહેતી નથી. એવી માન્યતા ધરાવનારને સમય બીજો જ વાગે એવો પ્રશ્ન કરશે :

પરંતુ સ્ત્રી-પુરુષની સમાનતામાં જો આપણે માનતા હોઈએ તો આપણી સામે બીજો પ્રશ્ન ઊભો જ રહે છે :

આપણી સત્તા મર્યાદામાં, આપણા ઘરમાં જ અને આપણા કુટુંબમા જ ઊછરતી બહેનો પ્રત્યે અને પુત્રીઓ પ્રત્યે આપણા ભાઈઓ અને આપણા પુત્રો સરખું જ વર્તન—આપણું, આપણા કુટુંબીજનોનું—અવશ્ય રહે છે. એમ આપણે ખાતરીપૂર્વક કહી શકીએ એમ છે ખરું?

### સ્નેહલગ્ન અને સમાનતા

પરંતુ એથી પણ વધારે મહત્ત્વનો પ્રશ્ન પૂછવાનો રહે છે. અત્યારે તો પ્રેમલગ્નો પણ થાય છે, સ્નેહલગ્નો થાય છે, સમાનતાની ભાવનામાંથી પ્રેરાયેલાં લગ્ન થાય છે, અને શિક્ષણના સરખાપણામાંથી ઊભાં થયેલાં લગ્નો પણ થાય છે. ઘણાં નહિ હોય, છતાં સ્નેહલગ્નની દિશામાં ત્રીસ-ચાળીશ વર્ષ ઉપર જે દારિદ્રય હતું એ દારિદ્રય સંપૂર્ણ ગયું નહિ હોય તોપણ હવે જવાના ક્રમમાં છે. એની ઝાંખી, છતાં ઓળખી શકાય એ પ્રકાશ-રેખા સ્નેહલગ્ન ઉપર પડી છે એમ કહેવામાં આપણે સત્યથી બહુ દૂર જતાં નથી. માબાપના અણગમાને પણ બાજુએ નાખી સ્વેચ્છાપૂર્વક થતાં લગ્ન—સ્નેહલગ્ન ઠીક ઠીક પ્રમાણમાં થવા લાગ્યાં છે—અને છેલ્લાં

પચ્ચીસ વર્ષમાં થઈ પણ ચૂક્યાં છે. એ પ્રગતિશીલ લગ્નનાં ભાગીદાર પતિપત્નીને પૂછી શકાય કે આવાં આદર્શ લગ્નોને પરિણામે પતિ અને પત્નીનું સમોવડિયાપણું સિદ્ધ થઈ ચૂક્યું છે ખરું ? મને ભય રહે છે, મારો આછો પાતળો અનુભવ મને કહે છે કે હજી એ સમાનતા સિદ્ધ થઈ ચૂકી હોય એમ મને લાગતું નથી. દેખાવના પ્રયત્નો ઠીક ઠીક થતાં હશે પતિ અને પત્ની બન્ને જ્યાં કમાતાં હશે ત્યાં અરસપરસનો આર્થિક ઉપયોગ એકબીજાની સમાનતા જાળવવા તરફ બંનેને પ્રેરતો પણ હશે. છતાં કેળવણીની સમાનતામાં પણ પુરુષનું શ્રેષ્ઠ તત્ત્વ હજી ઘટયું નથી, અને જો કે દેખાવ સહજ બદલાયો હશે તો પણ સાચી સમાનતાની ચમક ઘરમાં કે કુટુંબમાં આવેલી હોય એમ બહુ દેખાતું નથી. છણકાછણકી, ઘુરકાઘુરકી, રિસામણાં–મનામણાં, સંસ્કારી, ભણેલાં અને સમાનતાનું પ્રદર્શન કરતાં કુટુંબો પણ ઊંડી દૃષ્ટિએ જોવા–સાંભળવા મળે છે. અને એ ભણેલી પત્ની પણ કમાતી ન હોય તો તેની સમાનતાનો આંક ઘટી જાય છે, એમ પણ જોવામાં આવે ખરું.

### વેડફાઈ જતી અર્ધ માનવતા

આપણે કબૂલ કરવું પડશે કે આજ સુધીના પુરુષ વર્ગે સ્ત્રીઓને સમાન કક્ષાએ લાવવાનો પ્રમાણિક અને ઉત્કટ પ્રયત્ન કર્યો નથી. સ્ત્રી એ માત્ર હજી સુધી ભોગ્ય પ્રાણી છે. રમવાનું રમકડું છે. પુરુષની સુખસગવડ સાચવનારી એક સંસ્થા છે. રોષ ઠાલવવાનું કે આપણી નિર્બળતા ઢાંકવાનું બહુ અનુકૂળ સાધન છે. કદાચ પ્રદર્શનમાં મૂકવા યોગ્ય સુંદર રમકડું છે. કદી કદી દુઃખમાં ટેકાવનારી લાકડી છે. એના કરતાં પુરુષોએ સ્ત્રીને વધારે ઉચ્ચ સ્થાન આપ્યું નથી. કદી કદી રસમૂર્તિ તરીકે વર્ષ, બે વર્ષ, પાંચ વર્ષ પુરુષ હૃદયમાં સ્ત્રીએ સ્થાન લઈ કલ્પનાને બહેલાવી હશે. પરંતુ સ્ત્રીની સમાનતા પુરુષે હજી સુધી ઘરમાં, કુટુંબમાં, સમાજમાં, કે

દેશમાં સ્પષ્ટપણે સ્વીકારી હોય એમ માની શકાતું નથી. કારણ જો સ્ત્રીની સમાનતા સ્વીકારી હોય તો તેનું પરિણામ આપણા પુરુષ-જીવનના કેન્દ્ર સમા ઘરમાં, સમાજમાં કે દેશમાં, પ્રતિબિંબિત થવું જોઈતું હતું. જે થયું છે એમ પુરવાર કરી શકાતું નથી. એનું એક પરિણામ જરૂર આવ્યું છે. સ્ત્રીઓમાં વધતું જતું સ્વભાન. એ સ્વભાન જેમ જાગૃત થતું જશે તેમ તેમ તેનું સ્વમાન ખીલતું જશે. અને કદાચ વિગ્રહનાં કોઈ કોઈ તત્ત્વો સ્ત્રીના જીવનમાં પ્રવેશ પામીને પણ તે પોતાની પુરુષ સાથેની સમાનતા મેળવ્યા વગર રહેશે નહિ. આજ તો ભારતના સાતમા સ્વાતંત્ર્ય દિને પણ સ્ત્રી પુરુષ કરતાં ઊતરતી છે. આર્થિક દૃષ્ટિએ, કાયદાની દૃષ્ટિએ, સામાજિક દૃષ્ટિએ અને વ્યવહારની દૃષ્ટિએ પણ. હા! એને પુરુષો સરખો મતાધિકાર મળ્યો છે. પરંતુ એટલું બસ નથી. સ્ત્રીઓને ઊતરતી રાખીને આપણે આપણી અર્ધી માનવતાને વેડફી રહ્યાં છીએ. હા, આપણે પુરુષો જ.

['સંદેશ'—તા. ૨૦-૮-૧૯૫૪]

## સ્ત્રી-પ્રગતિનાં આપણાં સોપાનો.

### પશ્ચાદ્ ભૂમિકા

આ સ્થળે આપણે સ્ત્રી-કેળવણીની પશ્ચાદ્ ભૂમિકા (Background) સહજ જોઈ જઈએ. સ્ત્રી-કેળવણીના યશસ્વી પ્રયત્નો સને ૧૯૨૫ પહેલાં ગુજરાતમાં નથી થયા એમ રખે કોઈ માને. આપણે ધારીએ એના કરતાં વધારે મુશ્કેલી ભરેલા અવરોધો વચ્ચે સ્ત્રી-કેળવણીના પ્રયોગોની વાત જવા દઈએ. જો કે એ યુગમાં ઓછી-વધતી કેળવણી લેનાર સ્ત્રીઓના અનુભવ આપણી આંખ ઉઘાડી નાખે એવા વીરત્વ ભરેલા છે. જેની નોંધ એકત્ર કરતાં બહુ રસભર્યું સાહિત્ય આપણી નજરે પડશે. તો પ્રાચીન કાળની વાત જતી કરીએ. ઉચ્ચ ગણાતી કેટલીક કોમોની જ સ્ત્રીઓના શિક્ષણ-સંસ્કારની વાત પણ જતી કરીએ. ઓગણીસમી સદીની શરૂઆતમાં એકંદરે કેળવણીની પરિસ્થિતિ બહુ જ ગ્લાનિ ભરેલી હતી. સ્ત્રીઓમા ભણતરનો અભાવ હતો. અને ભણતરનો અભાવ કેવું માનસ ઉપજાવે એ આપણે સમજી શકીએ એમ છે. એ સ્થિતિ ટાળી સ્ત્રીઓને ખાતર, પુરુષોને ખાતર, સ્ત્રી-કેળવણીની બહુ જ જરૂર છે. ધરમૂળથી જરૂર છે. અને એને માટે ઉતાવળાં પણ સંગીન પગલાં લેવાં જોઈએ, એવી ઘોષણા કરનાર અને એને માટે યોજના કરનાર વ્યક્તિઓ, સંસ્થાઓ અને સામાજિક પ્રવાહોની નોંધ અત્રે લઈએ. એ નોંધમાં ક્રમ ફેર ભલે આવે. પરંતુ ઇતિહાસમાં એ સર્વની નોંધ લીધા વગર ચાલશે નહિ. સ્ત્રી-કેળવણીને આગળ વધારનારાં આ સ્થાં એ આપણાં યશસ્વી બળો.

તકાળમાં યશસ્વી બળ

(૧) સુધારો :- સંસાર સુધારો, જેને પ્રાથમિક અવસ્થામાં ધોધ પ્રવાહ સરખાં બળથી ગુજરાતની જૂની સમાજવ્યવસ્થાને પલટી નાખવા પ્રયાસ આદર્યો. સમય જતાં સુધારાએ પોતાનું ધોધ પ્રવાહનું સ્વરૂપ પલટી નાખ્યું. વિશાળ પટની વ્યાપકતા અને શાંતિ ધારણ કર્યાં. અને પોતાના પટમાંથી બીજા પ્રવાહોમાં પોતાના સામર્થ્યને ફંટાવા દઈ પોતાના પ્રવાહને ઓસરવા દઈને પણ સ્ત્રી-કેળવણીની તરફેણનાં બળોને આરેપાસ ગતિમાન તો કરી જ દીધાં. અને નર્મદનો તેજસ્વી સુધારો અને દલપતરામનો શાંત સુધારો બંને સ્થાન પામે છે. સુધારો પડી ભાંગ્યો છે એવા નર્મદના પાછલા યુગના પોકારો સાંભળી સુધારો પડી ભાંગ્યો નથી એવો નવલરામનો એક બચાવ લેખ આજ પણ સુધારાની સાચી સમજ માટે વાંચવા સરખો છે.

આર્યસમાજ

(૨) સ્વામી દયાનંદના આર્યસમાજે પણ સ્ત્રી-કેળવણીની સક્ષમતામાં અને એના વિસ્તારમાં ઘણું ઉપયોગી કાર્ય કર્યું છે. આર્યસમાજની પ્રવૃત્તિમાં ધર્મનો રંગ વધારે ઘેરો હશે અને એણે પાડેલો ચીલો આજ કદાચ કોઈને સાંકડો પણ લાગતો હશે. છતા નારી પ્રતિષ્ઠા વધારવામાં અને સ્ત્રી-કેળવણીના આગ્રહમાં ધર્મનો અને વેદનો ટેકો આપી સ્ત્રી-કેળવણી વિરુદ્ધની ધાર્મિક જડતાને તોડવામાં આર્યસમાજે આપેલો ફાળો ભૂલવા સરખો નથી.

સરકારી કેળવણી

(૩) અંગ્રેજી કેળવણી, કહો કે સરકારી કેળવણી, જેમાં પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ કેળવણીની સરકારી યોજનાનો સમાવેશ થઈ જાય છે. અંગ્રેજી કેળવણીની વિરુદ્ધમાં આપણે કહેવું હોય તે

કહી શકીએ એમ છીએ—ઝનૂનમાં કે વિચારપૂર્વક.' છતાં કેળવણી' પામેલા પુરુષ વર્ગનું સ્ત્રીઓ પ્રત્યેનું માનસ સહજ કુમળું બનાવવામાં અને અન્ય દેશોની નારી પ્રતિષ્ઠાની ભાવના સમજાવવામાં આ કેળવણીએ સ્ત્રી–કેળવણીને વેગ નથી જ આપ્યો, એમ ન કહી શકાય. સાથે સાથે એ જ કેળવણીએ આપણી પ્રાચીન સંસ્કૃતિ તરફ સંસ્કૃત ભાષાના અભ્યાસ દ્વારા દષ્ટિ કરાવી તેમાં રહેલા નારી પ્રતિષ્ઠાનાં તત્ત્વોની સમજ પાડી ગુજરાતના માનસમાં, સંસ્કારમાં અને સાહિત્યમાં, સ્ત્રીની દુર્દશાનો તેમ જ સ્ત્રીની સંસ્કાર વૃદ્ધિથી સરસ પલટો પામતા આપણા સંસારનો ખ્યાલ આપી ગુજરાતને સ્ત્રી–અભિમુખ કરવામાં સારો ફાળો આપ્યો છે.

**મહારાજા સયાજીરાવ**

(૪) વડોદરાના મહારાજા સયાજીરાવ ગાયકવાડે, પોતાના રાજ્યની સીમા મર્યાદિત જે જે નોંધપાત્ર પ્રયોગો કર્યા છે તેમાં સ્ત્રી-કેળવણીના તેમના પ્રયત્નો આજ પણ યશસ્વી છે; એટલું નહિ પરંતુ માર્ગદર્શક પણ બની રહે એમ છે. જો કે, આજની નેતાગીરીના સર્વજ્ઞપણાના અહંને તિરસ્કારપૂર્વક ઉચ્ચારાતી 'ગાયકવાડી'માં કોઈપણ સારું જોવાની અરે! માત્ર નજર પણ કરવાની ફુરસદ ભાગ્યે જ મળે છે, તેની હરકત નહિ. પરંતુ વડોદરા રાજ્યમાં થયેલા સ્ત્રી–કેળવણી વિષયક પ્રયોગોએ ગુજરાતમાં એક મોટા વિસ્તારમાં સ્ત્રી–કેળવણી વધારી અને સમગ્ર ગુજરાતને સ્ત્રી–કેળવણીનું એક સુભગ દષ્ટાંત પૂરું પાડયું.

**નાથીબાઈ મહિલા વિદ્યાલય**

(૫) કર્વે કોલેજના નામે સરળતાથી ઓળખાતી શ્રી નાથીબાઈ મહાવિદ્યાલયની સ્ત્રીઓની પરિસ્થિતિને ખાસ અનુલક્ષીને ઘડાયેલી, હસી કઢાતી છતાં બહુ ઉપયોગી ભાગ ભજવી ચૂકેલી શિક્ષણ યોજનાને આપણા વિકાસના ઇતિહાસમાં ક્ષણભર ભૂલી શકાય

એમ નથી. ને સ્ત્રીઓની આર્થિક કૌટુંબિક અને સામાજિક મુશ્કેલીઓનો વિચાર કરી, સુયોગ્ય અભ્યાસક્રમ ગોઠવી સ્ત્રીઓ માટે અભ્યાસ કેન્દ્રો સ્થાપી, અને એ ન બની શકે ત્યાં ઘેર અભ્યાસ કરીને પણ પોતાની કેળવણીની કક્ષા ઉચ્ચ બનાવવાની સગવડ આપીને કેળવણીનો પ્રચાર આ સંસ્થાએ કર્યો છે, તે ઐતિહાસિક રીતે અમૂલ્ય છે.

**સર્વસ્પર્શી ગાંધીજી**

(૬) આ પછી સર્વસ્પર્શી ગાંધીજીની અહિંસક અસહકારની ચળવળ આપણે ત્યાં ચાલી. જાહેર જીવનમાં અત્યંત ઉપયોગી અને સક્રીય ભાગ સ્ત્રીઓ અસરકારક રીતે લઈ શકે છે, એ સત્ય ગાંધીજીના આંદોલનમાં સાબિત થયું. અલબત્ત, કેળવણીની કોઈ વિશિષ્ટતા ગાંધીજીએ ભલે ન આપી. પરંતુ સમાજિક જીવનમાં પુરુષો જેટલો જ ઉપયોગી ભાગ સ્ત્રીઓ લઈ શકે છે, એ ગાંધીજીએ પુરુષોને પણ શીખવ્યું અને સ્ત્રીઓને પણ શીખવ્યું. અને અહિંસાની મૂર્તિ તરીકે સ્ત્રીને માન આપી, ને પત્નીનું શિષ્યત્વ સ્વીકારીને ગાંધીજીએ જે વાતાવરણ ઉત્પન્ન કર્યું એ ઉચ્ચ કેળવણી આપતી પાઠશાળાઓ કરતાં પણ સ્ત્રીને અને સમાજને વધારે ઉપયોગી થઈ પડે તેવું હતું.

['સંદેશ'— તા. ૨૦મી ઑગસ્ટ, ૧૯૫૪]

યુવતીઓને એ પોતાનો સાચો અભિપ્રાય દર્શાવે છે. કદી કદી કોટનેકટાઈમાં જ અગ્રસરી સાર્થક થતી માનનારને પોતાનું પ્રમાણપત્ર આપી દે છે. સહુની શિથિલતા નિહાળી તેમણે હમણા જ આખા રાષ્ટ્રને એક સૂત્ર આપ્યું છેઃ 'આરામ હરામ હય.'

**આખા રાષ્ટ્રને આહ્‌વાન**

પંડિતજીનું આ કથન બહુ જ સાચું છે. આખા રાષ્ટ્રે સમસ્ત જનતાની ગરીબી ટાળવાની છે, ઉત્પાદન ખૂબ વધારવાનું છે. કેળવણીથી વંચિત રહેલી પ્રજાના મોટા ભાગને લખતો વાંચતો અને સમજતો કરવાનો હજી બાકી છે. આરોગ્ય અને વૈદકીય સગવડ ઘેર ઘેર પહોંચાડવાનાં છે. જરૂર પડે દેશના સ્વાતંત્ર્યનું રક્ષણ કરવાનું છે. અને અન્ય પ્રગતિશીલ દેશોની સરખામણીમા આપણે ઊભા રહેવાનું છે. એક પાસ અમેરિકાની સમૃદ્ધિ અને વૈભવ આપણી નજર સામે છે અને બીજી પાસ આખી પ્રજાનું સક્રિય કાર્યમાં નિયોજન કરી પ્રજાની આબાદી, સુખ અને સામર્થ્ય વધારવાના ઉત્કટ પ્રયત્નો સભાનપૂર્વક થતાં પ્રયોગો કરતાં રશિયા અને ચીન આપણી સામે છે. આપણે ત્યાં લોકશાહી પદ્ધતિએ કામ કરવાનું છે. અને હજી આપણને આપણા રાજ્યબંધારણને, ખાનગી મિલકત અને નફો શોધતી હરીફાઈમાં શ્રદ્ધા છે. પંચવર્ષીય યોજનાઓ આપણે ત્યા થવા લાગી છે. મોટા મોટા બંધ દ્વારા નહેરોની શકયતાઓ ઊભી કરી જલસિંચાઈ વડે આબાદ કૃષિ ઊભી કરવાની યોજનાઓ પણ છે. અને કેટલાક ધંધાના રાષ્ટ્રીયકરણ તરફ આપણી આછી નજર પણ જવા લાગી છે. આપણી નિર્ધનતા, આપણું અભણપણું અને આપણી અસમાનતા એકલા સરકારી વહીવટને જ નહિ પણ આખા રાષ્ટ્રને આહ્‌વાન રૂપ છે. અને આખું રાષ્ટ્ર એ આહ્‌વાનને સ્વીકારી લે તો જ આપણાથી અન્ય દેશો સામે કે સાથે ગૌરવભરી રીતે ઊભા રહી શકાશે. આ નક્કર સત્ય છે. હજી આવતાં પચ્ચીશ વર્ષ સુધી ક્ષણ પણ ભારતવાસીઓથી આશાયેસ કે આરામ

લેવાય એમ નથી જ, અને જ્યાં સુધી ગરીબી ન ટળે, નિરક્ષરતા દૂર ન થાય અને આર્થિક અસમાનતાની રેખાઓ સમૂળ ભૂંસાઈ ન જાય ત્યાં સુધી પંડિત જવાહરલાલ કહે છે તેમ આરામને હરામ ગણવો જોઈએ.

## આપણા આરામની છણાવટ

પરંતુ મને ભય છે કે આપણે સહુ પંડિતજીના શબ્દોની ગંભીરતા હજી ભાગ્યે જ સમજતા હોઈએ. પ્રગતિનાં સ્વાતંત્ર્યના સાત વર્ષે આપણે કેટલી પ્રગતિ કરી એના બહુ હિસાબ કાઢવાની જરૂર જ નથી. ઠીક ઠીક અભ્યાસો પણ થાય છે. એ અભ્યાસો પાછળ સારા પૈસા પણ ખર્ચ થાય છે, છતા આપણે જે સત્ય જાણીએ છીએ તેના કરતાં આ અભ્યાસોથી વધારે પ્રકાશ પડતો હોય એમ દેખાતું નથી. ભલે એ અભ્યાસો થાય પરંતુ જ્યાં આપણે માઈલોના માઈલ આગળ વધવાનું હોય છે ત્યાં આપણે ઈંચ અને ફૂટ આગળ વધતાં હોઈએ છીએ. જો ખરેખર આપણે આગળ વધતાં હોઈએ તો! ખૂબ કામ કરવાનું છે, એમ પંડિતજી કહે છે ત્યારે આપણે સહુ કોઈ કામના ભારણથી જાણે દબાઈ કચડાઈ ગયા હોઈએ એમ ચારે બાજુએ દેખાવ થાય છે. આરામ જે હરામ ગણવાનો આદેશ અપાય છે, ત્યારે કામના કાયર કે કાચા આપણે ઠીક ઠીક આરામ શોધતાં હોઈએ છીએ. કુદરતી રીતે શરીર અને મન માગી લે એટલો આરામ ભલે સૌ કોઈ લે, પરંતુ આપણે જરા ચકાસીને જોઈશું તો આપણને જરૂર જણાશે કે આપણા આરામનો ઘણો મોટો ભાગ હરામનો જ હોય છે. આપણું માનસ અને આપણો દેહ એવું ઘડતર પામ્યાં લાગે છે કે બિનજરૂરી આરામ–હરામનો આરામ મેળવવાની જ આપણી તજવીજ હોય છે.

## રેલ્વેમાં મારો આરામ

હમણાં જ મારે રેલ્વેમાં મુસાફરી કરવાનો પ્રસંગ આવ્યો.

ચાર સાડા ચાર કલાક મારે ગાળવાના હતા. ગાડીની બેઠકો સૂવા માટે નહિ પરંતુ બેસવા માટે હોય છે. યુરોપ-અમેરિકામાં તો બેસવાની જ યોજનાઓ હોય છે. સૂવાની ક્રિયા એ રાત્રિનો વિષય છે કે માંદગીનો વિષય છે. અને ખાસ કારણ વગર દિવસનો આરામ હરામનો આરામ ગણાવો જોઈએ. પરંતુ મને દિવસ હોવા છતાં સારી જગા મળી. ગાડીમાં ખૂબ ખૂબ ગિરદી હોય છે ત્યારે આપણે બહુ પોકાર કરી ઊઠીએ છીએ. પરંતુ ગિરદી હોતી નથી ત્યારે રેલ્વે વ્યવસ્થાનો કે મુસાફરી ન કરનારી જનતાનો આભાર માનવાની વૃત્તિ આપણામાં કદી જાગતી નથી. જાગે છે માત્ર લાંબા થઈને સૂઈ જવાની વૃત્તિ! એ સૂઈ જવાની વૃત્તિ પાછળ ઘણા ઘણા માનસિક રંગો રમી રહ્યા હોય છે. એક તો બીજાની જગા ઉપર આક્રમણ કરવાનો, બીજું કોઈ આવે નહિ એવી ખૂરી દાનતનો અને લાંબા સૂતેલા માણસને જગાડી કે ખસેડી બેસવાની માણસાઈ રહિત ઇચ્છા બીજો કોઈ ભાગ્યે જ કરે એવી માન્યતાનો દુરુપયોગ કરવાનો. એમ આપણી સૂવાની ક્રિયા પાછળ ઘણી ઘણી યુક્તિઓ રહેલી હોય છે. જગા મળતાં જ મેં લંબાવ્યું. આસપાસ દેખાતી બેઠી કેવી છે એ જોવાની મેં જરાય દરકાર કરી નહિ. બીજા કોઈ માણસને મારા સૂવાથી કેટલી હરકત પડશે એનો મેં જરાય વિચાર ન કર્યો. વાંચવાનાં ચારેક પુસ્તકો મેં સાથે રાખ્યાં હતાં. અને કદાચ બેઠા બેઠા જવાનો પ્રસંગ મારે આવ્યો હોત તો એમાંથી હું કાંઈ જરૂર વાંચત. પરંતુ હરામનો આરામ લેવાની વૃત્તિએ ન મને પુસ્તકો વાંચવા દીધાં કે ન મને બીજાની સુખ-સગવડનો વિચાર કરવાની વૃત્તિ થઈ. ચારેક કલાક નિંદ્રા તો ભાગ્યે જ આવે એટલે બે આંખમાંની એક આંખ અધઉઘાડી રાખી મેં જોયું તો એક ભાઈ મારું જ અનુકરણ કરી રહ્યા હતા. જ્યારે બીજી બેઠકમાં ચાર-છ માનવીઓ ઠીક ઠીક સંકડાઈને બેઠાં હતાં. એ લોકોએ ધાર્યું હોત તો અમને ઉઠાડીને અગર અમારા

પગ ઓળંગીને અમારી સાથે બેઠાં હોત. પરંતુ મને મનમાં સંતોષ થયો કે હજી માણસ જાતમાં માણસાઈ રહેલી છે. અને વૃદ્ધનો ઢોંગ કરનાર માનીને ઉઠાડવા કરતાં સંકડાઈને બેસવાનું પુણ્ય હજી લોકો કરે ખરા. જો કે હું તો સૂતો જ રહ્યો અને મારે નહોતો જોઈતો તે આરામ મેં લીધો. કોઈ સ્ટેશન ન આવતું ત્યારે તો હું જોરજોર આંખો મીંચીને આખી દુનિયા સમક્ષ જાહેરાત કરતો હતો કે હું સૂતો છું, ઊંઘી ગયો છું, આરામ કરું છું, મને ઉઠાડવાનું પાપ રખે કોઈ કરે. હરામનો આરામ લેવાનું મારું પાપ મને એ સાડાચાર કલાકમાં કદી યાદ ન આવ્યું. આ નિરર્થક સૂચનાની મારી પ્રવૃત્તિ એ હરામી આરામની એક નિશાની નહિ તો બીજું શું છે ? આ તો મેં ગાડીનો જ માત્ર વિચાર કર્યો. પરંતુ જ્યાં જગા મળી જાય ત્યાં લાંબા થઈને સૂઈ જવાની આપણી વૃત્તિ એ એક આપણું બહુ જાણીતું લક્ષણ છે એમ મારો અનુભવ કહે છે.

**એક વિદ્યાર્થીનો આરામ અનુભવ**

મારો એક પરિચિત વિદ્યાર્થી છે. વિદ્યાર્થી એટલે માનવ જાતના ભાવિની એક ભવ્ય આશા ! એ આવ્યો છે ગામડેથી, પરંતુ ભણતર શહેરમાં મળતું હોવાથી એ શહેરમાં જ રહે છે. બધા વિદ્યાર્થીઓને છાત્રાલયોમાં સ્થાન મળતાં નથી. એટલે આ વિદ્યાર્થી એક નાની સરખી પણ સારી હવા-અજવાળાવાળી એક ઓરડીમાં રહે છે. એના પિતા બહુ સારી સ્થિતિમાં નથી. દુનિયાને અને ભારતની દુનિયાને એ ખબર તો હોવી જોઈએ કે ભણનાર વિદ્યાર્થીઓમાંનો કેટલોક ભાગ તલાટી, સર્કલ, શિક્ષક કે કારકુનના પુત્રોનો હોય છે. એના પિતાને ઘેર નોકર રસોઇયો નથી, એટલું હું જાણું છું. પરંતુ મારે એક આખો દિવસ મારા એ પરિચિત વિદ્યાર્થીનો કાર્યક્રમ જોવાની તક મળી. ઓરડી ૧૨'×૧૨' ની હતી. અને સાવરણી લઈ એ સાફ કરવામાં અણઆવડતવાળા માણસને પણ સાત મિનિટ કરતાં વધારે થાય એમ ન હતું. ગરીબ માબાપનો

દીકરો આટલી ઓરડી પોતે પોતાના હાથે જ સાફ કરી નાખતે હશે એવી કલ્પનામાં હું રાચતો હતો એટલામાં જ એ ઓરડીમ એક નોકરે આવી આ વિદ્યાર્થીની એકની એક પથારી સાફ કર વાળી અને આ નાનકડી ઓરડીમાંથી તેણે કચરો વાળી નાખ્યો અલબત ઘણો કચરો ન હતો એ મારે કબૂલ કરવું જોઈએ. અત્યા રની વિદ્યાર્થી આલમની સ્થિતિ સારી હોય કે ન હોય તો પણ ઓરડી સાફ કરતાં શરમ આવે છે અને તેથી તેને નોકર વગર ચાલતું પણ નથી. માબાપને ત્યાં કદી નોકર ન જોયેલો પુત્ર ભણતે ભણતે નોકરની જરૂરિયાતવાળો બની ગયો ? નહાવાનું કામ એ ઠીક ઠીક અંગત કામ છે. અનિયમિતપણે પણ હજી વિદ્યાર્થીઓ નહાય છે ખરા. એટલી ચોકસાઈને માટે આપણે વિદ્યાર્થી વર્ગને મુબારકબાદી આપી શકીએ. મને લાગ્યું કે સમય થતાં આ વિદ્યાર્થી સ્નાન કરી લેશે. એણે સ્નાન કર્યું ખરું, પરંતુ એના સ્નાન વિધિમાં મેં રાખેલી આશા જરાય ફળીભૂત થઈ નહિ. એ વિદ્યાર્થી રૂમાલ વાપરે એ તો બહુ જ જરૂરી. સાબુ એટલો જરૂરનો નથી છતાં એને ચલાવી લઈએ અને માનીએ કે જીવન કક્ષા ઉચ્ચ કરવાની ઘોષણા બીજે કાંઈ નહિ તોપણ વિદ્યાર્થી વર્ગમાં અમલી બની ગઈ છે. એ બંને સાબુ અને રૂમાલ મને ગમ્યાં, મેં ગમાડ્યાં, પરંતુ. સાબુ, રૂમાલ, પહેરણ, ધોતિયુ અને ભરેલી ડોલ મેં નોકરને તૈયાર કરતાં જોયો ત્યારે મને લાગ્યું કે આ વિદ્યાર્થી હરામના આગમ તરફ ઘસતો જાય છે. અને જ્યારે મેં જોયું કે તેનું ધોતિયું, રૂમાલ અને પહેરણ તેનો નોકર ધોઈને સૂકવી રહ્યો છે ત્યારે તો મારી ખાતરી જ થઈ ગઈ કે આપણા જીવનનું સમસ્ત ગંભીર રીતે હાલી ઊઠ્યું છે. આ વિદ્યાર્થી જમતો હતો વળી એક સારી લોજમાં, એટલે તેને રસોઈનો શ્રમ લેવાની જરૂર ન જ હોય એ સ્વાભાવિક કહેવાય.

ફાવે ખરી કે?'

તેણે ઉત્સાહપૂર્વક જવાબ આપ્યો: 'હા. આ નોકરને આવતાં કદી વહેલું મોડું થાય તો હું હાથે જ સ્ટવ સળગાવી હાથે ચ્હા કરી પી લઉં છું.'

મને પૂછવાનું મન થયું: ચ્હા તમારા હાથે જ પીઓ છો કે નોકરને હાથે? પરંતુ એ પ્રશ્ન મેં જાણી જોઈને જતો કર્યો. એક વિદ્યાર્થી – એક ગરીબ વિદ્યાર્થીને ૧૬'×૧૨' ની ઓરડી સાફ કરતાં પાંચ મિનિટ કરતાં વધારે સમય ન લાગવો જોઈએ, જાતે પાણી લઈ સ્નાન કરી પોતાનાં કપડાં ધોઈ નાખવામાં વધારેમાં વધારે અર્ધો કલાક કરતાં વધારે સમય વીતવો ન જોઈએ, અને પોતાનું અંગત કામ હાથે કરી લેનાં વિદ્યાર્થીને જ નહિ પરંતુ એ સિવાયની જનતાને પણ હરકત ન આવવી જોઈએ. તેને બદલે માતાપિતાને ખર્ચે ભણતો વિદ્યાર્થી માતાપિતાને નોકર વગરનાં રાખી, પોતે નોકરનો આરામ ભોગવતો હતો. આ આરામ હલાલ કહેરાય કે હરામ?

## બપોરે આરામ–સાંજે સીનેમા

પાચેક વાગે મારે એ વિદ્યાર્થીને મળવા ફરી જવું પડયું. હું ધારતો હતો કે સાંજના વખતે વિદ્યાર્થી કોઈ રમતગમતમા ગાળતો હશે. પરંતુ સાંજના પાચ વાગે મેં તેની ઓરડીનાં બંધ બારણાં ખખડાવ્યાં ત્યારે તે સારી નિદ્રામાંથી ઊઠયો હોય એમ લાગ્યું. ગમે ત્યારે સૂઈ શકવાની અને ગમે ત્યારે આરામ લેવાની ભારતવાસીઓની શક્તિનો મને પરિચય છે. પરંતુ જીવતા જ્વાળામુખી જેવો વિદ્યાર્થી કોઈ પણ કારણ વગર સાડા ચાર અને સાડા પાચ વાગે સાંજે સૂતો ઊઠે એમાં મને આશ્ચર્ય તો જરૂર લાગ્યુ. તેની પથારીમાં સીનેમાનું એક પત્ર પણ પડયું હતું. અને વાતચીતમાં મને એમ પણ સમજાયું કે એ વિદ્યાર્થી તેના મિત્રો સાથે સાંજે છ

કે સાડા ૭ વાગે એક નવું આવેલું ચિત્ર જોવા પણ જવાનો હતો.

હું ચિત્રપટનો વિરોધી નથી. ચિત્રપટ એક ભારે સામાજિક કેળવણીનું સાધન છે. પરંતુ જે ચિત્રો મારી નજરે પડયાં છે, તેમાનો મોટો ભાગ કોઈ પણ પ્રકારની કેળવણી આપવાને બદલે માનસિક માંદગી વધારનારા હોય છે. મેદાની રમતોના ભોગે, અખાડામાં જવાના બદલે કે કવાયતને ભોગે કોઈ પણ વિદ્યાર્થી ચિત્રપટ જોવા જતો હોય તો તે જરૂર હું ના પસંદ કરું.

જે વિદ્યાર્થી અખાડો સેવતો નથી, જે વિદ્યાર્થી રમત રમી શકતો નથી, જે વિદ્યાર્થી ચાર પાંચ માઈલ ઝડપથી ચાલી શકતો નથી એ વિદ્યાર્થી વિદ્યાર્થી ગણી શકાય જ નહિ; એને આરામ પણ હરામ છે અને એને પ્રાપ્ત થતી વિદ્યા પણ હરામ છે.

## ચારે પાસ થાકનું નાટક

એક વાત મેં મારી કહી. બીજી વાત મેં વિદ્યાર્થીની કહી. આવી વાતોનો કદી પણ પાર આવે એમ નથી. મઝદૂરો તો બૂમ મારે જ છે કે તેઓ કામમાં દટાઈ ગયેલા હોય છે, અને તેમને કદી આરામ મળતો નથી. મજૂરને પગાર આપનાર શેઠિયાઓ સામેથી બૂમ મારે છે કે પગારના પ્રમાણમાં મઝદૂરો કાંઈ કામ કરતા નથી, અને તેમને મળવો જોઈતો આરામ મઝદૂરો લેવા દેતા નથી. જો કે શેઠિયાઓના 'એર કંડીશન્ડ' ગાડીઓનાં રીઝર્વેશન, નવી કારોની ખરીદી અને ઠંડી ટેકરીઓના પ્રવાસ ઘટતા હોય એમ હજી લાગ્યું નથી. કારકુનો તો કચેરીનું કામ કરતા કરતા થાકી જ જાય છે, પરંતુ સાથે સાથે આરામથી ફરતા અમલદાર સાહેબો પણ થાકી ગયાના પોકારો કરે છે. જ્યાં જોઈએ ત્યાં કામ વધી ગયું છે, એવી જ બૂમ સંભળાયા કરે છે. વ્યવસાયી પત્રકારોની વેદનો તો કદી પાર આવે તેમ છે જ નહિ. જ્યારે પત્રોના માલિકો થાકના ભારથી જ્યારે જોઈએ ત્યારે ઊંઘરેટા જ લાગે છે.

શિક્ષકો તો વિદ્યાર્થીઓને શિક્ષણ આપવાની જંજાળમાંથી ઊંચા આવતા જ નથી. વધારે સારું, વધારે શાસ્ત્રીય અને વધારે સરળ શિક્ષણ અપાય તે માટે શિક્ષકોને પણ તાલીમો અને ડીગ્રીઓ આપવામાં આવે છે. પરંતુ એમાંથી શિક્ષકો એક જ બૂમ મારતા આવે છે કે શિક્ષણના નવાં નવાં સફરાં આમાંથી ઊભાં થાય છે. અને બાળકો તો એમાંથી બૂમ મારતાં જ આવે છે કે આ એક ચોપડી કે એક નોટ કે વિષય વધતા ચાલ્યા છે. પરદેશી ડીગ્રી કે સ્વદેશી ડીગ્રીના ફાયદાકારક મળેલા સારા પગાર અને સારી સગવડનો લાભ લેના પ્રોફેસરો પણ પોતાને માથે બહુ ભારે બોજો આવી પડ્યો હોય છે એવું મુખ રાખીને ફરતા હોય છે. જ્યારે એમનો કાર્યક્રમ તપાસવામાં આવે ત્યારે આખા અઠવાડિયામાં રોજના બે કલાક પણ તેઓ ભાગ્યે જ શીખવતા હોય છે. આ મહાશિક્ષકોની એવી માન્યતા થઈ ગઈ હોય છે કે વર્ગમાં વ્યાખ્યાનો આપવાં એ કંઈ શિક્ષણનું મહત્ત્વનું કાર્ય છે જ નહિ. તેઓ તો શોધખોળ કરવા માટે અને શોધખોળની પ્રેરણા આપવા માટે જન્મ્યા હોય છે. આ મહાશિક્ષકોની શોધખોળ અને પ્રેરણામાંથી ભારતને શું મળ્યું એનો અંદાજ કોઈ ભારે પગારદાર સમિતિ કાઢે ત્યારે ખરું. અત્યારે તો પરદેશથી નિષ્ણાતો નોતરવા પડે છે, અને મહાશિક્ષકોને પરદેશ જઈ કાંઈ ને કાંઈ શિક્ષણ લઈ આવવું પડે છે. કામ બધા જ કરે છે એવું માને છે. દેહ ઉપર અને મુખ ઉપર કામના બોજાથી થાકી ગયાનો અભિનય સૌ કોઈ કરે છે. આરામ જાણે કોઈને મળતો જ ના હોય એવું અર્ધ રુદનભર્યું મુખ ચારે બાજુ જોઈએ છીએ. છતાં વિદ્યાર્થી સવારે આઠ વાગે ઊઠી સાંજે ચાર વાગે સૂતેલો દેખાય છે. કડિયા, સુથાર અને મજૂરો કામ કરવાને બદલે બીડી અને ચાહ પીતાં મોટે ભાગે નજરે પડે છે. કારકુનો અને અમલદારો બંનેની ગધાભારત મહેનત હોવા છતાં કામનો નિકાલ ન આવ્યાની બૂમો સભળાયા કરે છે. અને

ગરીબી અભણપણું અને અસમાનતા જે ઝડપથી જવાં જોઈએ તે ઝડપને બદલે ફાડીને વેગે હોય તો પણ સારું. એની ચપળતા અને એની મહેનત આપણામાં પ્રવેશ પામે એમ હું જરૂર ઇચ્છું.

### પચ્ચીસ વર્ષ સુધી થાક નહિ

આરામ હરામ છે એ ઘોષણા વધારે પ્રમાણમાં જવાબ પામે એ જરૂરી છે. ભારે પ્રમાણમાં આપણે ત્યાં બેકારી છે. અને બેકારીનો પ્રદેશ એટલે લગભગ આરામનો પ્રદેશ. જેમણે કામ મળ્યું છે તેમના મુખ ઉપર થાકનો અભિનય જરૂર દેખાય છે. છતાં એ થાકભર્યું કામ સંતોષકારક પરિણામ લાવતું હોય એમ કોઈને લાગતું નથી. બોધનાં વાક્યો ચારે બાજુએથી આપણા કાને અથડાયા કરે છે. આરામ હરામ છે એ સૂત્ર સાચું પાડવા માટે આપણે કાંઈ કરવાનું તો રહેશે જરૂર, કારણ આરામ મળતો નથી એમ કહેવા છતાં આપણી પ્રગતિનો વેગ આપણે આરામમાં જ ફર્યા છે એમ સ્પષ્ટ દર્શાવી આપે છે. હવે બોધ આપવાને બદલે અંગત રીતે બોધ આપણા જીવનમાં ઉતારવાની જરૂર છે. પચ્ચીસેક વર્ષ સુધી બીજા કોઈનો દાખલો ન લેતા આપણને જે કામ મળ્યું હોય તે ખૂબ ઝડપથી, ખૂબ સમજપૂર્વક અને ખૂબ દક્ષતાથી થાય એવું પ્રજાજનો તરીકે આપણે ન કરી શકીએ ?

### એક નાનકડી યોજના

નાનકડી પરંતુ આપણા શિક્ષણમાં બહુ જરૂરી એક યોજના આપણે ઘડી કાઢીએ. બીજું બધું તો ઠીક પણ આપણે આપણું જ કામ કરી લઈએ તો હરામી ભર્યા આરામની આપણી ટેવ ઓછી થયા વગર રહેશે નહિ. આ રહી એ યોજના: આપણને આપણી આસપાસ જે દસ-પંદર હાથની જમીન મળી હોય તે જમીન આપણે જાતે જ સાફ કરી નાખીએ, આપણી રહા આપણે હાથે જ બનાવી લઈએ, આપણું નહાવાનું પાણી જાતે જ લઈ શકીએ, અને આપણાં.

એક બે વસ્ત્ર આપણે હાથે જ ધોઈ લઈએ. જમવાનું ભલે આપણે બીજા હાથનું પસંદ કરીએ. કામની એટલી વહેંચણી ભલે થાય. માત્ર વધારામાં આપણે આપણી પથારી કરી લઈએ અને ઉપાડી લઈએ. એટલું કામ કરવામાં ભારે થાક લાગી જાય એમ, હું માનતો નથી. ધનિક અને ગરીબ બંને પ્રકારનાં કુટુંબોમાં આ જાતની કેળવણીની શરૂઆત થાય તો આવતી કાલની પ્રજા આપણા કરતાં વધારે સ્વાશ્રયી નહિ થાય? જ્યાં જોઈએ ત્યાં લાંબા પગ કરીને સૂઈ જવાની આપણી ટેવ ગાડીમાં, ઑફિસમાં, ધારાસભામાં, કારખાનામાં, શાળા-કૉલેજોમાં અને ખેતરમાં જે ટેવ આપણને પડી ગઈ છે એ ટેવમાં સુધારો થવા માટે પંડિત જવાહરલાલની ધોષણા બહુ જરૂરી છે. સાથે સાથે એ ધોષણાનો કેવો પ્રત્યાઘાત પડે છે તે પંડિતજી જેવા સતત જાગ્રત માનવીએ પણ જોવાની જરૂર છે જ. પંડિતજીને એટલી વધારાની તકલીફ ન પડે એમ કરવાની રાષ્ટ્રની એકે એક વ્યક્તિની ફરજ હોય જ. એ ફરજ આપણે સહુ બજાવી જાણીએ તો પચ્ચીસ વર્ષ સુધી મહેનત કરવાની આપણને જરૂર નહિ પડે. કદાચ બે દસકાગાં આપણે આરામ લેતાં હોઈશું, જે આરામ હરામ છે એમ કોઈ કહી શકશે નહિ. યોજના બહુ નાની છે, સહુ કોઈ કરી શકે એમ. છે, એમાં કાંઈ વધારે કહ્યું નથી એવા આ વાંચી જનારના ઉદ્‌ગાર હું સાંભળું છું ખરો. વાત સાચી છે, એમાં કાંઈ વધારે નથી જ. છતાં પણ મારું પણ આહ્‌વાન એ વાંચકને છે. એકાદ વર્ષ પણ આટલું કરી તો જુઓ! બદલામાં જરૂર સાચો આરામ મળ્યા વગર રહેશે નહિ.

['સંદેશ'—બુધવાર, તા. ૧ લી સપ્ટેમ્બર ૧૯૫૪],

## આપણા ગવર્નરો અને પ્રધાનો વિચારશે ?

પ્રો. ચંદ્રશેખરનું વ્યાખ્યાન

વડોદરા યુનિવર્સિટીના અર્થશાસ્ત્રના પ્રોફેસર ડૉ. ચંદ્રશેખરે વિદ્યાર્થી-મિત્રમંડળમાં એક સુંદર વ્યાખ્યાન આપ્યું હતું, જેમાં તેમણે ભારતના આર્થિક નવવિધાન પાછળ રહેલી ભારતની આર્થિક સમસ્યાનો ચિતાર આપ્યો હતો. અર્થશાસ્ત્રી જાણે છે અને કહે છે તે સહુએ જાણવાની અને જીવનમાં ઉતારવાની બહુ જ જરૂર છે. ભારતની આર્થિક સ્થિતિ ઊંચી લાવવામાં ત્રણ વિકટ પરિસ્થિતિ આપણે પસાર કરવી રહી:

આર્થિક અવરોધ

( ૧ ) અતિ વસ્તી—કૃષિ, વ્યાપાર, ઉદ્યોગ તથા નોકરી પોષી શકે એના કરતાં વધારે માણસો આજ છે અને તે પ્રજોત્પત્તિ પણ એટલી ઝડપી કરે છે કે એ વધતી જતી પ્રજાનું પોષણ કરવું એ લગભગ અશકય બની ગયું છે. સંતાન વૃદ્ધિ આપણે મીજાનમાં રાખવી પડશે જ.

( ૨ ) અપૂરતું ઉત્પાદન—પ્રજાને જીવતી રાખવી હોય તો પ્રજા માટે પૂરતું અનાજ ઉપજાવવું જોઈએ, એ આપણે ઉપજાવી શકતા નથી. પ્રજાને હુન્નરઉદ્યોગમા પણ આગળ લાવી આબાદ કરવી જોઈએ. આપણો અભણ ખેડૂત તો નિષ્ફળ નીવડ્યો છે; સાથે સાથે ઉદ્યોગપતિઓ, વ્યાપારીઓ, નિષ્ણાતો, એન્જિનિયરો અને વિજ્ઞાન-વિદો પણ એવી ભયંકર નિષ્ફળતા સર્જી રહ્યા છે કે આપણે આપણી

આબાદી માટે પરદેશનો પૈસો, પરદેશનાં યંત્ર અને પરદેશની બુદ્ધિ ઉપર આધાર રાખતાં પંગુઓ બની ગયા છીએ. સ્વતંત્ર દેશ સમૃદ્ધ કે સ્વાવલંબી બન્યો નથી – બને એવાં ચિહ્નો પણ દેખાતાં નથી.

(૩) અસમાન ધન-વહેંચણી—સહુને ભરપેટ પગારો જોઈએ. સહુને સારો નફો જોઈએ. સહુને પોતાના શ્રમની ભારેમાં ભારે આર્થિક કિંમત જોઈએ. આપણા ગરીબ દેશને બોજો એવો અને એટલો જ પગાર, નફો કે કિંમત કોઈ માગતું નથી. સેવા તો આપે જ કોણ? જેટલું વધારેમાં વધારે ધન ખેંચી લેવાય એટલો અંગત લાભ વધારે—એમ માની ધનની એવી ખેંચાખેંચી દેશભરમાં ચાલી રહી છે કે, દેશનો મોટો ભાગ ગરીબ અને સાધનહીન બની રહ્યો છે—જ્યારે ધન થોડા અગ્રણીઓના હાથમાં ઢગલાબંધ ખડકાતું જાય છે. આ અવ્યવસ્થિત અને અસમાન ધન-વહેંચણી એવો અસંતોષ, એવી નિરાશા અને એવું શિથીલ માનસ દેશભરમાં સર્જી રહી છે કે, એમાંથી ક્રાન્તિનો ધગધગતો લાવા ઊડશે કે નિષ્ક્રિય બરફની ટાઢી રાખ થાઈ જશે એ કહેવું મુશ્કેલ છે.

### આર્થિક વહેંચણી અને સમાનતા

ભારતના માનવીને માનવી રાખવો હોય તો એને દર મહિને અઢીસો રૂપિયા આજની પરિસ્થિતિમા મળવા જ જોઈએ, અને કોઈ પણ વ્યક્તિને બે હજાર કરતા વધારે માસિક આવક ન જ મળવી જોઈએ; તો જ ધન-વહેંચણીમાં સામાન્ય સમાનતા આવે એવો ડૉ. ચંદ્રશેખરનો મત સાદી સમજ અને વિગત ગણતરી ઉપર રચાયેલો ઘણાને માન્ય હોય એ સંભવિત છે.

### એક પ્રત્યક્ષ આર્થિક નમૂનો

આ ત્રણે વિકટ પરિસ્થિતિ ટાળવા પગલાંઓ કયા, કયા અને ક્યારે લેવા જોઈએ એનો વિચાર કરતો હું વ્યાખ્યાનગ્રહમાથી

બહાર નીકળતો હતો. સત્તા હોવા છતાં સરકાર—આપણી સરકાર—સ્વરાજ્ય-સરકાર—આપણે પસંદ કરી મોકલેલાં માણસોમાંથી રચાયેલી સરકાર કેમ આ પરિસ્થિતિ ટાળવા પ્રયત્ન નહિ કરતી હોય અને પ્રયત્ન કરતી હોય તો નિષ્ફળ કેમ નીવડે છે? એ પ્રશ્નનો જવાબ આપવા મારા મનને હું મથી રહ્યો હતો. એ જ સમયે એક યુવાન મિત્રે મારો સાથ કર્યો, અને એને ઉચ્ચ ભણતર માટે આર્થિક સહાય મેળવી આપવામાં હું અંગુલી નિર્દેષ કરી શકું એ માટે એણે મને આગ્રહપૂર્વક પોતાની સાથે રીક્ષામાં બેસાડી દીધો. એ યુવાન મિત્ર હમણાં જ—એક બે વર્ષથી—વિદ્યાર્થી મટી ગયો હતો, અને વધારે અભ્યાસ કરવા માટે જ આર્થિક સહાય શોધવા ચારે પાસ બાથોડિયાં મારી રહ્યો હતો. એની તાત્કાલિક જરૂરિયાત પાંચસો રૂપિયા કરતાં વધારે ન હતી.

આ યુવાન મિત્રને મેં યુનિવર્સિટીના વિદ્વાન વ્યાખ્યાતાએ દર્શાવેલા આર્થિક માપથી માપવા પ્રયત્ન કર્યો. વીસ-બાવીસ વર્ષના એ યુવાનને મેં પહેલો પ્રશ્ન કર્યો:

'તમે પરણ્યા છો ખરા?'

'ના.'

'નવાઈ જેવું. આટઆટલાં સીનેમા ચિત્રો તમારી આજુબાજુ પ્રેમ પ્રેમ ગુંજી રહ્યાં છે છતાં તમે પરણ્યા નથી એ જરા વધારે પડતું લાગે છે.'

'ભણતર વધે તેમ લગ્નન લંબાય છે.'

'એટલે કે...પુરુષની–પતિની કિંમત એથી વધે છે? કે સ્ત્રીની–પત્નીની? ભણતર વધે છે તેમ પ્રેમની—લગ્નની કિંમત રોકડા રૂપિયાના સ્વરૂપમાં વધતી ચાલી છે એ હું બરાબર જાણું છું. તમે તમારી કેટલી કિંમત આંકી છે?'

'મને હમણાં લગ્ન કરવાની ઇચ્છા જ નથી અને સગવડ પણ નથી.' એ મિત્રે જવાબ આપ્યો.

હું રાજી થયો. મારા મનમાં લાગ્યું કે પ્રાચીન શાસ્ત્રમાંની ભાવના હજી કદી કદી જીવંત અને જાગૃત રહી છે ખરી! ડૉ. ચંદ્રશેખરની પણ સલાહ હતી કે કોઈ પણ યુવકે પચ્ચીસ વર્ષ પહેલાં અને કોઈ પણ યુવતીએ બાવીસ વર્ષ પહેલાં પરણવાનો વિચાર સરખો પણ ન કરવો જોઈએ. અશોકકુમાર અને રાજકપુર તથા નિમ્મી, મધુબાલા કે નરગીસનાં દિવાસ્વપ્ન નિહાળતાં બિચારાં યુવક-યુવતીઓની મને દયા પણ આવી. દેગા ચિત્રો જોનાર કિશોર પંદરમે વર્ષે તો પ્રેમમાં પડવો જ જોઈએ ને?

એ યુવકના હૃદયમાં કદાચ કોઈ રસિક પ્રેમની કથની છુપાયેલી હોય તો તે કઢાવવાની જિજ્ઞાસાથી મેં પૂછ્યું:

'લગ્ન ભલે જરા મોડું થાય, પરંતુ એક ભણેલા યુવક તરીકે પ્રેમમાં તો પડ્યા જ હશો ને?'

'ના જી, પ્રેમનો વિચાર પણ મને હજી સ્પર્શી શક્યો નથી.'

'કારણ?' એ યુવકે કારણ જણાવ્યું. નાની વયે એ મેટ્રિક્યુલેશનમાં પસાર થયો. આગળ ભણવું હતું, પરંતુ પાસે પૈસા ન હતા. માતાપિતા પાસે પણ ભણાવવા માટે સગવડ ન હતી. ત્રીસ રૂપિયા માસિક પગારની તેણે નોકરી મેળવી—તે પણ એક સગાસંબંધીની સિફારશ વડે! સારું નસીબ હતું કે વડોદરા શહેરના સરકારી ખાતામાં તેમને નોકરી મળી. ઉપરીની મહેરબાની હશે અથવા ઉપરીનું ધ્યાન નહિ હોય, એટલે નોકરી કરતે કરતે આ યુવાન ભણ્યો અને ગ્રેજ્યુએટ થયો! નોકરીમાં પણ ચડતાં ચડતાં આજ એ એકસો ને સાઠ રૂપિયાનો પગાર મેળવે છે! નોકરી અને ભણતરના પડ વચ્ચે કચરાતા એના યૌવનને પ્રેમ કે લગ્નનો વિચાર પણ આવ્યો ન હતો!

### કુટુંબ એટલે?

'ત્યારે તો તમે સુખી હશો? કોઈ રકમ બચાવી પણ શક્યા

હશો ?' મેં આગળ વાત લંબાવી. ત્રીસ રૂપિયામાંથી એકસો સાઠની રકમ સુધી આવવું એ આનંદપ્રદ તો ખરું જ!

'સુખી તો કોણ જાણે! બચાવવામાં......તો એકે પાઈ પણ બચાવી શક્યો નથી......મારા કુટુંબે એવા પણ દિવસો જોયા છે કે જ્યારે થોડા બાફેલા શાક ઉપર અમારે સહુએ ગુજરાન ચલાવવું પડતું હતું......અને એ શાક પણ એક જ ટંક મળે!' યુવકે જવાબ આપ્યો. એના મુખ ઉપર હું ઉપવાસની રેખાઓ પણ જોઈ શક્યો. વગર પરણેલા યુવકે કુટુંબની વાત કહી એટલે મેં પૂછ્યું:

"તમારે કુટુંબ પણ છે શું?"

'હા, મારાં વૃદ્ધ માતાપિતાનું મારે જ પોષણ કરવાનું રહે છે. ઉપરાંત મારા બે નાના ભાઈ છે, અને ત્રણ બહેનો છે. એ સર્વનું પોષણ અને ભણતર મારે જ ખભે હોય ને? પોષણ અને ભણતરનો ખર્ચ તો દિનપ્રતિદિન વધતો જ જાય છે. હું શું બચાવી શકું?' યુવકે મને જવાબ આપ્યો.

ભારતના એક અર્થશાસ્ત્રીને હિસાબે એક માણસને ઠીક ઠીક રહેવા માટે અઢીસો રૂપિયા તો જોઈએ જ. અહીં મેં એક યુવક જોયો કે જેને આઠ માનવીનું પોષણ કરવાનું હતું અને પાંચ કિશોરોનાં શિક્ષણનું પણ ખર્ચ ઉઠાવવાનું હતું! તે પણ એકસો ને સાઠ રૂપિયામાં! કદાચ છેક હમણાંનો જ એનો એટલો પગાર મળતો થયો હશે. પ્રથમ તો એથી પણ ઓછો.

### આવકની કુટુંબ-વ્યક્તિ દીઠ વહેંચણી

આ કુટુંબનાં આઠ માનવીઓને ભાગે માસિક રૂપિયા વીસ આવે, ખરું ને? પ્રત્યેક કુટુંબી દીઠ રોજ કેટલો મળે તે આપણે સમજી લઈએ. વ્યક્તિ દીઠ આ રકમ રોજના દસ-અગિયાર આનાની વચમાં આવે. પ્રત્યેક માનવી અગિયાર આનામાં બે ટંક કેટલું અનાજ-ખોરાક પામી શકે? ખોરાકમાં મસાલા, ઘી, તેલ પણ હોય જ ને?

દધ ન્હાવાની વાત તો આપણે જવા જ દઈએ! પરંતુ પાંચ ભણનારની ફી! એમનાં પુસ્તકોની કિંમત? એ આઠે જણને પહેરવા માટે કાંઈ કપડાની પણ જરૂર હોય ખરી કે નહિ? અને આ આઠ માણસોનાં કુટુંબમાં કોઈ માંદું પડતું હોય ત્યારે? થોડી દવા તો લાવવી જ રહી. રોજિંદા દસ–અગિયાર આનામાંથી આમાંની કેટકેટલી વિગતો બની શકે એની શકયતા સહુએ વિચારવી રહી.

## જનતાનો પ્રતિનિધિ—સાહેબ? કે ગરીબ?

પરંતુ એ શકયતાને વિચારવા કરતાં તેને અનુભવમાં મુકાય તો વધારે સારું નહિ? એકસો સાઠ રૂપિયાનો દરમાયો આપી એક વ્યક્તિ પાસે નોકરી લેઈ આઠ કુટુંબીજનોનું પોષણ એને માથે નારતી સરકારનું તંત્ર ચલાવતા પ્રધાનો એકાદ બે માસ એકસો સાઠ રૂપિયા ઉપર પોતાનો અને પોતાના કુટુંબનો નિભાવ કરવાનો અખતરો કરી જુએ તો કેવું? પ્રધાનો આપણા પતિનિધિ છે—સરકાર આપણી છે—હવે દરિદ્રનારાયણનું નામ લેવાતું નથી—ગાંધીજી સાથે એ નામ ઉપર પણ મોં માગ્યા ભાવ આપી કોન્ટ્રાક્ટરોને ખટાવતી અને ઝૂંપડી પણ બાંધી ન શકતા સાહેબ બની ગયેલા ઇજનેરોને નિભાવતી સમાધિઓ અને કદાચ અજાયબ ગૃહો જ બાંધવાનાં છે!—છતાં સરકાર સર્વોદયી છે એમ તો જાહેર રીતે કહેવાય છે. એવા સંજોગો આપણને આપણાં બધાં જ દુઃખ-સુખ સરકારને કહેવા અને સરકારને માથે ઓરાઢવા પ્રેરે છે. ન્હાના વિરોધી પરંતુ મોસંબીના રસમાં આસક્ત પ્રધાનો માટે એક આલેખિત શર્ત તો સ્થાપવી જ જોઈએ કે એમનાથી જનતાના સત્તા પ્રતિનિધિ તરીકે, જનતાના એક પ્રતિનિધિ તરીકે જનતાના એક પ્રતિનિધિ ઘટક—વ્યક્તિ—કરતાં વધારે ઊંચી રીતે જિવાય જ નહિ! ઇંગ્રેજી અમલના ઉચ્ચિષ્ઠ મહેલોમાં વસતા ગવર્નરો અને પ્રધાનો આ વિચાર કરી શકશે ખરા?

**બીજી નાનકડી વાર્તા**

મેં વર્ણવી એ વાત તો એક ગ્રેજ્યુએટ યુવકની હતી — એકસો સાઠ રૂપિયા પામતા મધ્યવર્ગીય ગણાતા યુવકની વાત હતી. એ સ્વચ્છ કોટ–પાટલૂન પહેરે છે, અને ખુરશી ઉપર બેસાડવાનું મન થાય એવો દેખાવ રાખી શકે છે. પરંતુ એના કરતાં પણ વધારે કઠણ ગરીબી ભોગવતી જનતાનાં દશ્ય તો ચારેપાસ વેરાયેલાં પડયાં છે... જોવાં છે એ દશ્ય ?

એક લોટની મીલ...નામે...બંધ પડી– પાંચેક માસ ઉપર ...એમાં રોકાયેલો પરંતુ પાંચ માસથી બેકારી અનુભવતો એક યુવક અત્યારે જ મારી સામે બેઠો છે. એ મને વિનંતી રહ્યો છે કે એક મીલમાલિક ઉપર તેને નોકરીએ રાખવા માટે ભલામણપત્ર લખી આપવો. મીલના યંત્રમાં કચરાઈ મરવા સુધીની વફાદારી તે રાખશે એમ મને એ કહે છે. પરંતુ મીલના યંત્રમાં કચરાવા માટે પણ માણસોની જરૂર નથી, એ હું જાણું છું. હું એ પણ જાણું છું કે માનવીની ઓછામાં ઓછી જરૂર પડે એવાં પશ્ચિમનાં મહાદક્ષ યંત્રો લાવી એ જ મીલમાલિકે સેંકડો માણસોને બિનજરૂરી સેખી કરતાં કરી દીધાં છે. યંત્રવાદ મહાત્માજીને કેમ ગમતો ન હતો એનું રહસ્ય મને એ પ્રસંગે ઠીક સમજાયું. પ્રજાની આબાદી વધારવાની શેખી કરતા ઉદ્યોગે સેંકડો મજૂરોના બરબાદી તો એક સપાટે સર્જી દીધી. એટલે ઘેર બેઠેલો એક મઝદૂર ગઈ કાલે જ મારી પાસેથી ચિઠ્ઠી લઈ ગયો છે. જે ચિઠ્ઠીનો અર્થ એટલો જ હતો કે બીજાનું જે થાય તે ખરું ! પરંતુ મારી ચિઠ્ઠી લઈ આવનારને તો બેકાર ન જ બનાવશો !

નવી ચિઠ્ઠી માગનારને મેં વાત સમજાવી કે હવે હું નોકરીમાંથી નિવૃત્ત થયેલ હોવાના કારણે મારી ભલામણ શસ્ત્રહીન સૈનિક જેવી જ અબળ બની રહી છે......અને કચરાપટ્ટીને સ્વાધીન થયેલી

આરી ભલામણ ચિઠ્ઠીઓનો એક લાંબો ઇતિહાસ પણ આપ્યો. પરંતુ એ યુવક મારી ચિઠ્ઠી લીધા વગર ખસ્યો જ નહિ! હું જાણું છું આ બેકાર યુવાનના ભવસાગરમાં મારી ચિઠ્ઠી કામળની નાવ બની રહેવાની છે. છતાં મારે ચિઠ્ઠી તો લખી આપવી પડી.

ચિઠ્ઠીનું જે પરિણામ આવે તે ખરું! પાંચ માસથી બેકાર રહેલા આ યુવાને પાંચ માસમાં શું શું નહિ અનુભવ્યું હોય? ઘરનું ભાડું શામાંથી આપ્યું હશે? મિત્રને ઘેર સગાંવહાલાંને ઘેર? પોતાને જ ઘેર? કેટલા દિવસ? કેટલાં અપમાન સહીને? કેટલો અણગમો વેઠીને? એને જાત ઉપર કેટલો તિરસ્કાર આવ્યો હશે? એનું અભિમાન ક્યાં ક્યાં નહિ ઘવાયું હોય? એની પત્નીની શી હાલત? એના બાળકની શી સ્થિતિ?

આપણી કોન્ફરન્સો અને પાણીવલોણાં

શિક્ષણશાસ્ત્રીઓ, સમાજશાસ્ત્રીઓ, સમાજ ઉદ્ધારકો, સહકારી કાર્યકરોની કોન્ફરન્સો વર્ષે વર્ષે મળી અભ્યાસ અને વિદ્વતાની ફૂલકણીઓ પ્રગટાવે છે ત્યારે મને કહેવાનું મન થાય છે કે આ સઘળા વાણીવિલાસને સળગાવી મૂકો! એની પાછળનાં બેશરમ સેકંડ ક્લાસ-ફર્સ્ટ ક્લાસનાં ભાડા-ભથ્થા પ્રજાને માથે મારવાને બદલે એમાંથી એક ફાળો રચો. બેકાર ભૂખે મરતી જનતાને એ વધારે સાચા આશીર્વાદરૂપ નીવડશે! તમારા ઠરાવો અને કાર્યક્રમોના સાથિયા કરતા એ ફાળો વધારે શોભારપદ નીવડશે. જે જાણીએ છીએ એના કરતાં તમારી સભાઓ અને વક્તૃત્વ કશું જ વધારે કહેવાનું નથી. વર્ષોથી સાંભળતા આવ્યા છીએ — જોતાં આવ્યા છીએ કે ભારતમાં ગરીબી છે, ઉત્પાદન પૂરતું નથી અને પ્રજોત્પત્તિ સિવાયનો બીજો એકે ગૃહઉદ્યોગ આબાદ નથી!

ગરીબીનું ભૂત—સહુને વળગશે

ગરીબી દૂર નહિ થાય તો એ ભૂત માત્ર ઝૂંપડી ઉપર જ

નહિ, પરંતુ બંગલા, બગીચા અને ફર્નીચરો ઉપર હાથ નાખી રહ્યું છે! ઉત્પાદન પૂરતું નહિ થાય તો બુદ્ધિ-ગર્વિષ્ઠોને પણ કાળ વેંકે પકડયા વગર રહેશે નહિ. અને અર્થશાસ્ત્રનાં પીંજણમાં ઊતરનારાઓની ગાદીઓ, નફા અને મુસાફીરી લવાજમો ધૂમ્ર સરખાં અસત્ય અને અપકારક બની રહેશે. એ ભૂત સહુને વળગશે.

### ગરીબીની સપાટી

બહુ વિચાર અને ચર્ચાને અંતે શું એમ નથી લાગતું કે દેશની ગરીબી ટાળવા આપણે સહુએ ગરીબીની સપાટીથી બહુ ઊંચે ન જ ઊડવું? એક માનવીનો સંપૂર્ણ વિકાસ માસિક અઢીસોનો ખર્ચ માગતો હોય તો......એથી વધારે માગનાર, લેનાર અને આપનાર એક ભયંકર આર્થિક પાપ કરે છે એમ કહેવામાં અતિશયોક્તિ થાય ખરી?

['લોકસત્તા'—ગુરુવાર, તા. ૪ સપ્ટેમ્બર ૧૯૫૨]

## બીજાની મહેનતે સચવાઈ રહેલા સંસ્કારો

આપણા જીવનમાં શ્રમનું–શારીરિક શ્રીમનું જે સ્થાન હતું તે ચાલ્યું ગયું છે, અને આપણા સમાજસર્જનમાં એક મોટી ખામી પ્રવેશ પામી છે. શ્રમ આપણને ગમતો નથી; શ્રમથી આપણે અપ્રતિષ્ઠિત દેખાઈએ છીએ; શ્રમ એ ગરીબીનું લક્ષણ છે; બુદ્ધિ શ્રમ ઉપર રાજ્ય કરે છે; શ્રમ એ બુદ્ધિમાનોનું લક્ષણ નથી. આવાં આવા ખ્યાલ જનતાના મોટા ભાગને શ્રમથી વિમુખ રાખે છે, શ્રમમાં શરમ ઉપજાવે છે, અને શ્રમ પ્રત્યે એક પ્રકારની અઘટિત ઘૃણા પ્રગટાવે છે. એના પરિણામમાં આપણાં શરીર રોગીષ્ટ બને છે, આપણું જીવન ખર્ચાળ બનતું જાય છે, આપણે પરાવલંબી બની જઈએ છીએ. આપણાં દિનરાત અસંતોષમાં વીતે છે અને આપણા સ્વભાવ અને દેખાવ કદરૂપા બની જાય છે. શ્રમથી કાયર બનતાં સ્ત્રી–પુરુષ એ આપણી નવીન સંસ્કૃતિનું એક લક્ષણ બનતું જાય છે. ગરીબીને તો શ્રમ વગર ચાલતું જ નથી. પરંતુ જેમ જેમ સંસ્કાર વધતો જાય છે તેમ તેમ શ્રમ જીવનમાંથી ઘટતો જાય છે. જેમ જેમ આર્થિક કક્ષા ઊંચી થતી જાય તેમ તેમ શ્રમ પ્રત્યે આપણો તિરસ્કાર વધતો જાય છે. સંસ્કાર અને સંપત્તિનું એક મહાલક્ષણ એ કે પોતે વ્યક્તિએ કરવો જોઈ તો શ્રમ તે બીજા પાસે કરાવે......અને એમાં પોતાની ઉચ્ચ વિશિષ્ટતા અનુભવે. બી.એ. થયેલા અથવા થવાની આશા રાખતા યુવકને પોતાના ખંડમાં સાફસૂફી કરવી હોય કે પૂંજો વાળવો હોય તો તે એને જરાય ગમશે નહિ. ધનિક યુવકને ઘરમાં તરસ લાગી હોય તો ઊભો થઈ ને પ્યાલામાં

પાણી ભરી પી લેવાને બદલે એ નોકરને ખૂબ મારશે અગર ઘંટડી વગાડી બોલાવશે, અને નોકર પાણી લાવશે ત્યારે તેના પર મહેરબાની કરીને એ પોતાની તૃષા છિપાવશે. પોતાનાં કપડાં ધોવાં અગર પથારી કરી લેવી એ સામાન્યતઃ સર્વનો જીવનક્રમ હોવો જોઈએ. ભણતો છોકરો કે કમાતો છોકરો આમાંનું કાંઈ પણ કામ કરવાનો નહિ. કારણ?

### શ્રમ પ્રત્યે ઘૃણા

આવાં કામ તેની સંસ્કૃતિને અને તેની સંપત્તિને શરમાવે છે. અમુક કાર્ય ભણેલા વર્ગથી ન જ થાય અને અમુક કાર્ય સંપત્તિશાળી વર્ગથી ન જ થાય એવી છુપાઈને હૃદયમાં પ્રવેશી ચૂકેલી ભાવના દૃઢ થાય છે. અને ધીમે ધીમે શ્રમ માત્ર તરફ બેદરકારી, અણગમો, તિરસ્કાર, ઘૃણા ઉત્પન્ન થઈ સંસ્કાર અને શ્રમ વચ્ચે, સંપત્તિ અને શ્રમ વચ્ચે એક મોટી દીવાલ ઊભી થાય છે, અને આપણા જીવનની તદ્દન અંગત બાબતમાં પણ શ્રમજીવન અને વિશ્રાંતજીવન એવા બે ભાગ પડી જાય છે. ઘર મારું; એ સાફ રાખવાની ફરજ મારી; છતાં એ સાફસૂફી મારાથી ન જ થાય. આંગણું મારું; એની સ્વચ્છતા અને એની શોભા એ મારી ફરજ. પરંતુ એ અંગત રીતે મારાથી ન જ થાય. અને હું સાવરણી લઈ સાફસૂફી કરવા બેસું તો મારું હૃદય દુઃખ્યા કરે; એટલું જ નહિ, પરંતુ મને જોનાર પણ આશ્ચર્ય પામે! કારણ હું સંસ્કારી – હું ધનિક! હું મહેનતનું કામ કરું એમાં પડોશીને પણ નવાઈ લાગે. એટલે, શ્રમવિરોધ મારા સંસ્કારે કે ધને ઊભો કર્યો છે!

### સંસ્કારનું સામાજિકપણું

સાચું પૂછતાં કોઈ પણ કામ સંસ્કારને શરમ ભરેલું લાગવું ન જોઈએ. સંસ્કાર પોતે જ શ્રમમાંથી ઊપજે છે. અને શ્રમથી

શરમાતો સંસ્કાર ખરેખર સંસ્કારને નામે ઓળખાય કે કેમ એ પ્રશ્ન છે. સાચી સંપત્તિ પણ શ્રમમાંથી જ ઉપજે છે. સંસ્કાર અને સંપત્તિનું ઉત્પાદન એકની માલિકીનું હોઈ શકે જ નહિ. સાચાં મૂલ્ય આખો સમાજ ઉપજાવી શકે; નહિ કે એક વ્યક્તિ. જો કે માનવજાતની એક ભયંકર કમનસીબી એ છે કે આખા સમાજે ઉપજાવેલા સંસ્કાર કે સંપત્તિ થોડી વ્યક્તિઓ, થોડાં કુટુંબો કે થોડા વર્ગની મિલકત બની જાય છે, અને જનતાનો મોટો ભાગ એ સંસ્કાર કે સંપત્તિનો એક પણ લાભ ન મેળવતાં માત્ર શ્રમનો જ અધિકારી રહે છે. સંસ્કાર અને સંપત્તિની સામાજિકતા, સમૂહગત વલણ અને સાર્વજનિકતાને આપણે જરા સમજી લઈએ. સામ્યવાદી બન્યા સિવાય પણ આ વસ્તુ સમજી શકાય એવી છે. હું ધારું કે હું સંસ્કારી છું – જેમ સહુને પોતાને માટે ધારી લેવાનો હક્ક છે તેમ. પરંતુ હું સંસ્કારી છું, એટલે શું એ મારે પોતે સમજી લેવું પડશે! સંસ્કારી માનવી સ્વચ્છ કપડાં પહેરે – જરા નજરે ઠરે એવા! સમાજે સ્વીકારી લીધેલી ઢબના! હું સંસ્કારી દેખાવા સ્વચ્છ કપડાં પહેરી સંસ્કારનો એક અંશ સાચવું છું, પરંતુ એ કપડાં સ્વચ્છ કરે છે મારો ધોબી – જેને સંસ્કારી માનવા અગર બનાવવાની મને તો ફુરસદ કે વૃત્તિ છે જ નહિ. મારો એક સંસ્કાર આમ ધોબીને આધીન!

### સંસ્કારમાં શ્રમ કોનો

મારા સંસ્કારનું બીજું લક્ષણ એ કે મારું ઘર તથા મારું આંગણું હું સ્વચ્છ, વ્યવસ્થિત અને શોભાયમાન રાખું છું. કહેવાઉં હું સંસ્કારી, જ્યારે મારું ઘર સ્વચ્છ રાખે મારો નોકર અને આંગણું સુધારે મારો ભંગી! નોકરને હું સંસ્કાર વર્તુલમાં લાવી ન જ શકું......તો પછી મારા આંગણાને સુશોભિત રાખી મને સંસ્કાર-છાપ આપનાર ભંગીને તો હું સંસ્કાર વર્તુલ તરફ આંખ પણ

કેમ માંડવા દઉં ? મારું સંસ્કારપણું ઉપજાવે, સાચવે; વધારે મારો નોકર અને મારો ભંગી. જ્યારે સંસ્કારની છાપ લઈ ને ફરનાર તો હું જ બની રહું. સંસ્કારી કોણ ? હું...નહિ કે મારો નોકર અગર ભંગી.

## સંસ્કારપ્રતિક—બગીચો

મારા સંસ્કારની બાહ્ય છાપ હું જરા વધારે પ્રમાણમાં બતાવું તો મને માફી મળે ! મારે એક બગીચો છે, એ કહ્યા વગર હું રહી શકતો નથી. ઘરની આસપાસ – એટલે કે બંગલાની આસપાસ – એક નાનો સરખો બગીચો હોવો એ આજની સંસ્કારીતાનું એક લક્ષણ તો ખરું જ. મોટાઈ ખાતર હું કહેતો નથી. સંસ્કારને ખાતર, સચ્ચાઈને ખાતર કહું છું કે મારા બંગલાની આસપાસ નાનકડો બગીચો છે, અને એ તમને – સહુને – જોવો ગમે એવો છે. એથી મારા રહેઠાણનું સૌન્દર્ય ઠીક વધી જાય છે. ફૂલવેલી, છોડના ક્યારાઓ એ બગીચાને શોભાવી રહ્યા છે; કેટલાંક ફૂલવૃક્ષો પણ છે અને ફળવૃક્ષો છે. મારી, મારા સ્વભાવની જે આછી પાતળી ખૂબીઓ હશે એ ખીલવવામાં એ બગીચાએ બહુ સારો ભાગ ભજવ્યો છે. એ બગીચાનાં ફૂલ હું વેચતો નથી – તેમ કોઈ ને ખાસ આપતો પણ નથી. આજના સંસ્કાર દેવસેવા અને મૂર્તિપૂજાના ખટાટોપને સ્વીકારતા ન હોવાથી એ ફૂલ દેવસેવામાં જતા નથી. આમ બગીચો મારા સંસ્કારની ખિલાવટ છે એમ નમ્રતા સહ હું જાહેર કરું છું. પરંતુ એ મારી સંસ્કાર-ખિલાવટમાં મારો શો ફાળો એ તમે પૂછવા માગો છો ? એક અનુભવી માળી મેં એ બગીચા માટે ખાસ રોકયો છે. ક્યારા કેમ બનાવવા, પાણી કેમ વાળવાં, કયા ફૂલછોડ કઈ ઋતુમાં વાવવાં, કેટલી ઊંચાઈએ છોડને કાપવા એ બધું જ્ઞાન એને છે અને એની વાતચીતમાંથી હું પણ બધુંય જ્ઞાન મેળવી લઉં છું. શ્રમની વાત ? હા, હા...હું શ્રમ પણ કરું છું. મારી દેખરેખ તો સચોટ. માળી બરાબર કામ ન આપે તો હું એને ધધડાવી નાખું

છું, અને જરૂર લાગે તો એનો પગાર પણ કાપી નાખું છું. કદી કદી બેચાર ડોલ અને ઝરા પાણી પણ મેં ભરીને નાખ્યું છે. બગીચામાં...અને પાવડો મને વાગ્યો ન હોત તો હું ઘણો શ્રમ બગીચામાં કરી શક્યો હોત. મને કામ તો બહુ જ આવડે, પરંતુ કમબખ્ત પાવડાએ મારા પગને ઘાયલ કરી મને ખોદકામ કરતો અટકાવી દીધો. બાકી...હા, કદી કદી માળી કે નોકર ન હોય ત્યારે હું બગીચામાં પેસી જતી બકરીઓને બહાર કાઢું છું, વાનર ટોળાને પથ્થરો મારું છું, અને ઢોરઢાંકને ડચકારું છું પણ ખરો – જો કે હું સંસ્કારી હોવાથી અને તેમાંયે કેટલાંક વર્ષો ઉપર હું મોટો અમલદાર હોવાથી કોઈ મને બકરાં-ઘેટાંને કાંકરા મારતે જુએ એ પસંદ કરતો નથી. બગીચા દ્વારા વ્યક્ત થતું મારું સંસ્કારીપણું હું સહુ સમક્ષ રજૂ કરું છું. નથી રજૂ કરતો એક મારા માળીને, જેને મારા કરતાં વધારે શ્રમ કરી બગીચા દ્વારા મારા સંસ્કાર અભિમાનનો એક સરસ પુરાવો કરી આપ્યો છે.

### સંસ્કારમાં ગુનેગારનો હાથ

આમ મારો સંસ્કાર આગળ વધે છે. ઘરમાં મારું ફર્નીચર છે, પરંતુ એ બનાવવાનો શ્રમ મેં લીધેલો નહિ. શેતરંજી અને ગાલીચા તો ઘણાં જ સરસ મારે ઘેર મેં પાથર્યા છે, જેની સુંવાળાશ મારે ઘેર પધારનાર મિત્રોનાં બૂટમાં થઈને તમના પગનો સ્પર્શ કરી લે છે! એની કિંમત મેં આપેલી. પરંતુ એની બનાવટનો શ્રમ કોણે કરેલો એ જો કોઈ પૂછે તો મારે જરૂર કહેવું પડે કે એ તો કેદખાને પુરાયેલા આપણા ન્યાયાધીશોએ ઠરાવેલા કેદીઓના હાથની બનાવટ છે! ગુનેગારોના હાથની બનાવટનો ઉપયોગ કરી હું મારા સભ્ય સરકારોને કેમ પોષવા મથું છું એમ કોઈ નહિ પૂછે એવી મને આશા છે. હા, મારા ઘરમા પથરાયેલી, મને અને તમને પણ ગમતી શેતરંજી એ હાથોએ બનાવેલી છે કે જે હાથે

ગણેશિયા, ખાતરિયા, ધારિયા, કુહાડી અને છરા–તલવાર વાપર્યાં છે. ગુનો કરવા માટે! છતાં એ મારા સંસ્કારનું એક સ્વચ્છ પ્રદર્શન તો ખરું જ!

**શ્રમ બીજાંનો—સંસ્કારી હું!**

સંસ્કારનાં બીજાં દૃશ્યોમાં હું વિસ્તારપૂર્વક તમને નહિ લઈ જાઉં. મને (Cave man) ગુફા નિવાસી જંગલી માનવીના વાળની જટીલતામાંથી બચાવી મારું બિહામણાપણું ઘટાડનાર નાયિકના શ્રમની વાત હું નહિ કરું. વર્તમાન યુગમાં હું એના શ્રમનો થોડો ભાગીદાર નિત્ય થાઉં છું ખરો!...છતાં એના શ્રમ વગર હું પૂરો સંસ્કારી બનતો નથી. મારા ઘરનું ઠંડું પાણી તમને ગમ્યું હતું ખરું? ગોળી, માટલાં, કૂંજા કે રેફ્રીજરેટર મેં કદી બનાવ્યાં નથી. એ કુંભકારનું કાર્ય, અને એ કુંભકારનો શ્રમ. રેફ્રીજરેટર કોણ બનાવ્યું એની મને ખબર નથી. એની બનાવટમાં તો વળી વિજ્ઞાન-વિદોનો પણ હાથ છે. મારે ઘેર આપ પધારો અને હું આપને ન્હાનાસ્તાથી આવકાર કરું એમાં મારી ગૃહસ્થાઈ—જે સંસ્કારનો મુખ્ય પાયો ગણાય. એ બનાવવાનો શ્રમ...આમ ગણો તો મારો, કારણ હું તેની કિંમત ખર્ચું છું....પરંતુ એની બનાવટ તો મારો રસોઇયો કરે છે...અગર રસોઇયો ન હોય ત્યાં મારી પત્ની કરે છે. શ્રમ વિભાગ રસોઈયાનો કે પત્નીનો. સંસ્કાર વિભાગ મારો. પરંતુ મારા સંસ્કારની પૂજા કરાવતી વખતે હું મને પોતાને જ આંગળ ધરું છું... કદાચ મારી પત્ની દેખાવડી અને બોલકણી હોય તો મારી પાછળ તેને આગળ કરું...મહેરબાની કરીને. પરંતુ મારા સંસ્કારને જીવંત રાખવામાં ઉપયોગી થતા શ્રમના સાચા ઉત્પાદક રસોઇયાને, કુંભારને, નાયિકને, કેદીને, માળીને, ભંગીને નોકરને, કે ધોબીને હું કદી કોઈની આગળ રજૂ કરતો નથી! શ્રમ એ સહુનો! અને સંસ્કારી ગણાઉં હું! મારા શ્રમ વચ્ચે અને મારા સંસ્કાર-

વચ્ચે જરાય સંબંધ હોય તો તે શ્રમ મારો નહિ પરંતુ મને સંસ્કાર આપનાર – મને સંસ્કારી બનાવનાર ધોબીથી માંડી રસોઇયા સુધીના શ્રમજીવીઓનો છે.

### સંસ્કાર એટલે શ્રમહીન પરાશ્રય

એ ન હોય તો ? હું સંસ્કાર રહિત જંગલી માનવી બની રહું. નોકરને એક દિવસની રજા આપતાં હું કેવો અશિષ્ટ અને હિંસક બની જાઉં છું, એ મારું આખું ઘર જાણે છે ! હું સંસ્કારી કેટલો પરાશ્રયી ? મારો બાહ્ય સંસ્કાર કેટલો સામુદાયિક છે, અન્યના શ્રમ ઉપર કેટલો અવલંબીને રહ્યો છે, એનો જો હું વિચાર કરું તો શ્રમને, શ્રમનું કહેવાતું કામ કરનારને કદી ઊતરતા ગણું નહિ. બીજાના શ્રમને વાપરી મોટાઈ માનનારથી પોતાને સંસ્કારી ગણાવાય ખરું ? આ તો બાહ્ય સંસ્કાર અને શ્રમનો સંબંધ આપણે સમજ્યા. હજી સંસ્કારમાં માનસિક લક્ષણો અને શ્રમના સંબંધમાં હું તમને આગળ લઈ જવા ધારું છું. જેથી શ્રમની સાચી કિંમત મને અને તમને સમજાય.

['લોકસત્તા'—ગુરુવાર, તા. ૨૪ મી એપ્રિલ ૧૯૫૨].

## અર્ધનગ્ન સ્ત્રીઓનાં પોસ્ટરો

'લોકસત્તા'માં થોડા વખત પહેલાં 'વેશ્યાઓ—લોહીનો વેપાર, અનીતિનાં ધામો' એ વિષય ઉપર એક લેખમાળા પ્રસિદ્ધ થઈ હતી. એમાં આજે મધ્યમ વર્ગની સ્ત્રીઓને ફરજિયાત રીતે અનીતિનાં ધામોનો આશરો લેવો પડે છે તેના અંગે ટૂંકી ચર્ચા કરવામાં આવી હતી. એ વાંચીને વડોદરાના એક મુસ્લિમ ભાઈએ હૃદયની ઊંડી વેદના ઠાલવી છે અને આજે સ્ત્રીઓ પ્રત્યેનો જે ઘોર વર્તાવ ચાલી રહ્યો છે તેમાં સીનેમાનાં નગ્ન પોસ્ટરો અને નગ્ન દૃશ્યોનો ઉલ્લેખ કર્યો છે.

અસલની ચર્ચાથી આ બાબત જરા અપ્રસ્તુત છે પણ એ અંગે અમને બીજા કેટલાક વધુ પત્રો મળ્યા છે તે અહીં એમાંની વધુ પડતી રોષની લાગણી વ્યક્ત કરતો ભાગ કાઢી નાખીને રજૂ કરવા ઉચિત લાગે છે.

આ મુસ્લિમ ભાઈ લખે છે:—

"વર્ષો પહેલાં જ્યારે દ્રૌપદીનાં વસ્ત્રો ભર દરબારમાં ચિરાયાં તે વખતે એક માનવી, મહાપુરુષ હાજર હતો...જેણે એક કમભાગી અને લાચાર સ્ત્રીની આ જગતમાં લાજ રાખી ...હજારો વરસ પહેલાં અરબ જગતમાં સ્ત્રીઓની ભરબજારમાં લાજ લેવાતી, વસ્ત્રો ચીરાતાં, તે વખતે પણ...એક મહાપુરુષ હતો; જેણે અરબની શું પણ આખા જગતની સ્ત્રીની સમસ્યા ઉકેલી, તેને ઉચ્ચ સ્થાન પર બેસાડી...કુરાનનું વાક્ય

છે કે ' 'પુરુષ-સ્ત્રીનો પોશાક છે અને સ્ત્રી પુરુષનો પોશાક છે.' આ વાકયમાં કેટલું રહસ્ય છે?...સ્ત્રીના પોશાક માટે ફક્ત પુરુષો જ જવાબદાર છે......આજે પણ ભરબજારમાં સ્ત્રીઓને અર્ધનગ્નાવસ્થામાં બતાવવામાં આવે છે....સીનેમાની મોટી મોટી બીભત્સ તસ્વીરો, પોસ્ટરો...જુઓ...આજે ઘણી-ખરી ફિલ્મોમાં સ્ત્રીને અર્ધનગ્નાવસ્થામાં સ્ટેજ પર નચાવવામાં આવે છે...અને આપણા હૃદયને આંચકો સરખો પણ લાગતો નથી. કારણ? આજે આપણે હવસખોરીમાં અંધ બની ગયા છીએ. થોડા દહાડા ઉપર જ ગ્રીસની એક ખબર હતી કે ત્યાં એક ડાયરેકટરને સ્ટેજ ઉપર સ્ત્રીઓનો નગ્ન ડેન્સ બતાવવા માટે સાત વરસની સખ્ત કેદની સજા થઈ છે.''

આગળ ચાલતાં આ મુસ્લિમ ભાઈ ખૂબ રોષમાં લખે છે. પણ અહીં એ વાકયોની વિશેષ જરૂર ન હોવાથી એનું અવતરણ આપતું ઈષ્ટ નથી. પણ આ ભાઈ સેન્સર બૉર્ડની ખબર લઈ નાખવા માગે છે.

> "શું આપણું સેન્સર બૉર્ડ ઊંઘી ગયું છે? કે પછી એ પણ હવસખોર બની આવી ફિલ્મોને જનતા સમક્ષ રજૂ કરે છે?"

આવો ઉકળાટ બતાવવામાં આ મુસ્લિમ ભાઈ એકલા જ નથી. અમદાવાદથી શ્રી અરવિંદ નામનો એક ૧૯ વર્ષનો યુવાન પણ આવી જ ફરિયાદ રજૂ કરે છેઃ-

> "આજકાલના નિર્માતાઓ અને વાર્તાલેખકો પ્રેમનો આત્મા હણી રહ્યા છે.અને તેની પવિત્રતાને તેઓ કલંકિત કરી રહ્યા છે...તેઓએ દૈહિક આકર્ષણો ઊભા કર્યાં છે. શારીરિક ચેનચાળાને બેફામ રીતે રજૂ થવા દીધા છે...પ્રેમને નામે,કૂતરા-કૂતરીની ચાટણક્રિયા જેવા પ્રયોગો થવા દીધા.

છે...સ્ત્રી-પુરુષના આગુછાજતાં આલિંગનો રૂપેરી પરદા પર પેશ કર્યાં છે. ગલગલિયાં કરે તેવાં શારીરિક 'ચૂંથણાં' આ નિર્માતાઓએ-વાર્તાલેખકોએ...દેહ વેચનારી નટીઓનાં અંગ સાથે નરો પાસે કરાવ્યાં છે."

આગળ ચાલતાં આ યુવક લખે છે કે :–

"પ્રેમનું વિકૃત સ્વરૂપ આપતાં દશ્યો મેં 'બરસાત'માં જોયાં, 'દાસ્તાન'માં જોયાં, 'બંગલા'માં જોયાં, 'સૈયાં'માં જોયાં, અને છેવટે 'હલચલે' તો હદ કરી નાખી."

આ યુવાન ભાઈ પણ સેન્સર સામે ખૂબ રોષે ભરાઈને આગળ ચાલતાં જણાવે છે કે :–

"સેન્સર સમિતિના સભ્યોએ આ બધું મૂંગે મોંએ થવા દીધું છે, તેઓને સરકારે શા માટે મૂક્યા છે તેનું પણ તેમને ભાન નથી. અને તેઓ શું કરે છે તેની શું સરકારને પડી નથી? સેન્સર સમિતિના સભ્યોને શું આવું જોવાથી ઊંઘ આવી ગઈ હશે ને શું જવા દીધું હશે? શું આવા વિકૃત પ્રેમના સ્વરૂપની રજૂઆતથી સમાજ પર શી અસર થાય છે તેની પણ કોઈને પડી નથી? કુમળી વયનાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ આવાં દશ્યો જોઈને કેવી લાગણીઓ અનુભવે છે?"

આ લાગણીઓ પાછળ સાચી રસવૃત્તિ ધરાવનારો મોટો સમુદાય પડ્યો છે એમ ધારીને ઉપરનાં અવતરણોને વિસ્તારથી અહીં સ્થાન આપવામાં આવ્યું છે. શુદ્ધ અને શિષ્ટ રસવૃત્તિ ધરાવનારાં માણસો દેશભરમાં મોટા પ્રમાણમાં પડ્યા છે અને જ્યાં જ્યાં તેઓ હીનપ્રકારની અશ્લિલ ચેષ્ટા જુએ છે ત્યાં ત્યાંથી વિરોધી સૂર ઉઠાવ્યા વગર રહી શકતા નથી. અંબાલાથી પ્રસિદ્ધ થતા 'ટ્રીબ્યુન'માં શ્રી એ. એલ. સહગલે આ અંગે જ એક જોરદાર

પોકાર ઉઠાવતું ચર્ચાપત્ર લખ્યું છે, તે અહીં આખું ઉતારવું જરૂરનું છે.

"આપણાં બાળકો પર એક ભયની જે આફત તોળાઈ રહી છે તે પર હું જાહેર જનતાનું ધ્યાન દોરવા માગું છું. આપણા દેશમાં 'ચિત્રગ્રહો'મા દરરોજ જે પ્રકારનાં ચિત્રો બતાવાઈ રહ્યાં છે, તેનો હું અહીં ઉલ્લેખ કરું છું. તાજેતરમાં જલંધર શહેરમાં જે એક ચિત્ર બતાવવામાં આવ્યું છે તેની મારા પર ખાસ અસર થઈ છે. મારા એક મિત્રે મને એ જોવાની ભલામણ કરી હતી. એ જોયા પછી મને લાગે છે કે હોલીવૂડમાં જે ચિત્રો બતાવાય છે તે પ્રકારનું મને એ જણાયું છે. એ એક સંગીતમય 'કોમેડી' હતું. અને એમાં અર્ધનગ્ન બાળાઓનું સમૂહ નૃત્ય હતું. આનો અર્થ તો એક જ થાય કે દુનિયાની બધી જ ગમ્મત પાપકર્મમાં છે અને બધું જ દુઃખ સદ્‌ગુણોમાં વસે છે. આવાં ચિત્રોથી નાનાં અપરિપક્વ બુદ્ધિનાં બાળકો ઉપર જે અસર થાય છે તેનો વિચાર કરતાં હું કંપી ઊઠું છું. એ વાત સાચી છે કે હીન રસવૃત્તિના ઘણા માણસોને આવા ચિત્રોમાં મજા આવતી હશે. અને એમાંથી ટિકિટબારી પર મોટા દરોડા પડતા હશે...... પણ એ તો ઠીક. આપણું સેન્સર બોર્ડ શું કરે છે? આ ચિત્રો જોતી વખતે તેઓ શું ઊંઘી જાય છે? તેઓ આવાં ચિત્રોને 'યુ' પ્રમાણપત્રને બદલે 'એ' પ્રમાણપત્ર ન આપી શકે?"

નગ્ન સ્ત્રીઓ કરતાં અર્ધ નગ્નાવસ્થામાં પ્રેક્ષક વર્ગ પર આકર્ષણ વધુ મોટું થઈ શકે છે. માટે આજનાં આપણાં ચિત્રોમાં રજૂ થતાં દશ્યો સામે આવડો મોટો પોકાર ઊઠી રહ્યો છે. જ્યાં સુધી સીનેમા ગૃહોમાં બંધ બારણે એ દશ્યો બતાવવામાં આવતાં હતાં ત્યાં સુધી તો બધું ઠીક હતું, પણ હવે જાહેર રસ્તાઓ ઉપર અને

તમામ મુખ્ય સ્થાનો પર આ ચિત્રોનાં પોસ્ટરો લટકાવવામાં આવે છે, એટલે હવે ધરાર એવાં દૃશ્યો રસ્તે જનારાઓની નજર પર રોપી બેસાડવામાં આવે છે.

સુરૈયા શું કહે છે?

પણ આ પ્રશ્નને એક બીજી બાજુ પણ છે. એવાં પોસ્ટરો અને જાતીય આકર્ષણોથી ભરપૂર એવાં દૃશ્યોનો બચાવ કરનારો એક વર્ગ પણ છે. જાણીતી ફિલ્મ-નટી સુરૈયા એની કાંઈક આગેવાનીમાં હોય એમ જણાય છે. થોડા સમય પહેલાં સુરૈયાએ આવાં અર્ધનગ્ન દૃશ્યોનો બચાવ કરતાં જણાવ્યું હતું કે:–

"જો સીનેમામાં અત્યારે આવતાં જાતીય આકર્ષણોવાળાં દૃશ્યો સામે વાંધો ઉઠાવવો હોય તો પછી ઈલોરા અને અજન્ટાનાં ચિત્રોને સદાને માટે ભૂસી નાખવાં જોઈએ. એટલું જ નહિ, પણ એવી કેટલીય સુંદરતમ કલાકૃતિઓને આપણે દેશવટો આપવો પડે. કલામાં આવતાં જાતીય આકર્ષણો સામે આવા પ્રકારનું સોગિયાપણું કે ચોખલિયાપણું ઇષ્ટ નથી."

સુરૈયાએ ફેટોગ્રાફીની કલાને ઈલોરા–અજન્તાની ચિત્રકલા સાથે સરખાવીને કલાવ્યાપારના વિચારોમાં ઘણો મોટો ગોટાળો ઊભો કર્યો છે. અત્યારે એ ચર્ચાની તાત્ત્વિકતામાં ઊતરવાનું પ્રસ્તુત નથી. તેમ અહીં એટલી જગ્યા પણ ફાજલ પાડી શકાય તેમ નથી, છતાં એક વસ્તુ સુરૈયાએ પણ બરોબર સમજી લેવા જેવી છે કે ફિલ્મીકળાનું મુખ્ય સ્વરૂપ આજે હવસખોરીને ઉદ્દીપિત કરવાની કક્ષાએ ઊતરી પડતું જાય છે; અને જેને એ કલાનું નામ આપે છે તેની સામે હોલીવૂડની મહાન નટી હેડી લામારે ખુલ્લી રીતે અને હિંદી નટી નરગીસે અમુક અંશે અણગમો બતાવવાની શરૂઆત કરી દીધી છે. હેડી લામારે પોતે ફિલ્મી દુનિયામાં પ્રવેશ

કરતી વખતે જ અનિચ્છાએ એનો નગ્ન 'પોઝ' આપવો પડ્યો હતો તે બાબત ઘણું સૂચવી જાય છે.

હોલીવૂડની ફિલ્મોનું અનુકરણ એશિયાઈ પ્રજાને બહુ અનુકૂળ આવ્યું નથી. આ અંગે 'લંડન ટાઈમ્સ'ના સિંગાપુરના ખબર-પત્રીએ કરેલી ફરિયાદ વિચારવા જેવી છે. તે લખે છે કે:–

"અમેરિકનો અને બ્રિટિશ ફિલ્મો તો જાતીય વાસના અને ગુન્હાઓને જ લઈને બેઠી છે. અને જાહેર નીતિ-મત્તાની કશી પડી જ નથી.....ઘણાખરા એશિયાવાસીઓને દારૂનાં દશ્યોથી આનંદ આવતો નથી. અને ઉઘાડી પ્રેમ-ચેષ્ટાઓ તેને ગમતી નથી."

બ્રિટિશ પબ્લિક મોરાલીટી કાઉન્સીલે આ અંગે એક ચોંકાવ-નારો હેવાલ તૈયાર કર્યો છે. અને તે જણાવે છે, કે:–

"જાતીય વાસનાની વિકૃતિને નભાવી લેવાતી અમારા જોવામાં આવી છે. લગ્ન સંબંધોની સ્થિરતાની હાંસી કરવામાં આવે છે. હિંસાખોરી, પાશવતા અને ભ્રષ્ટતાને ફિલ્મો તથા નાટકોનો વિષય બનાવવામાં આવે છે."

સંસ્કારી દેશોમાં ખુદ પતિ-પત્નીને પણ જાહેરમાં પ્રેમચેષ્ટા કરવામાં અસભ્યતા લાગવા માંડી છે. સ્ત્રી-પુરુષોમાં જાતીય આક-ર્ષણોનો સમૂળગો બહિષ્કાર કરવાનું કષ્ટ ન લેખાતું હોય પણ એને ઉઘાડું અને અસભ્ય ગણાય તેટલી હદે લઈ જવાની કોઈ જરૂર નથી. જાહેર પ્રજાનો રસ જો ચિત્રો જોવામાં ખરેખર જાળવી રાખી શકાતો ન હોય તો આવી ઉઘાડી પ્રેમચેષ્ટાઓથી એને ક્યાં સુધી ટકાવી શકાશે?

આ છેલ્લું હથિયાર છે.

કદાચ એમ પણ બને કે ફિલ્મી દુનિયા જાહેર પ્રજાને આક-ર્ષણ કરવા માટેનું આ છેલ્લું હથિયાર હવે ફેંકી રહી છે. પણ એ

ચે નિષ્ફળ જશે તો ? આજે એ લગભગ બિનઅસરકારક બનતું ચાલ્યું છે તેમ એ છેક નિષ્ફળ જશે તો ?

તો આપોઆપ કડાકો આવી જવાનો છે એમાં કોઈ સંદેહ દેખાતો નથી. નરી પ્રેમચેષ્ટા, નરી ગુન્હાખોરી, નરી ક્ષુલ્લકતાથી છેવટે તો પ્રેક્ષક જન થાકવાનો જ છે. અને એની સમક્ષ બીજો વિકલ્પ જ્યાં સુધી નથી હોતો ત્યાં સુધી એ આવાં આવાં ચિત્રો અમુક સમય જોયાં પણ કરશે. પણ તેથી શું ? સામુદાયિક સંસ્કાર-રક્ષાનું આવડું મોટું વાહન પણ જો યોગ્ય ઉપયોગ કરતાં ન આવડે તો તેને નકામું બની જતાં વાર નહિ લાગે.

પ્રેક્ષકો આજે પોતાના જીવનને ચિત્રોમાં-ઊતરેલું જોવા માગે છે અને એના વિના બીજો કોઈપણ કીમિયો લાંબા વખત સુધી ઝાઝો કારગત નીવડી શકે તેમ લાગતું નથી.

**જાહેર ચુંબનો પર પ્રતિબંધ**

બાકી વાત રહી હવે રસ્તાઓ અને જાહેર સ્થાનો પરનાં અર્ધનગ્ન અવસ્થાનાં પોસ્ટરોની. ઘણે ભાગે આ બાબતની સત્તા મ્યુનિસિપાલિટીઓના હાથમાં છે. દિલ્હીની મ્યુનિસિપાલિટીએ કદાચ આ બાબતમા પહેલ કરી હોય એમ જણાય છે. તેણે થોડા સમય પર જ 'ચુંબનો', આલિંગનો અને શરીરના અમુક ભાગો વધુ પડતા જાહેરમાં બતાવતાં પોસ્ટરો પર પ્રતિબંધ મૂક્યો છે. ગ્રીસનો દાખલો ઉપરના મુસ્લિમ ભાઈએ આપ્યો જ છે. વધુ પડતી નગ્નતાને સંસ્કારી દેશો અશ્લિલ ગણવા માંડ્યા છે.

**જોરદાર અવાજની જરૂર છે.**

અને ભારતની તો આખી સંસ્કૃતિ જ આ બાબતમાં શિષ્ટ-તાની હિમાયતી છે. છેક ભરતમુનિથી માંડીને છેલ્લામાં છેલ્લા સંસ્કૃત નાટય લેખકે તખ્તા પર ચુંબન, આલિંગન, ખૂન, હિંસા-ખોરી, વગેરેને સંપૂર્ણ રીતે બાકાત રાખ્યું હતું.

['લોકસત્તા'—ગુરુવાર, તા. ૨૧ ફેબ્રુઆરી ૧૯૫૨]

## "કોટ–નેકટાઈ" માનસ

### પંડિત નહેરુની વાણી

પંડિત નહેરુની વાણીમાંથી ઘણીયે વાર ભભકતું સત્ય ઊતરી આવે છે. આ માસમાં જ દલહાઉસી ખાતે આપેલું તેમનું વ્યાખ્યાન એનો નમૂનો છે. તેઓ કહે છે: 'આપણે એવા યુગમાં રહીએ છીએ કે જેમાં આપણે ઝડપથી બદલાતી દુનિયાનો સામનો કરવાનો છે. છત્રીશ કરોડની સંખ્યામાં આપણા દેશી ભાઈઓ. એમને ઊંચે લાવવા આપણે પ્રયત્ન કરવો જ જોઈએ. મૂઠીભર ધનિક માણસો ઉપરથી આપણું ભવિષ્ય ભારતની પરીક્ષા કરવાનું નથી. ભારતની સાચી પરીક્ષા તો એની વસ્તીનો મોટો ભાગ કઈ સ્થિતિમાં જીવી રહ્યો છે એના ઉપર જ કરશે.'

### ધનિકતા અને ગરીબી

આના કરતાં વધારે સાચું કથન ભાગ્યે જ કોઈએ ઉચ્ચાર્યું હોય. ગ્રામજનતા કે નગરજનતા! જ્યાં જોઈએ ત્યાં એક પાસ મૂઠીભર ધનિકો અને બીજી પાસ ભયંકર કંગાલિયત જોવામાં આવે જ છે. હવેલી બંગલા થોડા વધ્યા હશે. પરંતુ ઝૂંપડાં અને કૂબા હજી ઘટયાં નથી. અને મોટી મહેલાતોનો ભાસ આપતા મુંબઈના માળાઓની અંદર ગિરદી અને ગરીબી કેટલીયે ખદબદી રહી છે એ જોવા સહજ ડોકિયું કરવું જ બસ થઈ રહેશે. આંકડા તો આપણે ઘણા તારવીએ છીએ. ગરીબી સાચેસાચ કેટલી ઘટી એનો કાંઈ અંદાજ નીકળી શકે એમ છે?

### ગરીબીનો અંદાજ

આ અંદાજ બે રીતે નીકળી શકે: (૧) આપણે આપણા ઘરમાં જ નજર નાખીએ; આપણી આર્થિક સ્થિતિનું અવલોકન કરીએ; (૨) બીજી રીત એ કે બહુ લાંબે ન જતાં આપણે પાડોશીની આર્થિક સ્થિતિ ઉપર નજર નાખીએ. હું મારા ઘરમાં નજર નાખું તો મને દેખાય છે કે આજ મારાથી મારા ઘરનો ખર્ચ નિભાવી શકાતો નથી, જે હું દસ બાર વર્ષ ઉપર નિભાવી શકતો. મારા પડોશી તરફ હું નજર નાખું છું તો તે બિચારો કમ્પોઝીટર એક પ્રેસ બદલી બીજા પ્રેસમાં જાય છે; એકે પ્રેસમાં જતો નથી ત્યારે કાંઈપણ મજૂરીનું કામ માગે છે; અને મજૂરી ન મળે ત્યારે અનાજ કે પૈસા ઉછીના માગવાની પ્રવૃત્તિમાં પડયો હોય છે. મોટા ભાગની જનતાનો આ જ અનુભવ છે. આ હું જ કહું છું એમ નહિ. આ વસ્તુ સાબિત કરવા માટે આંકડાશાસ્ત્રીઓ અને અર્થશાસ્ત્રીઓના મહા ભારે નિવેદનની જરૂર નથી.

### ગરીબીનો ઇલાજ

આ કથન પંડિત નહેરુનું પોતાનું છે. તેઓ સ્પષ્ટ જણાવે છે કે 'આપણા પ્રજાજનોમાં ૮૦ થી ૯૦ ટકા તો પછાત અને ગરીબ છે. એ સર્વને આપણે ઊંચે લાવવા જ જોઈએ.' એ ઊંચે લાવવાનો ઇલાજ પણ પંડિત નહેરુ પોતે જ પોતાના વ્યાખ્યાનમાં બતાવી રહ્યા છે; 'સખ્ત કસી કસીને કામ કરવાનો હવે સમય આવ્યો છે, અને કોઈ પણ જાતની સુંવાળાશ હવે જરાય ચલાવી લેવામાં આવી શકે એમ નથી.' અને તે સમયે તેમની નજર સામે કોટ–નેકટાઈ ધારણ કરેલા ફુલફટાક ફરતાં યુવાનો અને જ્યાં જાય ત્યાં પરિસ્તાન ઊભી કરતી શણગારાયેલી યુવતીઓ આવી હોવી જોઈએ. પંડિત નહેરુનું ભાષણ સાંભળવા સહુ કોઈ જાય; યુવક–યુવતીઓ રૂપાળાં બનીને હારતોરા સાથે જાય; અને નહેરુના

વાક્યે વાક્યે તાળી પાડવા તત્પર રહેલાં હોય એ સ્વભાવિક છે. પરંતુ નહેરુ ઘણીએ વાર આપણને કડવું સત્ય સંભળાવે છે. કોટ-નેકટાઈથી સજ્જ થયેલા યુવાનો અને વસ્ત્રોમાં આગળગીચા ઉપજાવી રહેલી ફૂટડી સ્ત્રીઓને ગરીબીભર્યા ભારતમાં પોતાની સમૃદ્ધિનું પ્રદર્શન કરતાં નિહાળી નહેરુને આ કોટ અને નેકટાઈનું માનસ યાદ આવ્યું. તેમણે એક તાદૃશ્ય વાક્ય તેમને માટે શોધી કાઢયું અને તેમને ઉદ્દેશીને આમ કહ્યું, 'આવા માનસવાળા લોકોને નૂતન હિંદમાં ભાગ્યે કોઈ પણ સ્થાન મળી શકે.'

## ગુજરાતનો વસ્ત્રશોખ

ભાવિ હિંદમા આવા લોકોને સ્થાન મળે અગર ન મળે એ ભાવિ હિંદનો પ્રશ્ન છે. આજના ભારતમાં પંડિત નહેરુની સભામાં તો નિદાન તેમને સ્થાન મળ્યું જ અને તેમના સુઘડ પોશાકો લોકોની આંખ સામે ફેંકવાની તક પણ મળી! પંડિત નહેરુના શબ્દોની તીખાશ ધ્યાન ખેંચે એવી હતી. ગુજરાત આમ તો સામાન્યતઃ સાદું છે. ગુજરાતની સ્ત્રીઓ મોટે ભાગે સુઘડ છે. અતિ ડોળી પોશાક ધીમે ધીમે ઓછો થતો જાય છે, જો કે વચ્ચે વચ્ચે આપણી આંખને ખેંચે—કે ભડકાવે—એવાં મોંઘાં રોનકભર્યાં વસ્ત્રાલંકાર છેક ગુજરાતમાં નથી દેખાતાં એમ ન કહી શકાય. અને જો કે પંડિત નહેરુ અમદાવાદ, વડોદરા કે સૂરત આવે તો તેમણે પંજાબની સ્ત્રીઓ માટે જે ઉદ્ગારો કાઢ્યા તે ઉદ્ગારો કાઢવાનું મન તેમને કોઈ સભામાં ભાગ્યે થાય, છતાં એવો પ્રસંગ ન આવે માટે પંડિત નહેરુએ શું કહ્યું એ યાદ રાખવાને ગુજરાતને તો જરૂર ખરી જ.

## સખ્ત કામ અને ફેશન

એ સભામાં પંડિતજી કહે છે: 'આ દેશમાં લોકો માટે સખ્ત કામ કરવાનું પડયું છે. ખંતપૂર્વક એ કામની વચમાં સહુ કોઈ કૂદી

પડે એમ હું ઇચ્છું છું. પંજાબમાં 'ફૅશન'નો અતિરેક છે. સુખી સ્ત્રીઓને કાંઈ પણ હોય તેમ દેખાતું નથી. અને જ્યારે જોઈએ ત્યારે રેશમી ઠઠારાભર્યાં વસ્ત્રો સાથે તેઓ હાજર હોય છે. આ બરાબર થતું નથી. જે લોકો પોતાના ધનનો દેખાવ કરે છે, એ જ દુનિયામાં ઊંચા અને શક્તિશાળી છે એમ આજ મનાતું નથી. આજે તો એ વ્યક્તિને માન મળે છે જે કામ કરે છે, મહેનત કરે છે, સાદી રીતે જીવે છે, અને ગરીબમાં ગરીબ ઘરની સાથે એકતા અનુભવે છે. પંજાબમાં કેટલાક માણસો બહુ સુખી છે. પરંતુ પંજાબીઓનો મોટો ભાગ હજી તો ગરીબ જ છે.' પંડિતજીને આ વસ્તુ પંજાબમાં વધારે પડતી લાગી હશે. છતાં ધન અને સત્તાનું પ્રદર્શન કરવાનો શોખ તો સર્વ સ્થળે વ્યાપક છે. આગળ બેસવાનો હક્ક ધરાવનાર સર્વ સ્ત્રી-પુરુષોએ પંડિતજીની આ વાણી ગોખી રાખવા સરખી છે.

## પંડિતજીની કેળવણી

કોટ-નેકટાઈવાળા અમલદારો, રેશમી વસ્ત્રોથી શણગારાએલી યુવતીઓ, અને પોતાને સર્વજ્ઞ માનતા યુવાનોને પોતાની આંખ સમક્ષ રાખી પંડિતજીએ કરેલું ઉદ્‌બોધન આગળ વધી પંડિતજીના યૌવન સમયની કેળવણી વિશે પણ કેટલીક સ્પષ્ટતા કરે છે: 'મારી અને મારા સમવયસ્કોની કેળવણી વ્યવહારુ કેળવણી વીસ વર્ષ ઉપરાંત ચાલતી હતી. આ લાંબાં વર્ષોમાં અમારા મહાન નેતા મહાત્મા ગાંધીજીની દોરવણી નીચે ઘણી વસ્તુઓ શીખવા અમે મંથન કરતા. ગાંધીજીને સહુ માટે પ્રેમ હતો એ સાચી વાત; પરંતુ કામની બાબતમાં તો તેઓ કામ લેનાર તરીકે દયાહીન હતા, એમ કહીએ તો ચાલી શકે. ગાંધીજીએ અમને આ પરિશ્રમભર્યા માર્ગમાં કેળવ્યા. રખે કોઈ એમ માને કે આ બધું અમે માત્ર જેલમાં જવાથી જ શીખ્યા. અમે જેલમાં હતા ત્યારે તો પ્રમાણમાં અમને આરામનો

સમય રહેતો. ખરું કામ તો બહાર કરવાનું હતું. અને બહાર નીકળીને અમે રોજ રાત–દિવસ કામે લાગી જતાં. આજનું યૌવન એમ માને છે કે માત્ર સૂત્રોચ્ચાર કરવાથી બધાય પ્રશ્નો ઊકલી ગયા! આમ માનવું સમૂળી મૂર્ખાઈ છે.' યુવાન ડૉક્ટરો, એન્જિનિયરો અને ઊંચી કેળવણી લીધેલા માણસોને શહેર છોડી ગામડાંમાં જઈ ત્યાંના લોકની સેવા કરવાની વૃત્તિ રહેતી નથી. એ વિશે પંડિતજીએ કાઢેલી ઝાટકણી સાંભળવી હવે આપણે મુલતવી રાખીશું.

**ધનપ્રદર્શન**

મિલકતના ખાનગીપણા ઉપર જે સમાજમાં ભાર મુકાતો હોય અને જે કામકાજ કે વ્યવહારમાં નફાનું ધ્યેય ખુલ્લે ખુલ્લું હોય તે સમાજમાં મિલકતનું ઓછાવત્તાપણું સ્પષ્ટ રહેવાનું જ. જૂની દુનિયામાં અને જૂની સંસ્કૃતિમાં જે કાંઈ દોષ હોય તે ખરા. સાથે સાથે ધનના પ્રદર્શન ઉપર કેટકેટલા અંકુશો રહેતા ખરા જેથી ધનવાન અને નિર્ધન વચ્ચેનો ભેદ આજના જેવો ત્યારે લાગતો નહિ. આજે તો એ ભેદ રહ્યા છે, ભેદનાં પ્રદર્શનો વધ્યાં છે, અને એ પ્રદર્શનો અરસપરસ શૂળી જેવાં ભોંકાઈ કેટલાય માનસિક સંઘર્ષો ઉત્પન્ન કરે છે. આજ ચારે બાજુએ અનેક પ્રકારના સંઘર્ષો વધી રહ્યા છે. સંપત્તિનું પ્રદર્શન પણ સંઘર્ષનું એક મુખ્ય કારણ બની રહ્યું છે. કહે છે કે અમેરિકામાં દર ત્રીજા માણસની પાસે 'કાર' હોય છે. એનો અર્થ એટલો જ કે સંપત્તિની કક્ષા સર્વત્ર એટલી ઊંચી આવી છે કે એનું પ્રદર્શન કોઈને ભોંકાતું નથી. પરંતુ આપણે ત્યાં ત્રણસો કે ત્રણ હજાર માણસે પણ એક 'કાર' આપણે દેખાડી શકતા ન હોઈએ ત્યાં સતત સરકતી 'કાર' સારા પ્રમાણમા ઘર્ષણ કરે છે. એ સ્વાભાવિક છે. એવા સંજોગોમાં ગરીબીને ઠોકરે ચઢાવતી, તુચ્છકારતી 'કાર' ગરીબીના છણછણાટને વધારે એમાં નવાઈ નહિ. એ છણછણાટ વધે નહિ, એવું વર્તન 'કાર'ના માલિકે

રાખવું જ ઘટે. નહિ તો સમાજનાં વહેણ કદાચ હિલોળે પણ ચઢે! અને સામાજિક સ્થિરતા સચવાય એને માટે જ નહેરુનો બોધ છે કે:–

**બોધપાઠ**

'ખૂબ ખૂબ કામ કરો. કામ એવું કરો કે સહુની સ્થિતિમાં એક પ્રકારની સમાનતા આવે. ગરીબી ઘટે. વાચાળપણું, સુંવાળાશ અને લાલિત્યના લટકા આજની આપણી પરિસ્થિતિમા જરાય ઉપયોગી નથી.'

['સંદેશ'—શુક્રવાર, તા. ૨૭ મી ઑગસ્ટ ૧૯૫૪]

## નવીન સંસ્કૃતિ અને નોકરશોખ

### પડતી સંસ્કૃતિની લાક્ષણિકતા

આપણી ભારે કમનસીબી છે કે આપણે શારીરિક શ્રમને ઊતરતો ગણી કાઢ્યો છે. એટલું જ નહિ, શ્રમ ઉપર એવી છાપ લગાડી છે કે જાણે એ શૂદ્રોનું જ કાર્ય હોય. જાત, કોમ અને વર્ણના ભેદ ટાળી કાઢવાની આપણે ખૂબ વાતો કરીએ છીએ; છતાં શ્રમનું કાર્ય કરવાનું આવે છે ત્યારે આપણે અંધોળમાં હોઈએ એમ દૂર ખસી જઈએ છીએ અને માત્ર નોકરોને જ એ કામ સોંપી દઈએ છીએ. આપણી મોટાઈ આપણને આપણું જ કામ કરતાં રોકી રહી છે. આપણે ઊઠીને પાણી પી ન શકીએ; આપણા સ્નાન માટે નોકરે જ પાણી લાવવું જોઈએ; આપણાં વસ્ત્ર નોકર કે ધોબી જ ધુએ; આપણી રસોઈ રસોઇયો જ કરે — પત્ની ન કરતી હોય તો; પથારી તો નોકર જ પાથરે — જો કે સૂવાનું આપણે જ હોય; અમલદારો અને મોટા માણસોને નોકરો કપડાં પહેરાવે છે! અરે, એમના બૂટ પણ સાફ કરી દોરી બાંધી આપે છે! નોકરોની પરાધીનતામાં ગૂંચવાઈ ગયેલા આપણે નોકરોના ગુલામો બની રહ્યા છીએ, એનું આપણને ભાન જ રહેતું જ નથી! જે જે સંસ્કૃતિ પડવાની અણી ઉપર હોય તે નોકરો, ગુલામો, દાસ-દાસીઓની ભુલભુલામણીમાં પડી ચૂકેલી હોય છે.

### ગુલામી પ્રથા અને સંસ્કૃતિ વિનાશ

ગ્રીસમાં નાગરિકો કરતાં ગુલામો વધારે થયા. અને ગ્રીસની

રાખવું જ ઘટે. નહિ તો સમાજનાં વહેણ કદાચ દિશોળે પણ ચટે! અને સામાજિક સ્થિરતા સચવાય એને માટે જ નહેરુનો બોધ છે કે :–

બોધપાઠ

'ખૂબ ખૂબ કામ કરો. કામ એવું કરો કે સહુની સ્થિતિમાં એક પ્રકારની સમાનતા આવે. ગરીબી ઘટે. વાચાળપણું, સુંવાળાશ અને લાલિત્યના લટકા આજની આપણી પરિસ્થિતિમા જરાય ઉપયોગી નથી.'

['સંદેશ'—શુક્રવાર, તા. ૨૭ મી ઑગસ્ટ ૧૯૫૪]

સંસ્કૃતિ જમીનદોસ્ત બની ગઈ. રોમમાં બધું ગુલામો જ કરે અને નાગરિકો તો માત્ર વિશિષ્ઠ હક્કો ભોગવતા વિલાસ-મગ્ન કે ખટ-પટની શેતરંજમાં ગુલતાન બનેલા હોય. રોમન સંસ્કૃતિની કબર નોકરોના શોખમાંથી જ ખોદાઈ. પરંતુ એ પરદેશની વાત આપણે જવા દઈએ. આપણે હિંદુઓ અતિ વૈભવી અને વિલાસી બન્યા. એટલે આવડી મોટી હિંદુ પ્રજા મુસ્લિમોના સશક્ત હાથે માર ખાઈ ગઈ. વૈભવ વિલાસનું એક મુખ્ય ચિહ્ન એટલે દાસદાસીઓનાં અવલંબન. મોગલાઈની મોજશોખ વધી એમાં નોકરોનું સ્થાન કેટલું મોટું હતું એનો કોઈએ અભ્યાસ કર્યો છે? ખિદમતગારોનાં ટોળાં એ મોટાઈનું લક્ષણ. કુટુંબના વડીલને ઓળખી કાઢવો હોય તો એને માટે એક જ દૃશ્ય બસ થાય: બે ખિદમતગારોના ખભા ઉપર હાથ મૂકી ચાલતો માનવી એ ધનાઢ્ય વડીલ! મોગલાઈનો નોકર શોખ મરાઠાઓએ મેળવ્યો અને એ કડક બહાદુર સૈનિકો જોતજોતામા પેશ્વાઈ ગુમાવી બેઠા. હિંદુપત પાદશાહીનું સ્વપ્ન એ નોકરોના પરાશ્રયમાં અસ્ત પામ્યું.

### અમેરિકા અને હબસી ગુલામો

પ્રાચીન સંસ્કૃતિનો નાશ ગુલામી પ્રથાએ કર્યો. એ ગુલામી પ્રથા છેક ઓગણીસમી સદીના મધ્ય ભાગ સુધી યુરોપ-અમેરિકામાં જીવંત રહી. આફ્રિકાની કાળી હબસી પ્રજાના ગુલામી વ્યાપાર એ અમેરિકાનું ભયંકર કલંક. જે અમેરિકાને પગલે ચાલવા આપણે મથીએ છીએ, જે અમેરિકાને પૈસે લોકસેવાની કેટકેટલી યોજનાઓ આપણે અપનાવી રાજી થઈએ છીએ, જે અમેરિકાનું શિક્ષણ લઈ આપણે કૃતાર્થ થયા માની વધારે પગાર માગવાની લાયકાત ધરાવતા બની જઈએ છીએ, એ અમેરિકાની આબાદી પાછળનાં બે ભયંકર પાપ આપણે વીસરવાં ન જોઈએ; એક અમેરિકાના રક્ત ઇન્ડીયનોનો નાશ અને બીજું આફ્રિકાની કાળી પ્રજાઓનાં સ્ત્રી-પુરુષોનું ભયં-

ઉપર સર્જાયેલી સાહેબી સંસ્કૃતિ અમલદારી વર્ગમાંથી ઊતરી આવી આપણી પ્રજાને રોગિષ્ઠ બનાવી રહી હતી. એ સંસ્કૃતિ ફરી પાછી સજીવન થઈ નવા સ્વરૂપે આપણી સામે આવીને ઊભી ન રહે એ માટે ઘણી ઘણી સાવચેતી જરૂરી છે. નવી સ્વતંત્રતાએ નવા ભય ઉત્પન્ન કર્યા છે. અમલદારો તો જૂના વહીવટમાં હતા તે નવા વહીવટમાં પણ ઊભા જ રહ્યા છે. અને ઉચ્ચ નોકરીઓનાં પ્રલોભનો યુવાન વિદ્યાર્થીઓ સામે ક્યારનાયે સ્પષ્ટ થઈ ગયા છે; પરંતુ હવે સત્તાપ્રદર્શનની સાથે સાથે ધનપ્રદર્શને પણ અમલદારો સરખો જ નોકરશોખ કેળવવા માંડ્યો છે.

## મોટાઈનું પ્રદર્શન

કોઈપણ પ્રકારના પ્રદર્શનની વૃત્તિમાં હલકાઈનો, અસંસ્કારિકતાનો, ઘમંડનો અંશ રહેલો છે. પોતાની પાસે અમુક વસ્તુ, અમુક ગુણ, અમુક આવડત હોય એનો સમાજના લાભાર્થે ઉપયોગ કરવાને બદલે એને બીજાની સરસાઈમાં, હરીફાઈમાં મૂકી પોતાની શ્રેષ્ઠતાનો દર્શનીય ડુંગર વધારવામાં નથી અંગત માણસાઈ વધતી કે નથી સામાજિક માણસાઈ વધતી. એક સત્તાધીશ હોય, અમલદાર હોય, પ્રધાન હોય છતાં, એની સત્તાના પ્રદર્શન અર્થે એ ચોવીસે કલાક મૂછ ઉપર તાવ દેતો ફરે તો એને જર્મન કૈસરના હાલહવાલ બતાવતું ચિત્ર ભેટ આપવાનું સૌને જરૂર મન થાય—અગર એ મૂછ ઉપર બે લીંબુ અધ્ધર રાખવાની ચિત્રમાળા એના બંગલાની ભીંત ઉપર દોરવાનું જરૂર મન થાય.

## ધનપ્રદર્શનની જૂની પ્રથા

ધનનું પ્રદર્શન જૂના વખતમાં બહુ સંસ્કારી ઢબે થતું. ગામના ધનિકનાં શ્રેષ્ઠી વાહન, ગામના લોકોને જરૂર પડ્યે ઉપયોગમાં આવતાં. શ્રેષ્ઠીનાં ઘરેણાં ગરીબ કુટુંબોને લગ્ન ગાળામાં વાપરવા

જેને નેતા વર્ગ તરીકે ઓળખાવી શકાય. એ નવો નેતા વર્ગ સામાજિક જીવન ઉપર બહુ અનિષ્ઠ અસર ઉપજાવી રહ્યો છે એમ ભય રહે છે. એક પાસ એ અમલદારી સમૂહમાંથી સત્તાને ઝૂંટવી રહ્યો છે અને બીજી પાસ ધનિક વર્ગમાંથી ધન ખેંચવાની પ્રવૃત્તિમાં પડયો છે. આ નવો આદર્શ વર્ગ જેમ બને તેમ ઝડપથી પોતાની જવાબદારી સમજે તો સારું. નવી સર્જાતી જનતા એમાંથી ઘણું શીખવા પ્રયત્ન કરશે, અને કરે છે જ. નવા શિક્ષણમાં એ વર્ગ સાચું નેતૃત્વ શીખવવાને બદલે શોષણની નવી જાતભાત ઊભી કરશે તો રાષ્ટ્રના નૂતન ઘડતરમાં શરૂઆતથી જ લૂણો લાગવા માંડશે. નમ્રતાના, વિવેકના, લાગણીલણી યતાં નમનના એ નેતા પ્રકારમાં ચિત્તા, ચોર કમાનનો નવો દુહો રચવાનો પ્રસંગ ન આવે એવી ચેતવણી આપ્યા વગર ચાલતું નથી.

એ નેતૃત્વના પ્રકારમાં પણ નોકરશોખ વધતો જાય છે, એનું ધ્યાન કોઈને રહ્યું છે ખરું?

## નોકરશોખ એટલે ગુલામી

આપણો નોકરશોખ એ ગુલામીશોખનો જ એક પ્રકાર છે.

એનાં પ્રદર્શનો જેટલાં ઓછાં થાય એટલી આપણી પ્રગતિ વધારે. વિદ્યાર્થીઓનો મહાવર્ગ એ નોકરશોખના દૂષણથી દૂર રહે એટલી વિદ્યાર્થીઓને પ્રાર્થના. નોકરશોખ એ શ્રમનો દુશ્મન છે.

[ 'લોકસત્તા'—ગુરુવાર, તા. ૧૯ જૂન ૧૯૫૨ ]

## ગામડાંને નંદનવન બનાવવાં છે?

એક સમયે વીસેક વર્ષ પહેલાં નવસારીમાં હું નાનો મહાલ-અમલદાર હતો. ગ્રામોદ્ધારની ત્યારે વાતો ખૂબ થતી. ગામડાં ઉપર સરકારનું, નેતાઓનું, દેશભક્તોનું લક્ષ્ય જવું જોઈએ એવો ઉહાપોહ ચારે બાજુએ થવા લાગ્યો. ગાંધીજીની સ્વાતંત્ર્ય લડતમાં ગ્રામોદ્ધારને મુખ્ય સ્થાન હતું. ગુરગાંવમા પણ કલેકટર–કે કમિશનર શ્રી બ્રેઈને ગ્રામોદ્ધારની યોજનાઓ અમલમાં મૂકી. ગુરગાંવને હિંદ પ્રખ્યાત કરવા માંડયું હતું. લોર્ડ લીનલીથગોના પ્રમુખપણા નીચે નિમાયેલા ખેતીવાડી કમિશનના નિવેદનમાં ગ્રામોદ્ધાર ઉપર બહુ ભાર મૂકવામાં આવ્યો હતો. મિશનરીઓએ કરેલા ગ્રામોદ્ધારના પ્રયત્નો તો તેમના ધર્મપ્રચારના એક વિભાગ તરીકે ચાલ્યા કરતા હતા. ખાદી ઉપર ખૂબ ભાર મુકાતો હતો અને ઉન્નતિ ચિત્રમાં ગામડાંને અગ્રસ્થાન અપાતું હતું. ડૉ. હેમનું માર્તંડમનું ગ્રામોદ્ધાર કેન્દ્ર આદર્શ ગણાતું. અને એ ઢબે કોસંબામાં કેન્દ્રસ્થાન વડોદરા રાજ્યે ખોલ્યું હતું.

### અમલદારી સ્વપ્ન

અમલદારોનું સ્થાન ત્યારે હલકું પડતું જતું હતું. લોકો સરકારી તંત્રની ભૂલ શોધવા માટે સતત તૈયાર રહેતા અને ઉપરી અમલદારો હાથે નીચેના અમલદારો ઉપર દોષ ઢોળવા સતત ઉત્સુક રહેતા. આજની માફક દોષનો ટોપલો માથે લેઈ ધાર્યું કરનાર મંત્રી-મંડળ ત્યારે શકય ન હતું. — જો કે હજી પણ અમલદારોને હોમવાની

વૃત્તિ બહુ ઓછી થઈ નહિ હોય. સમયના પ્રવાહો અમલદાર ઉપર પણ અસર કરી જાય ખરા. હું હતો તો વડોદરા રાજ્યનો નોકર. છતાં ગાંધીવાદે મને ઘણો આકર્ષ્યો હતો. આજ પણ જેને હું ગાંધીવાદ કહું છું એ જ વાદ મને આકર્ષી રહ્યો છે. એ દૃષ્ટિએ ગામડાંનું મહત્ત્વ નિહાળી મને પણ એક યોજનાનું સ્વપ્ન આવ્યું. મારા હાથમાં નાની સરખી સત્તા હતી અને એ સત્તાને અંગે લોક ઉપર આછી પાતળી શેહ પણ હતી – જેને સદ્ભાવમાં ફેરવી નાખી, એ સ્વપ્નસ્થ યોજનાને મેં મારા તાલુકાનાં સાઠેક ગામના આગેવાનો સમક્ષ મૂકી એ યોજનાને પ્રજાકીય બનાવી દીધી. લોકોની નાની મોટી જરૂરિયાતો તો ઘણી જ હોય. સરકાર અને પંચાયત એ બે જ વ્યવસ્થિત માર્ગ – જે દ્વારા કોઈ પણ ગામનું કામ થાય. મને લાગ્યું કે પ્રત્યેક ગામની જરૂરિયાતોની યાદી જો તે ગામ કરી લે, અંગમહેનત – શ્રમનો ઉપયોગ કરે, એ શ્રમમાં નાનાં મોટા સૌ પોતાનો ફાળો આપે અને જરૂરી કામ હાથે જ બનાવી લે. પછી એમાં સરકાર કે પંચાયતને જે સહાય આપવી હોય તે આપે, તો જ ગામની જરૂરિયાત પૂરી પડે.

### શ્રમયોજના

લોકોને એ યોજના પસંદ પડી. વર્ષમાં સાતથી પંદર દિવસ તાલુકાના બધાંય ગામ એકસામટાં એ શ્રમયજ્ઞ કરે અને પોતાની જરૂરિયાતો ઉપરાંત ગામની સ્વચ્છતા, ગ્રામ શૃંગાર, અને કલામય, રાસ–ગરબા–ભજન, રમતગમતની યોજના કરી આખા શ્રમને ઉત્સવનું સ્વરૂપ આપે. ઘેર ઘેર અને શેરીએ શેરીએ દીવા થાય. અને પ્રભાતથી સાંઝે ગામમાં આંગણે સાથિયા પુરાય. આમ એક પાસ શ્રમની સાથે ગ્રામકલા પણ વ્યક્ત થતી. શ્રમમાં આખું ગામ ભાગ લે. રસ્તા દુરસ્ત કરે, નવા બનાવે, પહોળા કરે, પાણી માર્ગ વ્યવસ્થિત કરે, વાડો વધી ગઈ હોય તે કાપી નાખે, કાદવ વાળી જગ્યાઓમાં

પુરાણ કરે, એક ફળિયામાંથી બીજા ફળિયામાં જવાની મુશ્કેલી હોય તે દૂર કરે, મોટા વહેળા ઉપર લાકડી-પૂલ બનાવે, એક ગામથી બીજે ગામ જવાના રસ્તાઓ ઉપર મુસ્કેલીઓ હોય તે બધાય મળી દૂર કરે, ગાડાં કાઢે, રેતી કાંકરી નાખી રસ્તા મજબૂત બનાવે, ઘર સાફસૂફ રાખે કૂવા પાસેની ગંદકી સદંતર દૂર કરે, કૂવાની ગરગડીઓ નવી કરાવે અને કૂવા-હવાડા સાફ કરાવી દુરસ્તી પણ કરાવી લે. તળાવ ઠીક બને, તળાવની પાળ પણ ઠીક બને અને પાણીનાં ગરનાળાં પણ રચાય. ખરીઆરો બંધાય. રસ્તાની નાથ રચાય. મારી એક બીજી વિનતિ પણ લોકોએ સ્વીકારી લીધી. એ પંદર દિવસમાં કોઈએ વ્યસન ન કરવું, ઝગડવું નહિ, કોર્ટ જવું નહિ અને અરજીઓ કોઈની વિરુદ્ધ કરવી નહિ. મારી એ ચારે વિનતિ ફળીભૂત થતી એમ તો હું ન જ કહું. વ્યસનીએ વ્યસન કર્યું પણ હશે. પરંતુ તે શરમાઈને—મર્યાદામાં રહીને—બીતે બીતે. ઝઘડા પણ કદાચ થયા હોય, પરંતુ એ દિવસોમા મારી કચેરીએ ભાગ્યે નામ જોગ કે નનામી અરજી આવતી. શિક્ષકો શાળાને શણગારતા, પુસ્તકાલયોને શોભ-વતા, વ્યાખ્યાનો આપતા અને વિદ્યાર્થીઓના રમતગમતના મેળાવડા કરતા. વિરોધીઓ પણ ભેગા થઈ જાય એવું આ શ્રમકાર્ય બની રહ્યું. એક પક્ષને એમ લાગે કે અમુક ગામાત કામ કરવા સરખું છે; બીજા પક્ષને લાગે કે બીજું કામ હાથમાં લેવા જેવું છે. ગામના આગેવાનો ઝગડો પતાવવા બંને પક્ષનાં કામ હાથમાં લઈ પૂરાં કરતાં. તાલુકામાં બે કેન્દ્રોમાં નાનકડાં પ્રદર્શન ગોઠવાતાં, જેમાં સ્થાનિક વસ્તુઓ ઉપરાંત રાજ્યના પુસ્તકાલય, આરોગ્યરક્ષણ, સહકાર્ય તથા ખેતીવાડી સરખાં ખાતાં દર્શનીય વસ્તુઓ મોકલી પ્રદર્શનને ઉપયોગી બનાવતાં, સીનેમા અને મેજિક લેન્ટર્ન દ્વારા આનંદ અને શિક્ષણનું કાર્ય એ કેન્દ્રોમાં નિત્ય થતું, જે નિહાળવા આસપાસથી સેંકડો સ્ત્રીપુરુષો આવતાં. શ્રી ગમપ્રસાદ ભટ્ટ નામના સેવાભાવી શિક્ષકે બ્રૉયરકાઉટ દ્વારા નાટકો પણ ભજવાવ્યાં હતાં.

### ઉપરી–આગેવાનોની સહાનુભૂતિ

સંતત ત્રણ વર્ષ હું આ કામ કરી–કરાવી શક્યો ત્યારા ઉપરી સંસ્થાઓમાં શ્રી નાડકર્ણી હતા. સદ્‌ગત શ્રી ભદ્રસિંહરાવ હતા અને ડૉ. પવાર પણ ઘણું કરીને હતા. સરસૂબામાં શ્રી મણિલાલ નાણાવટી. પ્રાન્ત પંચાયતના એન્જિનિયર તરીકે શ્રી વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ સરખા ભાવનાશીલ સંસ્કારી અને છતાં અત્યંત વ્યવહારુ ગૃહસ્થનો મને એવો સરસ સાથ મળી ગયો કે મારું અને એમનું કામ એક જ બની ગયું. શ્રી દીનશાહ દાબુ, સદ્‌ગત શ્રી કનૈયાલાલ મજમુદાર તથા શ્રી દ્વારકાનાથ શેઠજી સરખા નવસારી શહેરના અગ્રણીઓને મને સહાનુભૂતિ મળી હતી — જો કે પ્રજામંડળના નવસારીના જાણીતા અગ્રણીઓ એમાં સાથ આપતા ન હતા, કારણ કે આ શ્રમકાર્ય સરકારના એક અમલદારની યોજના અનુસાર થતું હતું ! સદ્‌ભાગ્યે કોઈનો વિરોધ ન હતો.

### મિજબાની અને ફૂલહાર

આવા પ્રસંગો ઘણીવાર જયાફતો અને મિજબાનીઓની હારમાળા બની રહે છે, એ સાચું. જનતા ત્યારે આજના સરખી મહેમાનગીરીમાં ઘેલી બની ગઈ ન હતી. છતાં અમારા સૂબા શ્રી ભદ્રસિંહરાવે એવો કડક સંયમ રાખ્યો અને રખાવ્યો કે ફૂલહાર નિરર્થક બની ગયાં અને મિજબાની કે નાસ્તાનું નામ કોઈ લેઈ શકતું નહિ. આ અમલદારોનાં નામ લેવાનું કારણ એટલું જ કે તેમણે મારા કાર્યમાં કશું જ વિઘ્ન નાખ્યું નહિ. જો તેઓ ધારત તો નાખી શકત. હાથ નીચેના માણસોને પ્રતિષ્ઠા મળે એમાં ઘણા ય ઉપરી-અધિકારીઓ નારાજ બની જાય છે, એ ત્યારે અને આજ પણ સર્વાનુભવની વાત ગણાય. સુવડીવટનું એક મુખ્ય લક્ષણ એ

કે ઉપરી હાથ નીચેના માણસને ઓળખે, એનાં સુલક્ષણોને આગળ કરે, એના કામની કદર કરી એની પ્રતિષ્ઠામાં જ પોતાની પ્રતિષ્ઠા નિહાળે અને એની પાસેથી સારામાં સારું કામ લઈ તેને પોતાનો વફાદાર મિત્ર અને આપ્ત બનાવી દે. મારા ઉપરીઓને મારા કામમાં વાંધો લેવો હોત તો તેઓ જરૂર લઈ શકત; પરંતુ ગ્રામપંચાયતોને જીવંત અને બળવાન બનાવવાનો રાજ્યનો આદર્શ અને ઉપરીઓની ઉદારતા મારા માર્ગને સરળ બનાવી શક્યાં.

### પરિણામ

આ શ્રમકાર્યક્રમને મેં પંચાયત સપ્તાહનું નામ આપ્યું હતું. આમ તો સાત દિવસનો જ કાર્યક્રમ ગણાય, પરંતુ જનતાને આ કાર્યમાં એટલો બધો રસ ઉત્પન્ન થયો કે સપ્તાહની પહેલાંના પંદર દિવસ કે મહિનાથી શ્રમનાં કામ તે કરે, અને જો કામ અધૂરાં હોય કે નવાં નીકળે તો સપ્તાહ પછી પણ પંદર દિવસ પોતાનાં કામ ચાલુ રાખે. અનાવિલ દેસાઈઓ, પટેલો, કોળી અને મુસલમાનોને ખભેખભો મિલાવી સડક દુરસ્ત કરતા, નદીનાળામાંથી રેતી કાંકરીનાં ગાડાં ભરી લાવતા અગર ગ્રામ-વનસ્પતીમાંથી આખા ગામને આપણે કલ્પી ન શકીએ એવો સુંદર શણગાર સર્જાવતા નિહાળવા એ મારા અમલદારી જીવનનું એક ઉત્તમ દૃશ્ય ગણાય —જે હજી મારા સ્મરણમાં રમી રહ્યું છે. સીમળ ગામમાં પાટીદારો —કે રજપૂતો અને ડાલકી ગામમાં મુસ્લિમ ખેડૂતો. બંને ગામની સીમ વચ્ચે રસ્તો આવ્યો હતો. એ રસ્તો ઘણો સાંકડો. છતાં આ શ્રમયજ્ઞમાં હિંદુઓએ અને મુસલમાનોએ મળીને રસ્તો પહોળો કરવા પોતાની મેળે જમીન છોડી દઈ જે રસ્તો બનાવ્યો હતો એ કાર્ય અને એ કાર્યની પાછળ બંને ઉદાર નાગરિકત્વ એ બંને મારા હૃદયમાં કાયમી સ્થાન પામી ગયાં છે. જમીન ટુકડા માટે લોહી રેડનાર અને ખુવાર થનાર કહેવાતા ખેડૂત સાર્વજનિક રસ્તા

માટે પોતાની મેળે, કોર્ટના હુકમ વગર, રાજીખુશીથી જમીન મૂકી દેવાનો સંતોષ લે એમાં ખેડૂતોની માણસાઈનો પરમ વિજય ગણાય. હિંદુ-મુસલમાન ભેગા ન થઈ શકે એવું માનનારને આજે પણ એ રસ્તો જોઈ આવવા મારી વિનંતી છે.

['લોકસત્તા'—ગુરુવાર, તા. ૫ મી જૂન ૧૯૫૨]

## શ્રમનું કેળવણીમાં સ્થાન

### કેળવણી અંગે અનેકવિધ વિચારો

કેળવણી વિષે આપણે ત્યાં ખૂબ વિચારો થયા. ખૂબ લખાણો થયાં, ખૂબ કમિશનો બેઠાં, અનેક નિવેદનો બહાર પડયાં, અને અનેક પ્રશ્નોની ચર્ચા થઈ; પરંતુ હજી કેળવણીનો પ્રશ્ન થાળે પડયો નથી. કોઈ કહેશે કે યાંત્રિક કેળવણી ઉપર ભાર મૂકો અને કોઈ કહેશે વ્યાપારી કેળવણી ઉપર. કોઈ કહે છે કે સાંસ્કારિક કેળવણીની છાપ વગર ન જ ચાલે, જ્યારે કોઈ કહે છે કે બીજું બધું ફગોટી દઈ, વિજ્ઞાનના શિક્ષણની જ પ્રતિષ્ઠા વધારો. બાલ કેળવણી ઉપર ભાર મૂકો, માધ્યમિક કેળવણી ઉપર ભાર મૂકો કે ઉચ્ચ કેળવણી ઉપર! એ વળી જુદો જ જંગ ચાલે છે. અને દેશી-પ્રાંતીય ભાષામાં કેળવણી આપવી, હિંદી રાષ્ટ્રભાષામાં કેળવણી આપવી કે લગભગ આંતરરાષ્ટ્રીય બનેલી અંગ્રેજી ભાષામાં કેળવણી આપવી, એ પ્રશ્નના વાદવિવાદમાં ખભા ઠોકી લડવૈયાઓ મેદાને પડે છે. મહાવિદ્વાનો કોઈ પણ બાબતમાં એકમત થાય તો તેમને મહાવિદ્વાન કહેવાય જ શી રીતે! આપણે ત્યાંની અતિ વિદ્વત્તા પણ એક માનસિક રોગ બની ગઈ છે. સામાન્ય સમજવાળો માનવી જે પ્રશ્નનો તોડ જોતજોતામાં લાવી શકે તે પ્રશ્ન વિદ્વત્તાના ઘટીપડ ગળે લટકાવી મહાવિદ્વાનો એટલો ગૂંચવી નાખે છે કે તેનો નિકાલ જ આવતો નથી. આ અતિ ચર્ચાનો ભોગ શારીરિક કેળવણી થઈ પડે છે— બીજા અનેક બલિઓને ગણત્રાતું બાજુ ઉપર મૂકી દઈએ તો પણ.

## શરીર અને શ્રમનું કેળવણીમાં સ્થાન

આપણી આખી કેળવણીમાં શરીરનું સ્થાન કયાં આવ્યું. એ આખો પ્રશ્ન જ વિસરાઈ ગયો હોય એમ મને લાગે છે. નિવેદનોના ગ્રંથોમાં એક-બે ફકરા, એકાદ પ્રકરણ કે જ્યાં અનુકૂળ પડે ત્યાં એકાદ બે સૂચનો દરકાર વગર ફેંકી શારીરિક કેળવણીના પ્રશ્નનો ઉકેલ કર્યાનો સંતોષ લેતા આ મહાન કેળવણીકારો હજી નક્કી કરી શક્યા નથી કે વિદ્યાર્થીના વ્યક્તિત્વને પાયે બેઠેલો દેહ અને દેહ-રૂપી પાયાની કેળવણીનું સ્થાન આખી કેળવણીમાં કયે સ્થાને છે? જેને આદ્ય મહત્ત્વ આપવું જોઈએ, એ દેહનો પ્રશ્ન બાજુએ રહી જાય છે અને આ અતિ વિદ્વાનો કેળવણી વિષયક લહેકા કર્યે જાય છે, પોતપોતાની ધૂનનાં ગીતો ગાયે જાય છે, યોજનાઓના ગંજીફા-મહેલો રચ્યા કરે છે અને બે પાંચ વર્ષે વળી પાછા મહાન નિષ્ણાતોનાં કમિશનો નિમાઈ, નવા ગંજીફાના મહેલ રચાય છે અને જૂના મહેલો તોડી પડાય છે. આમ નિષ્ણાતો, શિક્ષકો અને શિષ્યો વચ્ચે અથડાતી કેળવણી પ્રત્યેક નિવેદને એકએક ઘા ખમી પાંગળી બનતી ચાલી આવે છે અને એમાં વિદ્યાર્થીઓનો દેહ ધક્કે ચડાવવા યોગ્ય અડચણ બની રહે છે. શારીરિક કેળવણી વિષે મુંબઈ સરકારે એક વખતે નીમેલી ગુણે સમિતિનાં નિવેદનોને કોઈ યાદ કરે છે ખરું ? અનાજ-ખુરશી ઉપરથી કેળવણી-ખુરશી ઉપર કૂદકો મારી આવેલા આપણા મુંબઈ રાજ્ય પ્રધાન શ્રી દિનકરરાયજી પોતાના કચેરીના કબૂતરખાના ખંખેરતાં ગુણે સમિતિનાં નિવેદનોને હાથ લગાડશે ખરા ?

['લોકસત્તા'—તા. ૨૨-૫-૧૯૫૨]

## શ્રમનું કાવ્ય

### ડભકાનું શ્રમશિબિર

તારીખ ૧૮-૫-'૫૨ ના રોજ ડભકામાં યોજાયેલા વિદ્યાર્થી સંઘ સંચાલિત શ્રમશિબિરની મુલાકાતનો લાભ મને મળ્યો હતો. લગભગ દોઢસો જેટલા વિદ્યાર્થીઓ એ શ્રમશિબિરમાં કામ કરે છે, જેમાં ચારેક વિદ્યાર્થિનીઓ પણ છે. ગુજરાતના જાણીતા યુવાન સાહિત્યકાર શ્રી પુષ્કર ચંદરવાકર એ શિબિરના અધિપતિ છે. એમ.એ.થી માંડી કૉલેજના પ્રથમ વર્ગમાં ભણતા વિદ્યાર્થીઓ આ શ્રમશિબિરમાં કામ કરી રહ્યા છે. એમાં હિંદુઓ પણ છે અને મુસલમાનો પણ છે. બ્રાહ્મણ-વાણિયા પણ છે, રાની પરજના વિદ્યાર્થીઓ પણ છે અને હરિજનો છે. બધા જ સહશ્રમ કરે છે, સહજીવન ગાળે છે, સમૂહ રમતો રમે છે અને સામુદાયિક રંજન કાર્યક્રમો ગોઠવે છે, જેમા શ્રમ મધ્યબિંદુએ છે અને શ્રમની આસપાસ આખા સમૂહ જીવનનું વર્તુલ રચાય છે. અને શ્રમ એટલે સ્વાશ્રય, અંગ શ્રમ, બીજાઓની પાસેથી લેવાનું કામ કે મજૂરી નહિ. વહેલા પ્રભાતથી રાતના દસ સુધી આખો કાર્યક્રમ ચાલે છે અને શિબિર પોતાના જણાવ્યા મુજબ આ દોઢસો વિદ્યાર્થીઓમાંથી હજી સુધી એક ક્ષુલ્લક તકરાર કરતાં બીજી કોઈ વધારે તકરાર આવી પણ નથી. સવારના ૭ સાડા ૭ વાગ્યાથી અગિયાર વાગતાં સુધી ગામ બહાર આવેલા કોતરમાંથી એક-દોઢ માઇલ જેટલો રસ્તો વિદ્યાર્થીઓ કરી રહ્યાં છે અને વ્યવસ્થિત ટુકડીઓ દ્વારા એ રસ્તાનું ખોદકામ અને બાંધકામ થયે જાય છે. એ રસ્તો આજ તો

એવો બની ગયો છે કે જેના ઉપર થઈને મારા સરખા એક નિવૃત્તિ ભોગવતા માણસ અને મુંબઈ પ્રાંતની ધારાસભામાં ધારા ઘડતા શ્રી કે. કે. શાહની મોટરકાર આખા રસ્તા ઉપર સલામત ફરીને પણ આવી શકી. વિદ્યાર્થીઓએ પોતાના શ્રમથી બનાવેલા સુંદર રસ્તા ઉપર અમારી કાર ફરતી હતી ત્યારે મને પોતાને અત્યંત શરમ લાગતી હતી. સક્રીય કાર્ય કરનાર વિદ્યાર્થીઓએ પોતાને પરસેવે બનાવેલા રસ્તા ઉપર અમને—માત્ર હાથ અને જીભ હલાવનારને કારમાં ફરવાનો અધિકાર હોય ખરો ? શ્રી કે. કે. શાહે અને મેં વિદ્યાર્થીઓને બોધ પણ આપ્યો. બીજા પણ ઘણા વિદ્વાનો અને કાર્યકર્તાઓએ બોધ આપ્યો હશે અને હજી બોધ આપશે. બોધ આપતે આપતે મને વારંવાર પ્રશ્ન ઊભો થતો હતો કે સાચો બોધ અમે વિદ્યાર્થીઓને આપીએ છીએ ? કે વિદ્યાર્થીઓ અમને સાચો બોધ આપે છે ?

**શ્રમનું કાવ્ય**

ખરેખર વિદ્યાર્થીઓનું કાર્ય મને અત્યંત યશસ્વી લાગ્યું. પાવડા, ત્રિકમ, કોદાળા, સાંગ અને ટોપલા સાથે પોતપોતાની ટુકડીઓમાં વહેંચાઈ ગયેલા વિદ્યાર્થીઓ ખોદવાનું, માટી ખસેડવાનું, માટી ઉપાડવાનું અને રસ્તો સરખો કરવાનું કામ કરી રહ્યાં હતાં. તે આખું કાર્ય કોઈપણ કલાકારને શોભા આપે તેવું હતું. વિદ્યાર્થીઓનો મોટો ભાગ તો મને દુર્બળ દેહવાળો લાગ્યો. જોકે બે ત્રણ અખાડો સેવતા વિદ્યાર્થીઓ તેમના સુદૃઢ સ્નાયુઓથી આગળ તરી આવતા હતા. એમાં અમલદારોના પણ છોકરા હતા, સામાન્ય માનવીઓના પણ છોકરા હતા, કૃષિકારોનાં બાળકો તો તેમાં હોય. મને કહેવામાં આવ્યું કે એમાં પ્રોફેસરોના છોકરાઓ ન હતા, અને કુબેર ભંડારીઓના છોકરાઓ ન હતા. એમની શીતળ ટેકરીઓ અને ખસવાળા પડદા એમને મુબારક હો ! મને

તો આ સ્થળે શ્રમની એક સુંદર કાવ્ય રચના થતી દેખાઈ. એક મોટા મહી નદીના કોતરમાં પગદંડી માર્ગ માત્ર હતો. આ કોતરને માપ્રેલ, દોઢ માઈલ સુધી આ દોઢસો વિદ્યાર્થીઓએ તોડ્યું. દસ બાર માણસો એકસહ સાથે ચાલી શકે એવી સપાટ ભૂમિ ત્યાં એ વિદ્યાર્થીઓએ રચી. અનુક્રમે ઢોળાવો બનાવ્યા. અને વરસાદનાં પાણી વહી જવા માટે રસ્તાની બાજુએ ખાઈ પણ બનાવી દીધી. જિંદગીભર મજૂરી કરી ચૂકેલા મજૂર જેવી જ સફાઈથી અને કળથી ત્રિકમ ઉપાડી રહેલા વિદ્યાર્થીને જોતાં મને લાગ્યું કે એ વિદ્યાર્થી ત્રિકમ વડે ભારતના ભાવીની એક ચમકતી કવિતા લખી રહ્યો છે. ચિત્રકારો પનિહારીઓનાં ચિત્ર કાઢે છે, વલોવતી સ્ત્રીઓનાં ચિત્ર કાઢે છે, ભાતવાડીઓનાં કપડાંઓમાં રંગ પૂરે છે અને રાસની રમઝટ રેખાઓમાં લાવી મૂકે છે. ચિત્રકારો હવે આવી શિબિરોમાં જતા થાય તો તેમને વિષય અને રંગરેખા બંનેની સારી ફેરબદલી થાય. ખોદકામ કરતાં વિદ્યાર્થીઓને ન ઓળખનાર કદી એમ કહે નહિ કે એ કામ કરનાર વિદ્યાર્થીઓ મજૂર વર્ગના ન હતા. એમાંનો એક દુર્બળ દેહવાળો વિદ્યાર્થી ખાઈના એક ભાગમાં મેં સૂતેલો જોયો ત્યારે તો મને આખો સમૂહ શ્રમજીવીઓનો જ દેખાયો. બાર આને, દસ આને અને રૂપિયે રોજ પ્રમાણે જીવતાં શ્રમજીવીઓ કરતાં આ વિદ્યાર્થીઓ જરાય જુદા પડતા ન હતા, અને શ્રમજીવીઓ સાથેની એકતાનું મહા પુણ્ય કરતાં હતાં. એ શિબિરમાં એક સરસ ચિત્રકાર ભાઈ પણ છે. એ ભાઈ પોતાના પંદર વીસ દિવસના અનુભવની એક ચિત્રમાળા આપણને આપે એવી હું એક આગ્રહભરી વિનંતી કરું છું. કેળવણી અને શ્રમ કેમ એક થઈ શકે છે તેનો પરચો મને ડભકા શ્રમશિબિરમાં દેખાયો. ભાષણો આપવાં અને વિદ્યાર્થીઓને બોધ આપવા આવતાં મહાનુભાવોના હાથમાં એક એક પાવડો અને કોદાળી આપી બબ્બે ઘનફૂટ જેટલો જ રસ્તો તેમની પાસે કરાવવામાં આવે તો બીજે વર્ષે તેઓ બોધપાઠ આપવા પધારે

કે કેમ એ પ્રશ્ન વિચારવા સરખો છે. નાહક માથે પડતાં ભાષણ-ખોરોને બદલે કામ કરી બતાવનારને બોલાવી મૂંગા મૂંગા રસ્તા ઉપર મોકલી દેવા એ જ વધારે ઇષ્ટ છે.

કેળવણી અને શ્રમ વિષે આ શિબિરે ઉપજાવેલા કેટલાક વિચારો હજી રજૂ કરવાની મને ઇચ્છા રહે છે. ડભકા શ્રમશિબિર એ આપણા યુવાનોની યશગાથા છે.

['લોકસત્તા'—ગુરુવાર, તા. ૨૨ મે ૧૯૫૨]

## આજનું ભારત અનેકવિધ સ્વપ્ન માગે છે.

ડબકાનો વિદ્યાર્થી-શ્રમયજ્ઞ કેટલાક વિચારો પ્રેરી રહ્યો છે. કદાચ એ વિચારો તરંગ સરખા લાગે, મૃગજળ સરખા લાગે, સ્વપ્ન લાગે. પરંતુ માનવીના કંઈક તરંગો સફળ થયા છે, કેટલાય ઝાંઝવાનાં નીર ફૂટી નીકળ્યાં છે, કેટકેટલાં સ્વપ્ન સત્ય બની આપણી સામે આવી પ્રત્યક્ષ ઊભાં રહ્યાં છે. સહરાના રણમાં લીલોતરી નમૂના તરીકે ઊપજી છે ખરી. સુએઝનો ભૂમિ વિભાગ નહેરમાં ફેરવાયો ન હતો ત્યારે હજારો ગાઉની નિરર્થક દરિયાઈ મુસાફરી પૂર્વ-પશ્ચિમ વચ્ચે કરવી પડતી. એ ભૂમિ વિભાગને નહેરમાં પલટાવી ત્યાં દરિયાનાં પાણી વહેતાં મુકાયાં અને પૂર્વ-પશ્ચિમ વધારે નજીક આવી રહ્યાં. આ સાચા બનેલા સ્વપ્નને સો કરતાં બહુ વધારે વર્ષો થયાં નથી.

### વિમાનનું સ્વપ્ન

વિમાનની કલ્પના તો સદીઓથી આપણને હતી. રામાયણ-મહાભારતના પુષ્પક સરખાં વિમાન પ્રાચીન કાળમા સત્ય હશે કે કેમ એ શંકા છે. સત્ય હોય ન હોય, આપણે તે ખોઈ નાખ્યાં હતાં, એ પાછાં વીસમી સદીએ સજીવન કર્યાં છે. અને આપણે વિમાનોમાં ઊડી શકીએ એ સ્વપ્ન વીસમી સદીએ સત્ય બનાવ્યું છે. યુદ્ધવિમાનો, વ્યાપારી વિમાનો, ભારદારી વિમાનો, મોજશોખનાં વિમાનો આપણી પાસે છે. વિમાનોમાં હાથીઓને ઉપાડી લઈ જવાય છે...અને હવે એવાં વિમાનનાં સ્વપ્નાં આવે છે કે જે ગ્રહોમા પણ આપણને મુસાફરી કરાવી શકશે. વીસમી સદીનું એક સ્વપ્ન એકવીસમી સદીમાં

ફળે પણ ખરું……આપણામાં ડહાપણ હોય તો !

### 'પનામાની નહેરનું' સિદ્ધ સ્વપ્ન

ઉત્તર અને દક્ષિણ અમેરિકાને જોડની ભૂમિનું નામ પનામા. આજની ૨૦ મી સદીએ એ જમીન ખોદી નાખી અને પેસીફીક-એટલેન્ટિક મહાસાગરોના મહા જલને ફેલાવાનો માર્ગ કરી આપ્યો. વહાણોને દક્ષિણ અમેરિકાની પ્રદક્ષિણા કરવી પડતી હતી. એ હજારો ગાઉનો ફેરો મટી ગયો અને અવરજવર નજીકનાં બની ગયાં. વીસમી સદીનું એ સત્ય ઓગણીસમી સદીમાં સ્વપ્ન હતું.

### આપણી શ્રવણ સિદ્ધિ

આપણે યોગની સિદ્ધિઓ વિશે વાંચતા હતા, સાંભળતા હતા, માનતા હતા, અગર ન માની હસી કાઢતાં હતા. યોગ દ્વારા માનવીનું માનસ ફાવે ત્યાં જુએ, ફાવે ત્યાં જાય, એ બધું સાચું હશે કે કેમ એની ભલે આપણે શંકા કરીએ, છતાં આજ એક ચાંપ ફેરવતાં બરાબર ઇંગ્લેંડ, અમેરિકા કે રશિયા-ચીનમાં બોલતા માણસને તાત્કાળ સાંભળી શકીએ છીએ. પંડિત જવાહરલાલ નહેરુ દિલ્હીમાં બોલતા હોય તો પણ આપણે વડોદરામાં બેઠા બેઠા એમની વાણી સાંભળીએ છીએ…તે જ ક્ષણે જરૂર હોય અને રાજકીય બંધનો નડનાં ન હોય તો પૃથ્વીને ખૂણે ખૂણે આપણો અવાજ સંભળાય અને પૃથ્વીના ખૂણે ખૂણાને આપણે સાંભળી શકીએ—જો કે બધાને સાંભળવાની સિદ્ધિ લાંબો વખત ગમે એવી નથી !

### માનવદર્શનના વધી ગયેલા સીમાડા

માત્ર સાંભળવાની જ આપણે વાત કરી. વાયરલેસ, રેડિયો, ટેલિફોન એનાં સાક્ષી. પરંતુ હવે ટેલિવીઝન દ્વારા પૃથ્વી ઉપર બનતો ગમે તે પ્રસંગ નિહાળવાની આપણામાં શક્તિ આવી ગઈ છે. હજી ટેલિવીઝન ભારતમાં બરાબર આવ્યું નથી. છતાં એ આવવાના

ક્રમમાં જ છે. આપણે સ્વપ્ને પણ ભાગ્યે જ ધાર્યું હોય કે અમેરિકાનો પ્રેસીડેન્ટ બોલે તે આપણે ઘેર બેઠાં સાંભળી લઈએ. છતાં એ શક્ય બન્યું છે. ચીનનો પ્રેસીડેન્ટ આ ક્ષણે શું કરી રહ્યા છે એ નિહાળવાની શક્તિ આપણામાં આવી જ ગઈ છે. વિશ્વશ્રવણ અને વિશ્વદર્શનની ઘણી ભારે સિદ્ધિ આપણે મેળવી, પરંતુ હજી એ શક્તિ પૃથ્વીમર્યાદિત છે. પૃથ્વીની પાર આપણે હજી જોઈ-સાંભળી શકતા નથી. બધું જ દેખાયા કરે એવી શક્તિ ઘણીવાર આફત-રૂપ નીવડે, છતાં આપણું સ્વપ્ન સત્ય બન્યું છે.

જાસૂસી

આપણા જ દુશ્મને અગર મિત્રે આપણે માટે કયા શબ્દો કેવી ઢબે વાપર્યા એ પ્રત્યક્ષ સાંભળવું છે?...આપણી હાજરી ન હોય તે વખતે કોણ શું બોલ્યું એની નોંધ લઈ રાખનાર યંત્ર જોવું હોય તો પોરટલ પ્રદર્શનના એન્જિનિયરિંગ વિભાગમાં આજે જ જઈને ખાતરી કરવી. હીટલર અને સ્ટેલીનના મહેલોમાં આવા યંત્રો સતત કામ કરતાં જ રહેતાં એમ કહેવાય છે, જેથી તેમના મહેલમાં ઉચ્ચારાયેલો પ્રત્યેક શબ્દ તેઓ ધારે ત્યારે સાંભળી શકે! જાસૂસોની ગરજ સારતા આ યંત્રો અનેક ગુપ્ત વાણીપ્રયોગને પ્રત્યક્ષ કરે છે. એ વાણીશ્રવણયંત્રની સાક્ષી ઉપરથી કંઈક રાજદ્વારી કાવતરાં પકડાયાં અને કૈંક મિત્રો દુશ્મન મનાઈ ફાંસીએ ચઢ્યા! કદી ન મનાય એવી કરામત આજ શક્ય બની છે.

સ્વરાજ્યનું સ્વપ્ન અને સિદ્ધિ

કદી આપણે ધાર્યું હતું કે સને ૧૯૪૭ના ઓગસ્ટ માસમાં ભારત સ્વતંત્ર રાજ્ય બની શકશે? સ્વાતંત્ર્યનું સ્વપ્ન હતું, સ્વાતંત્ર્યની કલ્પના હતી, આઝાદીની ધગશ હતી, આઝાદીની લડત હતી. પરંતુ એ સ્વપ્ન સિદ્ધ થયું અને તે એટલી ઝડપે કે સ્વરાજ્યનો લાભ મેળવનારને પણ એની ઝડપ વધારે પડતી લાગી! સ્વરાજ્યનો

પ્રથમ મંત્ર ઉચ્ચારનાર દાદાભાઈનું સ્વરાજ્ય સ્વપ્ન વીસમી સદીને અધવચમાં જ ફળશે એમ ભાગ્યે દાદાભાઈએ ધાર્યું હોય. લોકમાન્ય તિલકે સ્વરાજ્યને પોતાનો જન્મસિદ્ધ હક્ક કહ્યો, અને તેના પ્રચાર માટે દુઃખ વેઠ્યું. સૌમ્ય ગોખલે પણ રાજકીય સેવકો સ્વરાજ્યના ઉદ્દેશથી જ તૈયાર કરતા હતા. એમને સ્વરાજ્યનાં સ્વપ્ન જરૂર આવેલાં. પરંતુ એ સ્વપ્નદ્રષ્ટાઓનાં સ્વપ્ન ત્રીસ ચાલીસ વર્ષમાં સિદ્ધ થઈ સત્ય બનશે એ કોણે ધારેલું? ગાંધીજીએ પણ નહિ. છતાં સ્વપ્ન સત્ય બની બેસી ગયું. આજ આપણે સ્વતંત્ર પ્રજા છીએ. સ્વાતંત્ર્યમાં અભિમાન લઈએ છીએ.

### રશિયાની લોકસત્તા

કોણે ધાર્યું હતું કે પહેલાં વિશ્વયુદ્ધનું સાથી—મિત્ર—ઝારનું રશિયાએ યુદ્ધ શમતાં બરોબર ઝારને ઉખાડી લોક-મઝદૂર-કિસાનનું રાજ્ય બની વિશ્વને ચકિત કરે એવી પ્રગતિ સાધશે? લેનીન, સ્ટાલીન, ટ્રોટ્સકી જેવા સ્વપ્નદ્રષ્ટાઓને સ્વપ્ન આવ્યું હતું ખરું, તથાપિ તેમના જીવનમાં સત્ય બનશે એવી તેમની ધારણા નહિ જ.

ચીન તો વળી આપણા પછી સત્ત્વશાળી બન્યું. અને એનું સત્ત્વ એટલું વધી ગયું કે આજ એ સત્ત્વ આપણને અનાજ આપી રહ્યું છે.

ઇઝરાયલના પથ્થરીયા પ્રદેશમાં આજ આબાદ શહેરો ઊપસે છે અને હરિયાળી ખેતી થાય છે. માતૃભૂમિ વિહોણાં યહૂદીને માતૃભૂમિ મળી! રખડતાં યહૂદીએ અંતે વિશ્રામઘાટ મેળવ્યો!

### સ્વપ્નની કિંમત

ઇતિહાસના સાચાં વાંચનમાંથી અનેક સ્વપ્ન સત્ય બન્યાની હકીકત આપણને મળી આવશે. સ્વપ્નને કોઈ ન હસો. સ્વપ્ન આવે એ અર્થ એ કે એ સ્વપ્ન પાર્થિવ બનવાના — સત્ય આકાર ધારણ કરવાના ક્રમમાં જ છે. સ્વપ્ન હશે તો સિદ્ધિ, સ્વપ્ન જ

નહિ હોય ત્યાં શૂન્યતા જ સર્જાવાની. શૂન્યતામાં કાંઈપણ સર્જન રહ્યું હોય તો!

## સ્વતંત્ર ભારતનાં સ્વપ્ન

આજનું ભારત અનેકવિધ સ્વપ્ન માગે છે. સ્વતંત્ર ભારતને સ્વપ્ન ન આવે તો એનું હૃદય જ ગમતું જાય છે એમ જ કહેવું પડે. માનવજાતના કલ્યાણ અર્થે ભારતને ભવ્ય સ્વપ્નાં આવે છે. એ પ્રશંસનીય છે. પરંતુ માનવજાતના કલ્યાણને સિદ્ધ કરતા પહેલાં ભારતે પોતાનું કલ્યાણ સિદ્ધ કરવાનું હજી બાકી છે. હજી ભારત ભૂખ્યું રહે છે; હજી ભારત તરસ્યું રહે છે; હજી ભારત ભીખ માગીને પેટ ભરે છે; ભારતનો મોટો ભાગ અભણ છે; એના સંસ્કાર હજી પછાત છે.

આપણે સ્વપ્ન સેવીએ કે એ બધી ખામીઓ દૂર થાય!

સ્વપ્ન સેવીશું તો એ સ્વપ્નને આકાર આપવાની કૂચી એ સ્વપ્નમાંથી જડશે.

અને આપણે ધાર્યું નહિ હોય એટલું વહેલું એ સ્વપ્ન સિદ્ધ થઈ શકશે. સ્વપ્નમાં જ એ બળ રહેલું છે. કહું મને ઉપકાના શ્રમ-શિબિરે શાં શાં સ્વપ્ન આપ્યાં તે? આજકાલ આશાનું કિરણ મને ક્યાંય દેખાતું હોય તો તે શ્રમમાં જ છે.

[ 'લોકસત્તા'—ગુરુવાર, તા. ૨૯–૫–૧૯૫૨ ]

## એક મનોહર સ્વપ્ન

સ્વપ્નની વાત કરતાં અને એ સ્વપ્નને શ્રમજીવન સાથે જોડી દેતાં મને ખરેખર એક સ્વપ્ન આવ્યું, જેમાં હું જોઈ શક્યો કે શ્રમજીવનને અપનાવવા મથતો ભારત દેશ શું શું નવાઈઓ નિપજાવી શક્યો છે. એ સ્વપ્નની બધી વિગતો તો મને યાદ નથી પરંતુ જેટલી યાદ છે એટલી મને ટપકાવી લેવા સરખી લાગી છે. સ્વપ્ન સફળ થવા માટે જ સર્જાય છે, એવી મને ખાતરી થઈ ચૂકી છે. એ ખાતરીની પાછળ માનવજાતને આવેલા વિમાન, વરાળ અને વિદ્યુતનાં સત્ય બનેલાં સ્વપ્ન હું નિહાળું છું, સ્વાતંત્ર્ય માગતી અને મેળવતી પ્રજાઓનાં સ્વપ્ન હું નિહાળું છું, સમાજનાં દુઃખ દારિદ્ર દૂર કરવા મથતા સમાજ સેવકોની પરંપરાનાં સ્વપ્ન હું આગળ કરું છું, અને સમગ્ર માનવજાતને એક બનાવવા ભગીરથ પ્રયત્ન કરી રહેલા ધર્માચાર્યો અને પયગંબરોનાં સ્વપ્ન હું નિહાળું છું. ગૌતમ બુદ્ધે અહિંસાનું સ્વપ્ન સેવ્યું, હજી પૂરી અહિંસા સ્થપાઈ નથી, એ વાત સાચી. છતાં અહિંસા એક અસરકારક માર્ગ છે. એનો પરચો ગાંધીજીએ માનવજાતને કરાવ્યો ખરો. વિશ્વયુદ્ધને રોકી રહેલાં બળોમાં એ જ બુદ્ધની અહિંસા સિદ્ધ થતી જાય છે, એમ માનવામાં મને જરાય હરકત લાગતી નથી. સ્થાપિત ધર્મ તરીકે વિકૃત બનેલા બૌદ્ધ માર્ગને બાજુએ હડસેલવાનું સ્વપ્ન શંકરાચાર્યને આવ્યું અને એ સ્વપ્નમાંથી કેવલાદ્વૈતની મહાન ફિલસૂફી જાગી અને બૌદ્ધ માર્ગ એ ફિલસૂફીમાં પ્રવેશી એની જન્મભૂમિમાંથી જ અદૃશ્ય થઈ ગયો. મહંમદ પયગંબરનું ઇસ્લામને સ્વપ્નું આવ્યું—

કરો કે દર્શન થયું – અને આંટલાન્ટીક-પેસીફીક મહાસાગરો વચ્ચે એક ઇસ્લામ ધર્મ વ્યાપક બન્યો અને દેશદેશના સીમાડા ભાંગી એક ધર્મ-પ્રજા ઉપજાવવા મથ્યો. ઈશુ ખ્રિસ્ત સરખા એક સામાન્ય જનથરમાંથી ઉપજેલા ભાવિકને સ્વપ્ન આવ્યું કે પ્રભુ-પિતાનું શરણશોધનારને સ્વર્ગ મળી જાય છે એમાંથી મહાન ખ્રિસ્ત ધર્મ જાગ્યો.

### ભલે સ્વપ્ન નાનું અને પાર્થિવ હોય

આ સર્વ મહાન સ્વપ્નો અને મહાન સ્વપ્નસેવીઓ। મારા સરખા સામાન્ય માનવીને તો અલ્પ, નાનકડાં, સહજમાં સમજાય એવાં સ્વપ્ન આવે. મારું નાનકડું સ્વપ્ન નવી ધર્મ સ્થાપના નથી, નવો પંથ કે માર્ગ નથી, નવું દર્શન નથી, કે નવી સાધના નથી, નાનકડું સ્વપ્ન, નાનકડી સિદ્ધિ અને તદ્દન નાનકડી વાત. એમાં થોડી ગણતરી પણ ખરી અને વ્યવહારુ સિદ્ધિ પણ ખરી. ગુજરાત વિદ્યાર્થી મંડળના દોઢસો વિદ્યાર્થીઓએ મહા નદીનાં કોતરોમાં માત્ર પંદર દિવસનો જ શ્રમ કરી દોઢેક માઈલ લાંબો રસ્તો બનાવ્યો.. એ દર્શનમાંથી આખું મારું સ્વપ્ન ઊપજ્યું. એ હું હવે વર્ણવું

### સ્વપ્નની સાદી ગણતરી

વડોદરાની મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીના એક અંક-શાસ્ત્રીના મનમાં વિચાર આવ્યો અને એણે હિસાબ ગણ્યો. પંદર દિવસના શ્રમમાં દોઢ માઈલ રસ્તો બંધાય, તો એક માસના શ્રમમાં ત્રણ માઈલનો રસ્તો તો જરૂર બંધાય અને આપણા ઊંચા ભણ-તરમાં તો શિક્ષકોને પગાર ભારે, વિદ્યાર્થીઓને ભણતર ઓછું – લગભગ પોતાની મેળે મેળવી લેવાનું અને એ જ્ઞાન મેળવવાની સગવડ માટે રજાઓ પણ વિસ્તૃત. ઓછામાં ઓછી ત્રણ માસની

રજાઓ ખરી જ. એક માસમાં ત્રણ માઈલનો રસ્તો બંધાય તો ત્રણ માસની રજામાં કેવડો રસ્તો બંધાય! સ્વપ્નની ગણતરીએ જવાબ આપ્યો: નવ માઈલનો રસ્તો ત્રણ માસના શ્રમમાં બંધાય. વડોદરાથી આજના વાઘોડિયા કે વાસદ બહુ નજીક દેખાય એ રસ્તે! નહિ?

## વિદ્યાર્થીઓમાં દોષ છે ખરો?

આ તો દોઢસો વિદ્યાર્થીઓનો જ શ્રમ! પરંતુ વડોદરા યુનિવર્સિટી તો ત્રણ હજાર વિદ્યાર્થીઓને કેળવણી આપે છે! વડીલો, શુભેચ્છકો અને શિક્ષકો, આજના વિદ્યાર્થીઓ ઉપર બહુ જ નારાજ રહે છે. કારણ તેમના મત અનુસાર આજના વિદ્યાર્થીઓ સંયમી નથી, વિનયી નથી, શ્રમશોખીન નથી, સેવાભાવી નથી. આજના વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓને શોખ છે અશોકકુમાર કે રાજ; મધુબાલા, સુરૈયા કે નરગીસ બનવાનો. વડીલો, શુભેચ્છકો અને શિક્ષકો ભૂલી જાય છે કે તેમના પોતાના હૃદયમાં સંયમ, વિનય, શ્રમ તથા સેવા માટે કેટલી ઊજળી ભાવના છે! આપણા જ આજના નેતાઓએ વિદ્યાર્થી વર્ગમાં રાજકીય બહાના હેઠળ કેવું અકળાગરું માનસ ઉત્પન્ન કર્યું છે એનું માપ કાઢવાની ફુરસદ ખોળતા નેતાઓને ક્યાંથી ફુરસદ મળે? એ ફુરસદ મળે કે ન મળે છતાં એ ઐતિહાસિક નિયમ કદી ભૂલ કરવાનો નથી કે એક પેઢીના ઘડતરમાં તેની પાછલી પેઢીનો ઘણો મોટો ફાળો છે. આજના વિદ્યાર્થીઓને વખોડતી વખતે એમને વખોડનાર પોતાના હૃદયને જરા નિહાળે તો વધારે સારું!

## અણગમતા વાદમાં વિદ્યાર્થીઓ

સામ્યવાદીઓને શ્રી રાજગોપાલાચારી ભલે દુશ્મન ગણે! હિંદુ સંસ્કૃતિનું ચિહ્ન આછું સરખું પણ દેખાતાં ફૂંફવાઈ મિત્ર નહેરુ

રસ્તો બાંધે તો ત્રણ હજાર વિદ્યાર્થીઓ એક સામટો શ્રમ કરવા પ્રેરાય તો તો એક માસમાં સાઠ માઈલનો રસ્તો જોતજોતામાં સાધ્ય કરી શકે ! દોઢસો વિદ્યાર્થીઓ આપણને વાસદ સુધી લઈ જાય, ઈંટોલા વરણામા સુધી લઈ જાય. ત્રણ હજાર વિદ્યાર્થીઓ આપણને અમદાવાદ–સુરત પહોંચાય એટલો રસ્તો તો એક માસમાં જરૂર કરી આપે ! આ ચોખ્ખા આંકડા છે. રાજદ્વારી રમત કરતા આ આંકડા નથી જ. વડોદરામાં ઉચ્ચ કેળવણી લેતા વિદ્યાર્થીઓ એક વર્ષની ત્રણ માસની રજામાં માત્ર એક જ મહિનો શ્રમ કરે તો અહીંથી અમદાવાદના સુરત સુધીનો રસ્તો સાચો કરી બતાવે એમાં કોઈને શક રહે છે ખરો ? અને ઉચ્ચ કેળવણીનો અભ્યાસક્રમ ચાર વર્ષનો ઓછામાં ઓછો ! એ ચારે વર્ષના અભ્યાસક્રમમાં એક એક માસનો શ્રમ ભેગો કરવામાં આવે તો રસ્તો ક્યાં સુધી પહોંચી જાય? બસો ચાળીસ માઈલ સુધી તો હરકત ન જ આવે ને ? બસો ચાળીસ માઈલ એટલે ? લગભગ મુંબઈનો સીમાડો ! એકલા વડોદરાની એકલી યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ જ વર્ષે એક માસ જેટલો જ શ્રમ કરે તો ચાર વર્ષોમાં ગ્રેજ્યુએટ બની ડીગ્રીના જભ્ભા પહેરે તે ક્ષણે તેમણે મુંબઈ પહોંચી શકાય એટલો લાંબો કાચો રસ્તો જનતાને માટે તૈયાર કર્યો જ હોય ! એથી વધારે જરૂર પડે તો હજી બે માસની રજા તો સિલકમાં રહે છે જ. વિદ્યાર્થીઓને દેશની જરૂરિયાતના હિસાબે ત્રણે માસ શ્રમ કરવાની સ્ફુરણા થઈ શકે તો એ જ વિદ્યાર્થી સમૂહ ચારને બદલે બે વર્ષમાં આપણને મુંબઈનો સીધો માર્ગ કરી આપે ! નહિ ?

### બે વર્ષમાં મુંબઈ સુધીનો રસ્તો !

અંકશાસ્ત્રીને સ્વપ્નું આવ્યું કે વડોદરા યુનિવર્સિટીના વિદ્યાર્થીઓએ નિશ્ચય કર્યો અને પ્રોફેસરો તથા સંચાલકોના હાસ્ય વચ્ચે તેમણે આ રસ્તો બનાવી પણ દીધો !...સને ૧૯૫૪ ના મે માસમાં !

પરંતુ અંકશાસ્ત્રીનું સ્વપ્ન આટલેથી અટકતું નથી. સ્વપ્ન આપણાં ધાર્યા કરતાં વહેલાં બની રહે છે! ત્રણ હજાર વિદ્યાર્થીઓ – અને વિદ્યાર્થિનીઓ પણ – પાવડા, કોદાળી, ત્રિકમ, ટોપલા લઈ એક માસથી પ્રભાતમાં કામે લાગી ગયા છે! જોયું? એક માસમાં રસ્તો સુરત–અમદાવાદ પહોંચી ગયો ને? જરા હવે આગળ જઈએ.

['લોકસત્તા'—તા. ૧૨-૬-૧૯૫૨]

## શ્રમશિબિર

શ્રમશિબિરો વિદ્યાર્થીઓમાં પ્રિય થઈ પડયાં છે. એમાં પ્રગતિનું પગલું દેખાય છે.

સને ૧૯૫૩માં સાબરકાંઠા જિલ્લાના મોડાસા ગામે અખિલ ગુજરાત વિદ્યાર્થી કૅાંગ્રેસે એક શ્રમશિબિર યોજ્યું હતું. તેનો એકસુંદર અભ્યાસ શ્રી બુદ્ધિચન્દ્ર શાહ, એમ. એ., એલએલ. બી.-એ શ્રી દુલેન્દુ દેસાઈના સહકારથી કરેલો મારા જોવામાં આવ્યો. અભ્યાસ બહુ દ્યોતક અને સૂચક છે. આખો અહીં આપી શકાય તેમ નથી. પરંતુ શાસ્ત્રીય સામાજિક અભ્યાસોમાં રસ લેતી કૅાલેજો અને યુનિવર્સિટીઓએ તથા સમાજ ઉન્નતિના પ્રશ્નોમાં રસ લેતી સંસ્થાઓએ આ નિવેદનનો અભ્યાસ કરવા સરખો છે.

### ભાગ લેનાર વિદ્યાર્થીઓ

મોડાસા એ પૂર્વ-ઉત્તર ગુજરાતનું જાણીતું નગર. અલબત્ત પછાત પણ ગણાય. શ્રમશિબિરમાં જોડાયલા છસો અગિયાર વિદ્યાર્થીઓ ઠેઠ મુંબઈથી જામનગર સુધીના પ્રદેશમાંથી આવેલા હતા.

શિબિરમાં શહેરી વિદ્યાર્થીઓ વધારે.

શહેરોમાંથી આવેલા વિદ્યાર્થીઓની સંખ્યા ૨૯૫, કસ્બાઓમાંથી આવેલા વિદ્યાર્થીઓની સંખ્યા ૧૨૦ અને ગામડેથી આવેલા વિદ્યાર્થીઓની સંખ્યા ૧૯૬ હતી.

શહેરી વિદ્યાર્થીઓને શ્રમશિબિરનો શું વધારે શોખ હશે? ના, શ્રમશિબિર વિષેની ખબર શહેરો અને કસ્બાઓમાં વધારે પડે

છે એ કારણ અભ્યાસી આગળ કરે છે. એમ ન હોય તો પણ શહેર શ્રમને વધારે ઓળખે એ ઇચ્છનીય છે.—ખાસ શહેરના વિદ્યાર્થિઓ.

**કોમી ભાવના વગરનો નિવાસ :**

આ ૬૧૧ વિદ્યાર્થીઓમાંથી પોતાની કોમ ન લખાવતાં માત્ર પોતાને હિંદુ તરીકે ઓળખાવનાર ૧૮૨ હતા. સંખ્યામાં બે મુસલમાનો પણ હતા અને ચાર હરિજન પણ હતા. પોતાને સંસ્કારી ગણાવતી કોમોમાંથી માત્ર પાંચ જ નાગર હતા. બ્રહ્મક્ષત્રિય અને કાયસ્થ આ સંસ્થામાં દેખાતા જ નથી. પાટીદારની સંખ્યા ૧૨૫ હતી, જે પાટીદારોમાં આવેલી સુંદર જાગૃતિનું પ્રતિબિંબ જ કહી શકાય. બધા જ સાથે રહીને કોમના ભેદભાવ વગર કામે લાગ્યા અને સાથે જમ્યા એ વસ્તુ બહુ જ સૂચક છે.

૩૦૦ વિદ્યાર્થીઓ સ્વેચ્છાથી શિબિરમાં આવ્યા અને બાકીના સૂચનથી અને દેખાદેખીથી આવ્યા.

ધનિક વિદ્યાર્થીઓ ઘણા ઓછા!

ધનિક કુટુંબના વિદ્યાર્થીઓને શ્રમશિબિરમાં આવવાની ઇચ્છા કે શોખ ઓછામાં ઓછો હોય છે એ અભ્યાસમાંથી તરી આવે છે. જેમ ઓછી આવકવાળું કુટુંબ તેમ શ્રમશિબિરમાં આવવાની સંખ્યા વધારે. બાર મહિને બે હજાર સુધીની આવક મેળવનાર કુટુંબને આપણે ગરીબ ઘરમાં મૂકીએ તો તેમાંથી જ માત્ર ૭૨ ટકા જેટલા વિદ્યાર્થીઓ શ્રમશિબિરમાં આવ્યા હતા. બાકીના તેથી ઉપરની આવકવાળા કુટુંબમાંથી અને જેમ વાર્ષિક આવક વધારે તેમ વિદ્યાર્થીની ટકાવારી ઓછી. આમ શ્રમ ઉપર ભાર મૂકતા રચનાત્મક કાર્યક્રમમાં નીચલા અને મધ્યમ થરના વિદ્યાર્થીઓ જ વધારે પ્રમાણમાં ભાગ લે છે, જ્યારે ઉપલા ઘરની આવકવાળા વિદ્યાર્થીઓ માત્ર સારાં કપડાં પહેરી સીનેમાઓ જોઈ શ્રમજીવન વિષે ચર્ચાઓ કરતા

હશે અગર વધારેમાં વધારે શ્રમજીવનની મહત્તાનું એકાદ પુસ્તક વાંચતા હશે. એટલું સુભાગ્ય છે કે દરેક ઘરમાંથી વિદ્યાર્થીઓનો સૌથી મોટો સમૂહ શ્રમકાર્યને પસંદગી આપે છે.

**વિદ્યાર્થીઓને શું ન ગમ્યું?**

શિબિરમાં શું ગમ્યું અને શું ન ગમ્યું એની વિચારણા બહુ સુંદર માનવપ્રશ્નો ઊભા કરે છે. શિબિરના બૌદ્ધિક કાર્યમાં અપાતાં વ્યાખ્યાનોમાંથી શું ન ગમ્યું એ પ્રશ્ન વિદ્યાર્થીઓને પૂછતાં વિદ્યાર્થીઓના આવેલા જવાબ નીચે પ્રમાણે વહેંચાઈ જાય છે:—

(૧) વ્યાખ્યાતાઓમાં વિદ્વત્તાનો અભાવ.
(૨) શ્રમકાર્યમાં વ્યાખ્યાનો આડખીલી રૂપ બને છે.
(૩) વ્યાખ્યાનોમાં એકપક્ષી પ્રચાર હોય છે.
(૪) વક્તાઓ અનિયમિત હોય છે.
(૫) શ્રમકાર્ય પછી વ્યાખ્યાનો કંટાળાજનક લાગે છે.

આ સિવાય ઘણી મનોરંજક માહિતીઓ આ અભ્યાસમાં તારવી કાઢવામાં આવી છે.

**શ્રમશિબિરની કિંમત**

શ્રમશિબિરનો ખર્ચ અને શ્રમ દ્વારા થતા કામની કિંમતની ટકાવારી એ આ અવલોકનમાં કાંઈ દેખાયાં નહિ. વિદ્યાર્થીઓ શ્રમશિબિર દ્વારા ગ્રામજીવનનો અનુભવ મેળવે અને શ્રમનો શોખ કેળવે એટલી કિંમત શ્રમશિબિરો માટે બસ છે.

['નાગરિક'—તા. ૧૬ જુલાઈ ૧૯૫૪]

## નિર્બળ દેહ પર નિર્બળ સર્જન:

**વિદ્યાર્થીઓ અને શ્રમજીવન**

હમણાં જ વડોદરા યુનિવર્સિટીના વ્યવસ્થા મંડળ સમક્ષ એક પ્રશ્ન આવ્યો. શારીરિક શિક્ષણનો જે અભ્યાસક્રમ નિયત કર્યો છે એ અભ્યાસની ઓછામાં ઓછી કક્ષા કેટલાક વિદ્યાર્થીઓએ હજુ સુધી સિદ્ધ કરી નથી, એટલું જ નહિ પરંતુ કેટલાકે તો એવી કંગાલ હાજરી આપી છે કે જેને હાજરી જ ગણી શકાય નહિ. અમુક હાજરી ફરજિયાત છે એવી જાહેરાત એક વખત નહિ પણ ઘણીવાર થઈ ચૂકી છે.

જે વિદ્યાર્થીઓમાથી દેશની લડતનો અને દેશની ઉન્નતિનો મોરચો સર્જવાનો છે, જે વિદ્યાર્થીઓ ઉચ્ચ કેળવણી લેવાને જવાબદારી ઉઠાવી દેશભરને દૃષ્ટાંતનો રૂપ થઈ પડે એવી આશા આપી રહ્યા છે, અને ભાવિનો અનિશ્ચિત ભાર જે વિદ્યાર્થીઓના વિશાળ સ્કંધ ઉપર ઝિલાવાનો છે એ આપણા માનીતા અને જેમની કેળવણી પાછળ અઢળક ધન ખર્ચાય છે એવા વિદ્યાર્થીઓ શારીરિક કેળવણીની બાબતમાં મળતી સગવડનો લાભ ન લે એ સ્થિતિ વિદ્યાર્થીઓના હિત વિચારનારાઓ માટે આનંદ ઉપજાવે એવી તો નથી. ગુજરાતનો દેહ નિર્બળ છે; ગુજરાતી વિદ્યાર્થીનો દેહ રોગિષ્ટ, નિર્માલ્ય અને બીજા પ્રાંતોની સરખામણીમાં કનિષ્ટ પ્રકારનો છે. રમતગમતમાં ગુજરાતનો યુવાન હજી નામ કાઢી શકતો નથી, અને આ પરિસ્થિતિ વિદ્યાર્થીઓની જાણ બહાર તેમ જ ધ્યાન બહાર પણ નથી. એ વિદ્યાર્થીવર્ગ શારીરિક ખીલવણી અને કેળવણી તરફ

દુર્લક્ષ કેળવે એવું આછું પણ ચિહ્ન જ્યારે જણાય છે ત્યારે બીજું તો કાંઈ નહિ પણ ગુજરાતના દુર્ભાગ્ય ઉપર નિઃશ્વાસ નાખી દેવો જોઈએ.

જે યૌવન પૃથ્વીને ફોડી પાતાળમાંથી પાણી કાઢી બતાવે, જે યૌવન જરૂર પડ્યે સમુદ્રને શોષી નાખે, અને અગ્નિને હથેલી ભરી પી જાય, જે યૌવન આકાશમાંથી તારા તોડી લાવે અને સૂર્ય-ચંદ્રની ગતિને જરૂર પડ્યે રૂંધે એ જ યૌવન ત્રણસો પાંસઠ દિવસના વર્ષમાં પચાસ, સાંઠ દિવસ જેવી અલ્પ દિવસ–સંખ્યામાં હાથ-પગ હલાવતાં કંટાળી જાય, એ શિથિલતા માટે મારા સરખો યુવાન ન હોય એ તો અફસોસ જ કરી બેસી રહે. પરંતુ વિદ્યાર્થીઓનું ઊછળતું, ઉભરાતું યૌવન શું કરે એ પ્રશ્ન વિદ્યાર્થીઓએ જ ઉકેલવો રહ્યો. ગુજરાતનું શ્રમભીરુત્વ વિદ્યાર્થી જગતમાં ન પ્રવેશે એ મારી વિદ્યાર્થીઓને સૌથી પહેલી પ્રાર્થના. દેહ વગર સર્જન નથી. નિર્બળ દેહ ઉપર નિર્બળ જ સર્જન થવું જોઈએ. પછી એ સર્જન આપણી સંતતિનું હોય, આપણી સંપત્તિનું હોય, કે આપણા સમાજનું હોય.

## આપણી ભવ્ય અભિલાષા

'આપણે ધરતીમાતાની તપશ્ચર્યા કરી એ મા પાસેથી આખા દેશની પૂરતું થાય એટલું અનાજ મેળવવું છે; એ ધરતીમાએ આપણે માટે સંઘરી રાખેલાં સોનું, રૂપું, લોખંડ, ત્રાંબું, જસત, કલઈ જેવી ખનીજો ખેંચી કાઢી, ગરીબ અને મધ્યમ વર્ગને સમૃદ્ધ બનાવવો છે; ખાણો ખોદી હીરા અને દુબજા મારી મોતી ખેંચી કાઢવાં છે; નદીઓનાં નિરર્થક વહેતાં પાણીની આસપાસ આડ અને પાળ બાંધી, જરૂર પડે આપણી છાતી અને પીઠની દીવાલો ઊભી કરી, પાંચ પાંચ ગાઉએ વહેતી આપણી જાગ્રત બુદ્ધિમાંથી ગંગાઓ વહેવડાવવી છે; અન્ય દેશોને આંજી નાખે એવી પવનપાવ-

ડીઓ અને ઊડણ ઘોડાઓ ઉપર સવાર થવાનું છે; સમગ્ર માનવ-જાતની કલ્યાણ કૂચના ઘસડાતા ગળિયા બળદ બનવાને બદલે સહુમાં બળ પ્રેરનાર વિદ્યુત બની આપણે કલ્યાણ કૂચમાં સાચું જોમ લાવવાનું છે, એ આદર્શમાં કોઈને પણ મતભેદ હોય નહિ. એ આદર્શને આપણે સિદ્ધ કરવો છે? કે માત્ર કલ્પનામાં જ રાખવો છે? એ આદર્શને સાચો જ બનાવવો હોય, તો ગુજરાતમાં નિર્માલ્ય દેહે એ બધું બની શકશે ખરું? અને ગુજરાતનો વિદ્યાર્થી ઉચ્ચ કેળવણી લઈ ઝડપથી સંસ્કાર મોરચે આવવાની પાત્રતા ખીલવતો ઉચ્ચ કેળવણી લેતો વિદ્યાર્થી, નિર્બળ, નિર્માલ્ય, શ્રમભીરુ, કસરતનો કાયર બનશે તો આપણો આદર્શ સિદ્ધ થશે ખરો? ગજલ ઝડપી કરવી છે કે "તીન દીનમેં અઢાઈ કોસ" ચાલનારા ટટ્ટુની ઝડપ રાખવી છે?

### આજની દેહ દુર્બળતા

હજી આપણો દેશ ભીખ માંગીને અનાજ મેળવે છે. પૈસો આપતે પણ દેશેદેશને બારણે 'ભિક્ષાન્ દેહી' કરી આપણે અનાજની ઝોળીઓ ભરીએ છીએ. બીજું કાંઈ નહિ તો આપણું સર્વનું પૂરું થાય એટલું અનાજ તો આપણે ઉપજાવી લઈએ! દેહની પહેલી જરૂર ખોરાક. સરકારે અનેક અંકુશ નાખ્યા હશે અને આપણને અનેક મૂઝવણમાં નાખી દીધા હશે છતાં આપણાં ખેતરોમાં શ્રમ કરવાની અને વધારે અનાજ ઉપજાવવાની આપણને આપણને સરકારે મના કરી નથી.

સત્તાવીશ વર્ષે હિંદવાસી મરણ પામે છે. એ સત્તાવીશ વર્ષના હિંદવાસીને ઝડપથી આપને સત્તાવન વર્ષનો બનાવવો છે—જો કે આપણું વૈદિક સૂત્ર તો સો શરદ સુધી જીવવાનું કહે છે. આપણા દુર્બળ દેહે, નિર્બળ દેહે ક્યારે આપણે પ્રાણ પૂરીશું કે જેથી એક દસકામાં આપણો હિંદવાસી સાડત્રીસ વર્ષ સુધી જીવે, બીજા

દશકામાં સુડતાલીસ અને ત્રીજા દશકામાં સત્તાવન વર્ષનો થાય
ક્ષણે ક્ષણે રોગ આપણને મારી રહ્યા છે. જે રોગ આપણને મારે છે તે રોગ ઘણા દેશોએ નિર્મૂળ કર્યા છે. રોગ નિર્મૂળ થાય એને માટે શ્રદ્ધા ઊપજે એવાં સાધનો આપણી પાસે મુકાઈ ચૂક્યાં છે. એ સાધનો શહેરે શહેરે, ગામડે ગામડે અને ઘેર ઘેર પહોંચે એવી વ્યવસ્થા કરવાની છે. માનવી રખે ભૂલે કે કંગાલપુરામા જન્મેલો રોગ, અલકાપુરીને પણ ભરખી જવાની તાકાત ધરાવે છે.

## આરોગ્ય—વ્યક્તિગત અને સામાજિક

આરોગ્ય અને અનારોગ્ય એ બંને જેમ વ્યક્તિગત છે, તેમ તે સાર્વજનિક પણ છે. વ્યક્તિનું સામાજિકપણું અને સમાજની વ્યક્તિ ઉપર અસર એ બંને જીવંત છે, અનિવાર્ય છે, અપરિહાર્ય છે. દેહ દુર્બલતા ત્યારે જ મટે કે જ્યારે વ્યક્તિગત અને સામાજિક આરોગ્ય પરસ્પર સંકળાઈને આગળ વધે. Public-Health—સાર્વજનિક આરોગ્યને નામે કેટલીક જવાબદારીઓ સરકારે સ્વીકારેલી છે એ વાત સાચી. પરંતુ પ્રજાનું સર્જન સાચું કરવું હોય તો સરકારની આંગળીએ વળગીને એ સર્જન કદી નહિ થાય. આપણે સરકારની આંગળીએ વળગતી નિરાધાર 'સરકાર માબાપ'નો ભીખપોકાર કરતી પ્રજા બનવું છે? કે સરકારને પ્રજાની આંગળીએ વળગતું, પ્રજાની આંગળીને અનુસરતું, પ્રજાના માર્ગદર્શનથી દોરાતું પ્રજાની ઇચ્છા અને આજ્ઞાનું પ્રતિબિંબ પાડતું સેવાતંત્ર કે સેવાયંત્ર બનાવવું છે? સમર્થ પ્રજાની સરકાર પ્રજાનું યંત્ર હોય; નહિ કે માલિક. સરકારને યંત્ર બનાવતી પ્રજા પાંચ ફૂટ ઊંચાઈની નહિ પરંતુ ૭ ફૂટ ઊંચાઈની જોઈએ—ઓછામાં ઓછી.

## શેરીઓની સફાઈ

આરોગ્યની સાર્વજનિક જાળવણી સાચવવા પ્રથમ વ્યક્તિએ જાતે સ્વચ્છ રહેવું પડશે, આંગણું સ્વચ્છ રાખવું પડશે, ઘર સ્વચ્છ રાખવું

પડશે અને આમ એક સમૂહમાં રહેતી વ્યક્તિઓએ મળીને આખો મહોલ્લો સ્વચ્છ રાખવો પડશે. જ્યાં સ્વચ્છતા ત્યાં પ્રભુતા. એક મહોલ્લો સ્વચ્છ રહેતાં બીજા અનેક મહોલ્લાઓ આપોઆપ એ સ્વચ્છતાની ચીવટ રાખશે. વડોદરાને સ્વચ્છતાનો પાઠ નવો શીખવવાનો નથી. ઘણી ઘણી શેરીઓ હરીફાઈ કરી અમુક દિવસો સુધી પોતાની શેરીઓને, ઘરને, આંગણાને અને જાતને સ્વચ્છ રાખી શકે છે. કરોળિયા પોળ યુવક મંડળની પ્રવૃત્તિ વર્ષો થયા આ બાબતમાં ધ્યાન ખેંચે છે. થોડા દિવસને માટે તો બાળકો, યુવાનો, વૃદ્ધો, સ્ત્રીઓ અને પુરુષો ભેગાં મળી પોળને ચકચકીત બનાવે છે. આંગણાં સાથિયાથી શોભી ઊઠે છે. ઘરના ખૂણેખૂણા ચોખ્ખા અને વ્યવસ્થિત બની ગયા હોય છે. ધૂળ ઊડતી નથી, પાણી ગમે તેમ ઢોળાતું રેલાતું નથી; કાગળોના કટકા, ચીથરાં, તણખલાં ઊડતાં વેરાતાં નથી; અને આખા શેરીનું દૃશ્ય આંખે ઊડીને વળગે એવું બને છે. જે એક દિવસ માટે, એક અઠવાડિયા માટે અને બને તો આપણે બારે માસ કરી શકીએ. ચોખ્ખાઈ વગર ગુજરાતનો દેહ સારો ન જ રહે. આપણી વ્યક્તિગત અને સામાજિક ચોખ્ખાઈ અંગેની ઘણી બૂરી આદતો છોડવી પડશે, અને નવી સ્વચ્છ ટેવો ગ્રહણ કરવી પડશે. મહાત્મા ગાંધીને રાજકારણનું મહત્ત્વ સ્વીકારવું પડયું ન હોત તો તેઓ સ્વચ્છતાની ભવ્ય ઝુંબેશ ઉપાડી લેવાના હતા એ જાણીતી વાત છે.

[ 'લોકસત્તા'—તા. ૨૭–૩–૧૯૫૨ ]

## ગુર્જર પ્રજા નિર્બળ કેમ દેખાય છે?

નિર્બળતાનું બહાનું

ગુર્જર પ્રજાનો ઇતિહાસ નથી કહેતો કે ગુર્જર પ્રજા એક કાયર પ્રજા છે. પંજાબ, દિલ્હી, ઉત્તર હિંદ અને બંગાળ, માળવા મુસ્લિમ વિજયને સ્વીકારી ચૂકયાં હતાં, ત્યાર પછી એક સૈકું ગુજરાત સ્વતંત્ર રહી શક્યું હતું, એમ ભારતીય ઇતિહાસ કહી રહ્યો છે. બ્રિટિશ રાજકુટુંબની છ પેઢીઓ પણ ભારતમાં સો વર્ષ રાજ્ય કરી શકી નથી. એ ઉપરથી સૈકાની કિંમત સમજી શકાશે.

આજની કેટલીક કોમો જોતાં આપણને ખાતરી થાય એમ છે કે ગુજરાત નિર્બળ—વહેતિયાંનો મુલ્ક નથી. દરિયો ડહોળતા વહાણવટીઓ, ટાઢ, તાપ અને વર્ષામાં સરસ ખેતી કરતો ખેડૂત, અકથ્ય શ્રમ લઈ શકે એવા શ્રમજીવીઓ જે પ્રજાને ઉપજાવે એને નિર્બળ પ્રજા કહી શકાય જ નહિ. નર્મદ કવિ ગુજરાત પાસે સાહસ માગતો હતો. વ્યાપાર અને પરદેશ ગમનમાં ગુજરાતે યશસ્વી સાહસ કર્યાં છે. ગુજરાતે ભારતીય આબાદીમાં આપેલો ફાળો જોતાં ગુજરાતીઓએ ખાસ શરમાવાની જરૂર નથી.

ગુજરાતની આબોહવા શિથિલતા ઉપજાવે એવી છે એમ કહી ગુજરાતને નાહક વગોવવાનું ગુજરાતે છોડી દેવું જોઈએ. હવામાં એવી કશી જ નિર્બળતા નથી, કે જેથી ગુજરાતીઓ પોતાના દોષને હવાપાણીને માથે નાખી લમણે હાથ દઈ બેસવાનો શોખ કેળવે. ગુજરાતની સમશીતોષ્ણ હવાએ તો પ્રજામાં વધારે તંદુરસ્તી રેડવી જોઈએ.

હવામાં નિર્બળતા હોય તો એ હવાને આપણે બદલી નાખવી જોઈએ. માનવી હવાથી પર જઈ શકે છે અને ગમે તેવી નાદુરસ્ત ગણાતી હવામાં રહીને જીવી શકે છે, સંવર્ધિત થઈ શકે છે, લડી શકે છે અને રાજ્ય પણ કરી શકે છે. ગુજરાતીઓએ જાણવું જરૂરી છે કે લંકા, જાવા, સુમાત્રા અને બાલી સરખા પ્રદેશોમાં વ્યાપારી, રાજકીય અને સાંસ્કૃતિક વિજય ફેલાવવામાં ગુજરાતીઓનો મોટો ફાળો હતો એમ એ દેશના ઇતિહાસો કહી રહ્યા છે. ગુજરાત હવે પોતાના ઇતિહાસમાં, પોતાના ઘડતરમાં, પોતાની આબોહવામાં પોતાની નિર્બળતાનું બહાનું ન શોધે.

### શ્રમજીવનથી પલાયન

ત્યારે ગુર્જર પ્રજા નિર્બળ છે, દુર્બળ છે, માયકાંગલી છે એમ કેમ કહેવામાં આવ્યું?

એમાં દોષ આપણો પોતાનો જ છે. કુદરતની આછી પાતળી કૃપા ગુજરાત ઉપર ખરી; એનો ગુજરાતે ઠીક ઠીક ગેરલાભ ઉઠાવ્યો છે. પ્રમાણમાં ગુજરાતની જમીન સારી એટલે ખેતી પણ સારી. ખેતીમાંથી આપણે ઠીકઠીક આબાદ થવા માંડ્યું એટલે ખેડૂતો જમીનના દોરત મટી જમીનના માલિક બનવા લાગ્યા. પહાડ-પર્વત ફોડી, રેતીના કણકણને સીંચી સીંચી ફળદ્રુપ બનાવાતી જમીન જે શ્રમ માગે એ શ્રમની આપણે ત્યાં જરૂર રહી નહિ. એટલે કુદરતની કૃપાએ આપણે જરા આરામ તરફ વધતા ગયા. નાનામાં નાના ખેડૂતની નજર પટેલ બનવા તરફ વળી. અને પટેલ બનતા બરાબર દેસાઈગીરી અને અમીનાત તરફ આપણી દૃષ્ટિ સહજ જાય એ સ્વાભાવિક ગણાય. જમીનને હલાવનાર, જમીન ઉપર તપશ્ચર્યા કરી જમીનને પ્રસન્ન કરી ફળ વરદાન મેળવનાર શ્રમજીવી પટેલ બન્યો, દેસાઈ બન્યો, અમીન બન્યો, જમીનદાર બન્યો, જાગીરદાર બન્યો અને ચાલ્યું ત્યાં દરબાર પણ બની બેઠો.

પરેલથી, દેસાઈથી, અમીનથી, જમીનદારથી, દરબારથી, મેતી મજૂરી થાય ખરી? મંજૂરી મજૂર કરે...અને ખેતી પણ મજૂરી બરાબર માગે. મજૂરો અને મજૂરી દસકા પહેલાં ઠીકઠીક મળી રહેતાં, જમીનના માલિકથી મજૂરી થાય જ કેમ?

## સટ્ટા ૨૫ ખેતીમાં શ્રમનો અભાવ

તેમાં વળી રાજવહીવટના ફેરફારો થાય, મહેસૂલી વહીવટો બદલાય, નવાનવા પાકની વિશેષકિંમત અંકાય, એટલે જમીન—અને જમીન ઉપરનો શ્રમ-ખેતી—માનવીને પોષણ આપવાનો પ્રથમ ધર્મ બજાવે છે એ વાત વિસારે પડવા લાગી અને જમીન માત્ર પોષણ નહિ, પરંતુ પૈસો આપનારું મહા સાધન છે એમ મંનાવા લાગ્યું. પચાસ રૂપિયાનું પોષણ – અનાજ પકવતી જમીન પાંચસો રૂપિયા આપતો કપાસ કે મગફળી પકવે...અરે, હજારો રૂપિયા આપતી તમાકુ પકવે, તો કયો મૂર્ખ અનાજ પકવી સહેલાં સોંઘાં પોષણ-અનાજને ઉપજાવવા મથન કરે? અને પૈસા આપનાર પાકમાં ઓછામાં ઓછો શ્રમ જમીન માલિકને! આમ કૃષિ અને શ્રમ વચ્ચે આપણે છેટાં પડતાં ચાલ્યા. માનવી કપાસ વગર જીવી શકે, મગફળી વગર જીવી શકે, તમાકુ વગર જીવી શકે...પરંતુ જુવાર, ચોખા કે ઘઉં વગર નહિ જ, એ સત્ય આપણે વીસરી ગયા. આપણને લાગ્યું—અનાજ ઉપજાવતા ખેડૂતને પણ લાગ્યું કે—સોંઘું સહેલું મળતું અનાજ તો ગમે ત્યાંથી આવી આપણને મળશે! હમણાં કપાસ, મગફળી અને તમાકુમાંથી ખેંચાય એટલો પૈસો ખેંચી લઈએ...અરે એને વ્યાપારી ચીજ બનાવી એના વાયદા સટ્ટામાંથી બને એટલું ધન ખેંચી લઈએ! ઘોડાઉછેર ઈસબગુલ—આંખે જોવાની પણ શી જરૂર છે? એના સટ્ટામાં હાથ નાખતાં બરાબર હજારો રૂપિયા ઊગી નીકળે છે! એટલું જ જાણવું બસ છે!

આમ ખેતીમાંથી આપણે શ્રમને ખસેડ્યો! ખેતીને પોષણનું

—આબાદીનું સાધન બનાવવાને બદલે આપણે ખેતીને સટ્ટામય વ્યાપાર બનાવી દીધો. વ્યાપારી પાક લેતાં રાજી થનાર આપણે એક મહત્ત્વની વાત વીસરી ગયા કે પોષણ વગર ભલભલા ધનિકને પણ ચાલે એમ નથી. અને એ પોષણનું સાધન ઉપજાવનાર એનો લાગ આવશે ત્યારે ઘઉં-બાજરીને પણ કપાસ-તમાકુના ભાવે વેચશે ...અરે હીરામોતીને તોલે એના દાણાને મૂલવશે! શા માટે નહિ?

આર્થિક શાસ્ત્રમાં જે નિયમો બંધાય કે ફેરવાય એ ખરા. પશ્ચિમના અર્થશાસ્ત્રો આપણને સ્વાર્થના ફુવારા સરખું તેમનું આદ્ય સત્ય શીખવ્યું : હળવા બજારમાં ખરીદવું અને ભારે બજારમાં વેચવું! પોષક કણો જમીનમાંથી ઉપજાવતો ખેડૂત પણ હવે પોષણને ભારેમાં ભારે બજારમાં વેચે છે! કપાસ-તમાકુમાં પૈસો પેદા કરવા જતા આપણે ભૂલી ગયા કે અનાજ પણ એની ઉપેક્ષાનો બરાબર બદલો લેઈ પોતાની સાચી કિંમત મનાવીને સમજાવશે! રૂપિયે મણ મળતી બાજરી આજ ત્રીસ ચાળીસ રૂપીએ પણ મળતી નથી. અને કદાચ -ભોગજોગે મળી તો—એ વેચનાર અને ખરીદનાર બંને કેદપાત્ર ગુનો કરતા ગણાય!

પોષણ પાછળ પૂરતો શ્રમ કરવાનું ભૂલનારને પોષણ આમ અણધારી ઢબે આજ ભયંકર દંડ દઈ રહ્યું છે. કુદરતે આપેલી આબાદીનો આવો દુરૂપયોગ કુદરત કદી ન સાંખે! પોષણ અર્થે ખેતી છે એ ભૂલી જઈ આપણે પોષણ ખાતે આપવો પડતો શ્રમ આપ્યો નહિ. આજ ભૂખમરો, મોંઘવારી, તંગીમાં આપણે ગળાબૂડ ડૂબ્યા છીએ...છતા તમાકુના વાવેતર વગર તો કેમ જ રહેવાય? શોષિત શ્રમશોષણ કરનાર ઉપર બદલો લીધા વગર રહે જ નહિ! ખેતીને આપણે શ્રમથી વિખૂટી પાડી દીધી, ખેતીને પોષણસાધન બનાવવાને બદલે આપણે સટ્ટો બનાવી દીધી, હળ-કોદાળીને બદલે ખેડૂત ચાંદીને હુક્કે રમત, રમતો અમીન દેસાઈ બની ગયો! સાચો શ્રમ ગયો અને શ્રમનો ભાસ, રહ્યા. માટે ગુર્જર પ્રજા નિર્જીવ બની ગઈ દેખાય છે.

## વ્યાપાર અને શ્રમજીવન

આજ પરિસ્થિતિ વ્યાપારમાં પણ છે! ગુજરાતી વ્યાપારમાં સાહસિક ગણાય છે એ ભલે એની શોભા હો! પરંતુ એમાં પણ એનું સાહસ શ્રમની વ્યાજબી કિંમત લઈ તૃપ્ત થતું હોય ત્યાં લગી એ સાહસ સાચને વળગી રહે છે એમ આપણે માની લઈએ. પરંતુ શ્રમ કરતાં અતિ ઘણો નફો લેવામાં જ એનું સાહસ સમાઈ જતું હોય તો એ વ્યાપારી પોતાને પગલે આબાદીનું કુમકુમ વેરતો લક્ષ્મીપુત્ર નહિ પણ ધનના ઢગલા કરી તેને વીંટાઈ વળેલો હળાહળ વેરતો નાગ જ કહેવો જોઈએ. વ્યાપાર પણ ખેતીની માફક એક પ્રકારની સેવા છે. અને એ સેવા આજની દુનિયામાં જરૂર બદલો માગે; પરંતુ એ બદલામાં આખી પ્રજાકીય આબાદી જ છિનવાઈ લેવાતી હોય તો એવા વ્યાપાર વગર પ્રજાએ ચલાવી જ લેવું રહ્યું! પ્રત્યેક ધનિકના જીવનની પાછળ શ્રમજીવનની કાંઈ અને કાંઈ સુંદર કથા રહેલી હોય છે. કોઈએ પ્રશંસાપાત્ર વફાદારીનું દૃષ્ટાંત બતાવ્યું હોય; કોઈએ તનતોડ શ્રમનું; કોઈએ લાંચ–રુશ્વતને ઠોકરે મારી હોય; કોઈએ અતુલ ડહાપણ દર્શાવ્યું હોય. કાંઈ નહિ તો દેશથી દોરીલોટો ખભે નાંખી આવેલા એ સાહસિકે મીલના તાકા ખભે ઉઠાવી ગામડે ગામડે ફેરી પણ કરી હોય!

આ મૂળ ધનિકની ત્રીજી પેઢીએ આપણે શું જોઈએ? પૂર્વજનો દોરીલોટો ભલે ત્રીજી પેઢી સંઘરે નહિ; કાપડના તાકા ભલે એ ત્રીજી પેઢી ખભે ન ઊંચકે પણ એ ધન પ્રાપ્ત કરનાર પૂર્વજના શ્રમજીવનને – એણે ગામડે ગામડે ફરી બજાવેલી સેવાને આછી અંજલી તો આપે! લાખો કરોડોનો નફો આપતો વ્યાપાર એ તેના શ્રમને જરાય ઉત્તેજતો નથી. ઊલટ એ ધનપતિઓના વંશજોમાં જૂનાં રજવાડાંનો વૈભવ, વિલાસ, મોજ, સ્વચ્છંદ, આરામ અને જુગારના ક્યારા ઊગી નીકળેલા આપણે જોઈએ છીએ. રજવાડાં જવાથી કોઈને દિલગીરી થતી હોય તેણે શાહુકારભુવનોમાં નજર નાખવી! શ્રમનું

સત્યાનાશ કાઢનાર આ ધનિક વર્ગ આપણા ગુજરાતને નિર્બળ અને નિર્માલ્ય બનાવનાર બીજો વર્ગ. એનામાં રજવાડાંની રમત નથી, કલા નથી કે સંસ્કાર પરંપરા—Tradition—પણ તેની પાસે નથી. ગામડાનો ખેડૂત પાકના રક્ષણ માટે સિંધી બલોચને ગામે રાખે છે. નગરનો શેઠ શાહુકાર, પોતાનો જ ખજાનો અને જનાનો સાચવવા શીખ પઠાણોની ભરતી કરે છે.

## નોકરિયાત ભણેલાની નિર્માલ્યતા

જ્યાં રક્ષણ બીજાને સોંપાયું ત્યાં આપણી સાચી માલિકી ગઈ એમ જ માની લેવું.

આવો અને આવો ગુજરાતની નિર્માલ્યતા નિર્બળતાને પ્રદર્શિત કરતો ત્રીજો વર્ગ તે આપણા ભણેલા નોકરિયાતોનો!

આ ત્રણેએ મળીને આપણા ગુજરાતને નિર્માલ્યતાની કલંકિત છાપ આપી છે, અને રક્ષણનું મહત્ત્વભર્યું કામ આપણી પાંયેથી ખસેડી નાખ્યું છે. ગુજરાતનું રક્ષણ શા માટે ગુજરાતીઓ ન કરે?

['લોકસત્તા'—તા. ૨૮-૨-૧૯૫૨]

એ રીતે બેસવાનો અધિકાર એને ઇતિહાસ કદી આપી શકે જ નહિ.

### હવા ઉપર માનવ વિજય

એક વાર માની લઈએ કે ગુજરાતનાં હવાપાણી ગુજરાતીઓમાં શારીરિક અને માનસિક શિથિલતા ઉત્પન્ન કરે છે, તેમના દેહમાં નિર્બળતા લાવે છે અને એમના વીરત્વભર્યા જુસ્સામાં ઓટ ઊતરે છે. તોપણ આપણે એ હવા અને પાણીનું બહાનું આપી સદાકાળને માટે કમતાકત, શ્રમકાયર અને વીરત્વ વિહોણાં જ રહેવું છે? કે પછી માનવજાતના એક બુદ્ધિમાન વિભાગ તરીકે, ભારતના એક બુદ્ધિમાન અંગ તરીકે અને ગુજરાતના એક ઉપયોગી અણુ તરીકે હવા અને પાણીથી પર બની આપણું ગુમાવેલું કૌવત, વીરત્વ અને શ્રમઉત્સાહ પાછાં લાવવાં છે? માનવજાતે હવા અને પાણી બંને ઉપર વિજય મેળવી આરોગ્ય અને વીરત્વ પ્રાપ્ત કર્યાં છે. એના દાખલા જોઈએ એટલા મળી આવે એમ છે. અરબસ્તાન દેશ આપણાં કરતાં પણ વધારે ઉષ્ણ દેશ—રણથી છવાએલો પ્રદેશ. એના નિવાસી આરબોમાં કોઈ ચૈતન્ય વીજળી ચમકી ગઈ, અને જોતજોતામાં સ્પેનથી ચીન સુધી એ ઉષ્ણ પ્રદેશના આરબોએ એક મહાસામ્રાજ્ય સ્થાપ્યું. હિંદુસ્તાનની મૂઠીમાં સમાઈ જાય એવું ઇંગ્લેંડ, સ્કોટલેંડ, અને આયર્લેંડ આપણે કલ્પી ન શકીએ એટલી ઠંડીવાળો એ પ્રદેશ. તાપને સહજ પણ સહન ન કરી શકે એવા એ ગ્રેટબ્રિટનની પ્રજાએ ગરમમાં ગરમ પ્રજિમ દેશ ઉપર વર્ચસ્વ સ્થાપ્યું. દુનિયાને એક બનાવતી સુએઝ નહેર તૈયાર કરી અને હિંદ જેવા ગરમીથી કંટાળતા દેશ ઉપર દોઢસો વર્ષ સુધી એકચક્રે રાજ્ય કર્યું. ઠંડકમાં રહેતી ગોરી પ્રજા ગરમમાં ગરમ પ્રદેશની પિરામિડો શોધે છે, ગોબીના રણમાં આપણી પ્રાચીન સંસ્કૃતિ કેમ ઢંકાઈ ગયેલી છે તેના અવશેષો શોધી આપણી ઉજ્જવલ કારકિર્દીનું આપણને ભાન કરાવે છે અને તાપમાં અને

તાપથી શેકી નાખે એવાં સ્થળોમાં જાતે કામ કરી પોતાને માટે કાશ્મીર સરખાં આરામગૃહો શોધી કાઢે છે અને ઉપજાવે છે.

### ગુજરાતની સુંવાળાશનો પ્રશ્ન

ગુજરાતે પૂછવાની જરૂર છે કે અરબસ્તાનમાં રહેતા આરબો બરફ ભરેલા ઈરાન–અફઘાનિસ્તાનને શી રીતે જીતી શક્યા હશે? બરફ વરસતા ઇંગ્લૅંડમાં રહેતા અંગ્રેજોએ મદ્રાસ, કલકત્તા અને સુરત જેવાં ગરમીથી ધગધગતાં શહેરોની કોઠીઓ શી રીતે ચલાવી હશે? સ્વરાજ્ય ચલાવવું હોય, સ્વરાજ્ય સાચવવું હોય, તો આપણે સહુએ હવા અને પાણી બંનેથી પર થવું પડશે. અંગ્રેજોએ હવા ખાવા માટે મહાબળેશ્વર, માથેરાન, સીમલા અને મસુરી રાજસત્તા મેળવતાં પહેલાં શોધી કાઢ્યાં ન હતાં. આપણને એ ભલે પડ્યાં જડ્યાં હોય. એનો ઉપયોગ કરવાની આપણે ઉતાવળ ન કરીએ. ગુજરાતની હવાને, ગુજરાતના પાણીને લડાયક ખમીરવાળું બનાવ્યા પછી જ આપણે આબુ, ગિરનારની સહેલગાહનો કે જાત્રાનો પણ વિચાર કરી શકીએ. આપણી શારીરિક નિર્બળતાને માટે આપણાં ગુજરાતનાં હવાપાણીને વગોવતા આપણે ગુજરાતીઓ જુઠ્ઠા છીએ એટલું સમજીએ તો વધારે સારું. હવા અને પાણીના બહાના નીચે આપણી કમતાકાત ચાલુ રાખી રક્ષણના ભારને ખસેથી ખસેડી દઈએ તો જરૂર આપણે આપણા સ્વરાજ્યને અને આપણી રાષ્ટ્ર-ભાવનાને બેવફા નીવડીએ છીએ.

### ગુજરાતી બહારવટિયાનો દેહ

સ્વરાજ્યમાં કોઈ પણ બહારવટિયો ન હોય. બહારવટિયો બનનાર કદાચ સત્તા સાથે ભુલભુલામણી રમી જાય. પરંતુ સ્વરાજ્ય ભોગવતી પ્રજા સાથે એક ક્ષણની પણ ભુલભુલામણી બહારવટિયાને ભોગવવા ન જ દેવાય. બહારવટિયા હોવા એ જેમ રાજ્યની શરમ-

છે તેમ પ્રજાની પણ શરમ છે. બહારવટિયાનાં આજ વખાણ થાય જ નહિ. પરંતુ બહારવટે ચડનાર માનવી ગુજરાતી હોય તો આપણે એક સત્ય તો સમજી લઈએ: ગુજરાત હાડમારી કે શ્રમ વેઠી ન શકે એવી પ્રજા ઉપજાવતો દેશ તો નથી જ. બહારવટિયાનાં વખાણ માટે નહિ, પરંતુ બહારવટિયાની શરીર–શક્તિને ઉપજાવ-નાર હવાપાણી દુર્બળ અને નિર્બળ માનવીઓ ઉપજાવે છે એમ માનવું એ પ્રથમ દર્શને ખોટું છે. ચાર ચાર ગોળીઓ વાગ્યા છતાં નવ માઈલ જેટલે દૂર મરવા માટે દોડનાર ભૂપતના સાથી દેવાયતના દેહને જો ગુજરાતની ભૂમિ ઉપજાવતી હોય તો ગુજરાતનાં હવા અને પાણીને દોષ દેવાની આપણને ટેવ પડી છે, જે ટેવ આપણે વહેલી તકે ટાળી કાઢવી જોઈએ.

## ગુજરાતનો ખેડૂત–શ્રમજીવી–પ્રવાસી

બહારવટિયાને બાજુએ મૂકીએ. આપણા ખેડૂતને શ્રમ કરતાં જોયો છે? ટાઢમાં ધરૂં, શેરડી ને પાણી પાતા, વરસાદમાં ડાંગરના ક્યારાઓમાં ફરતા અને સખ્તમાં સખ્ત ઉનાળામાં ખેતરોમાંથી કચરો કાઢી બાળી જમીનને વાવવા લાયક બનાવતા ખેડૂતને કદી જોયો છે? આવા વિશ્વવિખ્યાત ખેડૂતને ઉપજાવનાર દેશની આબો-હવાને નિર્બળતા પોષક કેમ માની શકાય?

આજ પણ આફ્રિકા, ઈરાન, મલબાર, સીલોન સુધી જૂની ઢબનાં વહાણો લઈ દરિયો ડહોળતા ખલાસીઓને ગુજરાતના કિનારાવાસીઓને આપણે નિહાળીએ છીએ. સમુદ્રને તરનાર પ્રજાને જન્મ આપનાર ગુર્જર દેશની આબોહવા નિર્બળતા પોષક ન જ હોય.

જ્યાં જ્યાં માનવી ત્યાં ત્યાં ગુજરાતી. પરદેશ ગમનની બંધી માટે આપણે ભલે હિંદવાસીઓને વખોડીએ પરંતુ પરદેશ ગમનની બંધીને ગુજરાતે બહુ ગણકારી નથી. અને આફ્રિકા, ઑસ્ટ્રેલિયા, અને અમેરિકા જેવા દૂર દૂરના દેશોમાં ગુજરાતીઓએ પ્રવાસ

ખોડયો છે. આ શું નિર્બળ હવાપાણીનાં લક્ષણ કહેવાય? કે સાહસ-ઉપજાવના પ્રદેશનાં?

### ગુજરાતી દેહનિર્બળતા એ રાષ્ટ્ર અપરાધ

પોતાની મેળે ઉપજાવી કાઢેલો વહેમ ગુજરાત દૂર કરે. એની આબોહવા નિર્બળતા ઉપજાવે એવી નથી જ. સૈન્યો, સુભટો અને સેનાપતિઓ અને સામ્રાજ્યો ઊભાં કરનાર ગુજરાતનાં હવાપાણી જરાય ખરાબ નથી. એ બહાના નીચે આપણી શારીરિક નિર્બળતાનો બચાવ આપણે ન જ કરીએ.

આજના ગુજરાતનો ખેડૂત, શ્રમજીવી, પ્રવાસી અને બહારવટિયો ગુજરાતનાં હવાપાણીની તેજહીનતા સૂચવતા નથી.

છતાં હવાપાણી દેહને નિર્બળ બનાવતાં લાગે તો હવાપાણીથી પર બનવાની ગુજરાત પાસે સગવડ છે. ગુજરાતે હવાપાણીની અસરને બાજુએ મૂકીને પણ શરીર સમૃદ્ધિ મેળવવી રહી. દુર્બળ દેહથી ગુજરાત શરમાય. દેહની નિર્બળતા માટે ગુજરાતથી આબોહવાનું બહાનું ન જ કઢાય. સુદૃઢ દેહના સર્જનની વચમાં ગુજરાતની વિશુદ્ધ હવા અને કાંચન સરખું પાણી આવે જ નહિ! આપણે ગુર્જર માનવીઓ જ ખરા અપરાધી છીએ.

['લોકસત્તા'—તા. ૨૧-૨-૧૯૫૨]

## સામાજિક જવાબદારી

વિચારક પુરુષો કહે છે કે, આજના લોકોમાં સામાજિક ગુણોની ભારે ઊણપ જણાય છે, તેથી આજના સમાજને ઘણું દુઃખ વેઠવું પડે છે. માણસ એક વ્યક્તિ તરીકેના વ્યવહારમાં સારો, સુશીલ અને વિવેકી હોય છે, પરંતુ સામાજિક કામમાં એના એ ગુણો ક્યાંય ઊડી જાય છે. આના અનેક દાખલા આપી શકાય. આપણી ગંદકી જ જુઓ. આપણાં ઘર સ્વચ્છ હોય છે. પણ આપણી શેરીઓ, આપણાં ફળિયાં, આપણાં આંગણાં નથી હોતાં. એનું એક જ કારણ છે કે આપણે સામાજિક જવાબદારીનો ગુણ જોઈએ તેટલો કેળવ્યો નથી. સાચા સુખ માટે આપણે બેદરકાર રહીએ છીએ. મારા ઘરનો કચરો વાળીને હું પાડોશીના આંગણામાં ફેંકું, બારીએથી કચરો ફેંકું, પાણી ઢોળું, થૂંકું અને એમ કરતાં નીચેથી ચાલનારનો ખ્યાલ સુધ્ધાં ન કરું! આ કેવી બેદરકારી કહેવાય? ઉપર એક ગંદકીનો જ દાખલો આપ્યો છે, પરંતુ જમીનની, ખેતરની, લેવડદેવડની વગેરે અનેક બાબતોમાં ઊંડા ઊતરીને જોઈશું તો સ્પષ્ટ જણાશે કે આપણે આપણો સમાજધર્મ બરાબર નથી સમજતાં. તેથી બધા ગુંચવાડા ઊભા થાય છે. સુધરાઈએ રસ્તા ઉપર મૂકેલા દીવા, મોરી, નળ તથા રસ્તાની સવડ વગેરેનો તેમ જ રેલ્વે વગેરે બીજી સામાજિક સુખસગવડોનો ઉપયોગ કરવામાં પણ જે અનેક જાતની બેદરકારી જોવામાં આવે છે, તેથી પણ કેટલો ત્રાસ વેઠવો પડે છે! દેશના રાજતંત્ર અને સરકાર સાથેના

વર્તનમાં પણ આવી જ ઊણપો જોવામાં આવે છે. આજના તંત્રમાં પ્રજાતંત્ર એ લોકપ્રિય રાજપદ્ધતિ છે. એ પદ્ધતિની સફળતાની ચાવી પ્રજાની સામાજિક કેળવણીમાં રહેલી છે. પ્રજાના દરેક માણસે આખા દેશને પોતાના ઘર સમાન ગણીને અને તેમાં વસતા દરેકને ભાંડુ બરાબર સમજીને વર્તતાં શીખવું જોઈએ. પોતાના દેશનું સ્વરાજ બરાબર ચાલે તે માટે જે જે ગુણો કેળવવા જોઈએ તે કેળવવાનો તથા જે જે ફરજો અદા કરવી જોઈએ તે અદા કરવાનો દરેક શહેરીએ ધર્મ સમજવો જોઈએ. જે દેશમાં આ પ્રકારની સમજ ન વધે તે દેશ પોતાનું સ્વરાજ સંભાળી ન શકે અને તે દેશના લોકો લાંબો કાળ સલાહ સંપથી રહી ન શકે. એક જ દાખલો લઈએ. અમલદારોને લાચરુશ્વત બધા દેશમાં અપાય છે. જે દેશના લોકો સમાજધર્મમાં કેળવાયા હોય તેઓ આવું પાપ કદી કરતાં નથી. પોતાને સોંપેલું કામ કરવું એ દરેક સરકારી કે ખાનગી નોકરોનું કર્તવ્ય છે. તે ન કરે તો એ સજાને પાત્ર થાય છે ને દેશની એ અસેવા કરે છે. પરંતુ એ લાંચ લે છે અને સ્વાર્થી અને સંકુચિત મનના લોકો પોતાના નાનકડા લાભ માટે પણ તે આપે છે. કેટલાંક ખાતા તો લાંચિયા તરીકે જ સર્વત્ર ઓળખાય છે. આ કુટેવને માટે આપણે લાંચ લેનારને એકલાને જ નિંદવો ન જોઈએ. એ તો જવાબદાર છે જ. પણ એને એવી ટેવ પાડનાર અને તેને નભવા દેનાર લોકો પણ એના જેટલા જ જવાબદાર છે. અથવા તેઓ જ વધારે જવાબદાર છે. કારણ કે તેમણે તેને આ ટેવ પાડી છે. તેઓ ધારે તો તેની એ ટેવ તરત જ નાબૂદ કરી શકે. આ રીતે વિચારપૂર્વક પોતાનું વર્તન ઘડવું એ ધર્મદૃષ્ટિએ પણ જરૂરનું છે. એથી જ સમાજમાં યોગ્ય વર્તન રાખવું એ ધર્મનો જ એક ભાગ છે. એ ભાગને સમાજધર્મ કહેવામાં આવે છે. એનો પાયો ઉપર કહેલી જવાબદારી કે પારકાના સુખની દરકારમાં રહેલો છે. આ ગુણમાંથી અનેક નાના-મોટા બીજા ગુણો

ખીલી શકે છે. તે બધા સામાજિક ગુણો પણ ચારિત્ર્યનો એક ભાગ ગણાય. આ ગુણો સંભાળપૂર્વક કેળવવા જોઈએ. કારણ કે એમાં સ્વરાજની સફળતાની ચાવી રહેલી છે.

'લોકસત્તા'—તા. ૫-૬-૧૯૫૨]

## દિલ્હીની બે પરિષદોનાં સંસ્મરણો

માર્ચ ૧૯૫૧ની મધ્યમાં ભારતમાં પાટનગર દિલ્હીમાં બે પરિષદો બોલાવવામાં આવી હતી:

૧. સાહિત્યવિષયક પરિષદ-Conference on letters, જેની યોજના ભારત સરકારના કેળવણી તંત્રે કરેલી હતી. તા. ૧૫ તથા ૧૬ માર્ચ એ બે દિવસ આ પરિષદ માટે રાખ્યા હતા.

૨. અખિલ ભારતીય સંસ્કૃતિ પરિષદ-All India Cultural conference. દિલ્હીના ભારતીય સંસ્કૃતિસંગમે-Indian Cultural Academy એ-આ પરિષદ બોલાવી હતી. એનો કાર્યક્રમ તા. ૧૫ મી માર્ચથી તા. ૧૮ મી માર્ચ સુધી ચાર દિવસનો રાખવામાં આવ્યો હતો.

નીચેની ચૌદ ભાષાઓને નિમંત્રણમાં પ્રતિનિધાન મળ્યું હતું. (૧) હિંદી, (૨) તેલુગુ, (૩) મરાઠી, (૪) તામીલ, (૫) બંગાળી, (૬) કન્નડ, (૭) ઉરિયા, (૮) ગુજરાતી, (૯) પંજાબી, (૧૦) મલયાલમ, (૧૧) ઉર્દૂ, (૧૨) આસામી, (૧૩) કાશ્મીરી (૧૪) સંસ્કૃત. ૧૩ નો અપશુકનિયાળ અંક દૂર કરવા સંસ્કૃત ભાષા રાખી હશે?

નિમંત્રણમા ત્રણ ભાગ હતા: (૧) સાહિત્ય કે કલાસંસ્થાના પ્રતિનિધિઓ, (૨) રાજ્યોના પ્રતિનિધિઓ અને (૩) કેટલાક વ્યક્તિગત પ્રસિદ્ધ (Eminent) લેખકો, વિદ્વાનો, કલાકારો અને સંસ્કારપ્રચારકો મળી એકસો ચોવીસ વ્યક્તિઓને નિમંત્રણ મળ્યા હતા. પછીથી એ નિમંત્રણો વધી ગયાં હોય એમ લાગતું હતું.

હિંદની સત્તાવીસ સંસ્થાઓનો આ પરિષદમાં સહકાર હતો,

જેમાં ગુજરાતી સાહિત્ય પરિષદ અને ભારતીય વિદ્યાભવન એ બે ગુજરાતી સંસ્થાઓ ગણાય.

મને બંને પરિષદોમાં કેમ આમંત્રણ મળ્યું હશે? હું કોઈ સંસ્થા કે રાજ્યનો પ્રતિનિધિ નથી. પ્રસિદ્ધ લેખક (!) તરીકે મને આમંત્રણ મળ્યું હશે શું? ગર્વ વધે એવા અકસ્માતો જીવનમાં કદી કદી ઊભા થાય ખરા!

મેં બંને આમંત્રણો સ્વીકાર્યાં. તા. ૧૩ મી માર્ચે સવારે વડોદરેથી નીકળી તા. ૧૪ મી માર્ચના પ્રભાતે હું દિલ્હી પહોંચ્યો. ગુજરાતની સુપ્રસિદ્ધ મહેમાનગીરીના અર્ક સમા શ્રી યશવંત પંડ્યાનો હું મહેમાન થયો. શ્રી રવિશંકર રાવળ તથા શ્રી જ્યોતીન્દ્ર દવે મારા સહ–મેહમાન હતા. યશવંતે બિછાવેલી સુખસગવડમાં કલા અને હાસ્ય પણ ભળ્યાં.

દિલ્હીની પાર્લામેન્ટ પણ ચાલતી તા. ૧૪ મીના રોજ જોઈ. વડોદરાના સભ્યો શ્રી પ્રાણલાલ મુનશી અને જનાબ રસુલખાન પઠાણે એ સગવડ કરી આપી. ભારતીય સરકારના કેળવણી વિભાગે યોજેલી સાહિત્ય વિષયક પરિષદ તા. ૧૫ મીની સવારે દસ વાગે ભરાવાની હતી એવી માહિતી મહામુશ્કેલીએ મેળવી. શ્રી જ્યોતીન્દ્ર દવે, સૌરાષ્ટ્ર સરકારના પ્રતિનિધિ શ્રી વિજયરાય વૈદ્ય તથા હું પાર્લામેન્ટના મકાન પાસે આવ્યા. ભવ્ય મકાનના ભવ્ય પગથિયાં આગળ અમે ઊતર્યા અને એક લશ્કરી રૂઆબ અને પહેરવેશવાળા અમલદારે આતુરતાપૂર્વક અમારી જરૂરિયાત પૂછી. મને હર્ષ થયો કે સ્વરાજ્યના દબદબામાં વિવેક પ્રવેશ પામ્યો ખરો. મેં પરિષદનું સ્થળ જાણવા માગ્યું. દમામદાર અમલદારે મને પાર્લામેન્ટનાં દ્વાર બતાવ્યાં. મારા જેવા વડોદરાના ગામડિયાને શંકા પડી અને મેં પૂછ્યું.

'અહીં તો પાર્લામેન્ટ બેસે છે ને? સાહેબ!'

ભારતીય સરકારના દ્વારપાલની દોરવણીમાં શંકા ઉઠાવનાર હું કોણ? વિવેકને ફૂંક મારી ઉરાડી દઈ દામમદાર રક્ષકે સૈનિકદબના

અંગ્રેજીમાં મને છેલ્લી વાત સંભળાવી : 'મારા કથનમાં વિશ્વાસ ન હોય તો જાઓ, તમને ફાવે તેમ તમારી જગા શોધી લો.' અને તે અમારાથી ઠીક ઠીક દૂર ચાલ્યો ગયો. મારો ભ્રમ ભાગ્યો. હજી સ્વરાજ્યના લોહીમાં વિવેકના અણુઓ પ્રવેશવાના બાકી છે એમ લાગ્યું. જેમ તેમ કરી અમે જગા શોધી કાઢી અને એક અંધને સંબોધન કરતા ગુલામ, પ્રધાન અને રાજાની વાણીના ભેદની વાર્તાનો વિચાર કરતા અમે અમારા પ્રતિનિધિ-બિલ્લા લઈ સાચે સ્થળે અંતે પહોંચ્યા. ત્યાં પ્રવેશતાં ઝડપી 'શેક હેન્ડ' કરી સહુનું સ્વાગત કરતા એક યુરોપીય પોશાક-સજ્જ અમલદારે હસીને હાથ મિલાવી અમને રમતા મૂક્યા. અમે ત્રણે ગુજરાતીઓએ છેલ્લી બેઠક પસંદ કરી. કેળવણી પ્રધાન મૌલાના અબુલ કલામ આઝાદે આવી હિંદીમાં ભાષણ કર્યું. મૌલાના એક વિખ્યાત વક્તા તરીકે પંકાયલા છે. તેમના વ્યાખ્યાનમાં તેમણે ત્રણેક બાબતોની ચર્ચા કરી: એક તો પરિષદનો પૂર્વ ઇતિહાસ તેમણે કહ્યો. બીજું ચૌદમાંથી ચાર ભાષાઓ–સંસ્કૃત, તામીલ, ઉર્દૂ અને બંગાળી – આતરરાષ્ટ્રીય કક્ષાએ ઊભી રહે એમ છે એ તરફ સહુનું ધ્યાન દોર્યું; અને રાષ્ટ્રભાષા હિંદીને સમૃદ્ધ કરવાની સહુની ફરજ ઉપર તેમણે ભાર મૂક્યો. વળી સાહિત્યમાં સરકારી કરતાં બિન સરકારી પ્રયત્નોની વધારે જરૂર તેમણે સ્વીકારી. વ્યાખ્યાન કરી તેઓ ચાલ્યા ગયા અને પ્રમુખસ્થાને કેળવણી મંત્રી ડૉ. તારાચંદ બિરાજ્યા. આઠ મુદ્દાવાળા રજૂ થયેલા કાર્યક્રમની એ પછી ચર્ચા ચાલી. મુદ્દાઓમાં ભાગ્યે જ મતભેદ કે તકરારને અવકાશ હતો. આ રહ્યા એ મુદ્દાઓ : (૧) ભારતની વિવિધ ભાષાઓમાં થતી સાહિત્ય પ્રવૃત્તિઓના સંગમ અર્થે સાહિત્યસંગમ સંસ્થા – Academy of letters ની સ્થાપનાનો વિચાર; (૨) પ્રવૃત્તિઓની સમાલોચનાનાં સાધનો–સામયિકો વગેરે ઉપજાવવાની વિચારણા; (૩) ભારતીય અને પરદેશની ભાષાઓનાં ઉત્તમ પુસ્તકોનું વાચન શક્ય બનાવતી યોજના; (૪) વિદ્યાપીઠોમાં અન્ય પ્રાન્તીય ભાષાઓના અભ્યા-

સની જોગવાઈ; (૫) જ્ઞાનચક્રો અને સર્વસંગ્રહો–Encyclopedia-ની રચના; (૬) વિવિધ ભાષાઓના કોશની ગોઠવણી; (૭) શાસ્ત્રીય અને વૈજ્ઞાનિક શબ્દકોશોનું ઘડતર અને (૮) હિંદી ભાષાના અભ્યાસને વેગ આપનારાં સાધનોનો વિચાર.

ચર્ચાનો બહુ અવકાશ ન હોવા છતાં બોલવાની આતુરતા બધા પ્રાંતોની દેખાઈ આવી: ન બોલ્યા માત્ર ગુજરાતી ભાષાના પ્રતિનિધિઓ. કદાચ તેમને 'શું શાં પૈસા ચાર' વાળી ગુજરાતી ભાષાએ લઘુગ્રંથિ ઉપજાવી હોય, અથવા એક બોલનાર બેસે તે પહેલાં પાંચ બોલનારને ઊભા થતા જોઈ ગુજરાતીઓ હિંમત હારી ગયા હોય, અગર બોલવાથી કાંઈ તાત્ત્વિક ઉમેરો ચર્ચામાં કરી નહિ શકાય એમ પણ તેમને લાગ્યું હોય! ચર્ચાની કક્ષા બહુ સાધારણ, દીર્ઘસૂત્ર હતી અને સાક્ષરોનાં માન વધારે એવી તો ન હતી.

એ પરિષદમાં વાંચવા માટે An object lesson on state encouragement to letters નામનો એક ટૂંકો નિબંધ તૈયાર કરી પરિષદમાં વાંચવા મેં, પ્રથમથી આમંત્રણ-સ્વીકાર સાથે જ, વિનંતી કરી હતી. પરંતુ તે બદલ મને પૂછવાની કે કોઈ સંચાલકને કહેવાની ફુરસદ જ મળી નહિ. પ્રત્યેક સભ્યે પોતાપોતાનો પરિચય આપ્યો, પરંતુ તે ભાગ્યે કોઈને યાદ રહ્યો હોય.

બે દિવસનું કામ એક જ દિવસમાં પતી ગયું! કાર્યક્રમને ટૂંકો અપાયો માની સાંજે પાંચ પહેલાં પરિષદ વિખરાઈ ગઈ… કારણ, સંસ્કૃતિસંગમે બોલાવેલી પરિષદનું લાલ કિલ્લામાં એ સાંજે રાષ્ટ્રપ્રમુખ શ્રી રાજેન્દ્રપ્રસાદને હસ્તે ઉદ્ઘાટન થવાનું હતું. લાલ કિલ્લો એટલે મોગલ શહેનશાહતનો એક કલા-અવશેષ, જેમા દીવાને ખાસ અને દીવાને આમનાં કલામય ખોખાં, જનાનખાનાનાં સ્નાનાગાર અને ઝરૂખા, કારીગરીભરી નહેર અને ફુવારા–જેમા ગુલાબજળ એક સમયે સતત વહેતાં રહેતાં હતાં, બગીચાઓની વિશાળતા અને કિલ્લાથી દૂર ચાલી ગયેલી યમુનાનાં દર્શન, એટલું ખાસ

ધ્યાન ખેંચે છે. બે સંગ્રહસ્થાનો એમાં છે, જેમાં જૂની છબીઓ, વસ્તુઓ અને શસ્ત્રો મૂકવામાં આવ્યાં છે. કિલ્લાની વિશાળતા મોગલ સામ્રાજ્યની વિશાળતાનો ખ્યાલ આપે છે. વિસ્તાર અને વિશાળતામાં નમણી નાજુકાઈ ઉપજાવતી મોગલ કળાનો એ લાલ કિલ્લો નમૂનો છે. કિલ્લાના લાંબા પ્રવેશસ્થળમાં કારીગરીની વસ્તુઓ વેચતી દુકાનો ખડકાયલી છે અને એક સૈનિક ટુકડીને કિલ્લાની ખુલ્લી જગાઓમાં રહેઠાણ ગમ્યું છે.

મફત અને વગર આમંત્રણે પેસી જવાનો ભય સંસ્કૃતિ-સંગમના સંચાલકોને પણ લાગતો હતો, એટલે ત્રણ સ્થળે અમારી સચ્ચાઈની પરખ થતી હતી—કિલ્લા પ્રવેશની પ્રાથમિક સરકારી પરખ બાજુએ મૂકતાં. સંચાલકોનો વાંક કાઢવામાં અર્થ નથી. જનતાના પ્રતિનિધિ બની બેઠેલા સત્તાધીશોમાંથી જ વિશ્વાસ ઊઠતો જાય છે તો જનતાના રસપ્રતિનિધિ બની બેઠેલા સાહિત્યકારો કે કલાકારોનો કોણ વિશ્વાસ રાખે? સાંસ્કૃતિક પરિષદમાં પ્રવેશ પામતાં એટલું તો જરૂર મને લાગ્યું કે પ્રાચીન સંસ્કૃતિનાં બણગાં ફૂંકનાર આપણે હજી ઘણા અધમ છીએ—સાહિત્યકારો અને કલાકારો પણ. આપણું મૂલ્ય બહુ ભારે નહિ હોય! એક ટિકિટ કે બિલ્લા જેટલું જ માત્ર!

પ્રવેશ પામ્યા પછી દીવાને આમનો બગીચો તથા સ્થળ ઓળંગી દીવાને ખાસ પાસે યોજાયલા સભામંડપમાં અમને પ્રવેશ મળ્યો. બેઠકની વ્યવસ્થા બહુ સારી ગણાય. પ્રતિનિધિઓ ઉપરાંત ઘણા પ્રેક્ષકોનો સમુદાય ત્યાં ભેગો થયો હતો, અને સહુથી બેસી શકાય જોઈ શકાય અને સાંભળી શકાય એવી વ્યવસ્થા બીજી ઘણી દિલ્હીની અવ્યવસ્થાઓમાં સારી લાગી. પ્રથમ સ્વાગતસમિતિ—પ્રમુખશ્રી શ્રી પ્રકાશનું ભાષણ થયું; પછી રાષ્ટ્રપતિ ડૉ. રાજેન્દ્રપ્રસાદનું ઉદ્‌ઘાટન–ભાષણ થયું; જે બંને લખેલાં હતાં, અને સારાં હતાં. પછી પંડિત જવાહરલાલે અને જનાબ આસફઅલીએ અલિખિત ભાષણો કર્યાં. આસફઅલીની ઉર્દૂ જબાન મોહક હતી.

પરંતુ મને વધારામાં વધારે ગમ્યું પંડિત જવાહરલાલનું હિન્દુસ્તાની લાવણ્ય. ચકચકાતી, વિખરાતી પરંતુ જોતજોતાંમાં આકર્ષક અને ધટ્ટ બનતી તેમના વ્યખ્યાન શૈલીમા તેમણે બહુ જ રમૂજ મેળવી. 'આખીરમેં' culture–સંસ્કૃતિ હય કયા ચીજ?'— એ પ્રશ્ન વારંવાર પોતાને પૂછી તેના ઉત્તરો શોધી આપણા સંસ્કૃતિ–ઘમંડ ઉપર ઠીક ઠીક પ્રહારો કર્યા, અને દુનિયાની અન્ય પ્રજાઓની સંસ્કૃતિની કદર કરવાની ઉદારતા વિકસાવતી માનવતા ઉપર તેમણે સાચો ભાર મૂક્યો. શ્રી શંકરરાવ દેવે મંત્રી તરીકે સહુનો આભાર માન્યો અને તા. ૧૫ મીનાં સવાર, બપોર અને સાંજ માત્ર શ્રોતા બની, કાંઈ પણ કાર્ય કર્યા વગર થાક અનુભવી સભા સાથે અમે પણ બરખાસ્ત થયા. ગાંધીજીની વેશભૂષાનું સંસ્મરણ શ્રી શંકરરાવ દેવના પહેરવેશે જરૂર કરાવ્યું. એ આશ્રમવાસી તપસ્વી દેખાતા પુરુષનો કલાસંચાલન પ્રવેશ જરા વિસ્મય ઉપજાવે ખરો. પરંતુ આપણે તો કલાના પાયામાં તપ જોવાને જ ટેવાયલા હોઈએ છીએ ને?—જાતે તપ કરતા ન હોઈએ તોય?

તા. ૧૬મી માર્ચ અને શુક્રવારે બે વખત પરિષદ મળી. સવારના દસથી બપોરના એક વાગ્યા સુધી અને બપોરના ત્રણ વાગ્યાથી પાંચ વાગ્યા સુધી ગુજરાતના સમર્થ સાહિત્યકાર અને ગુજરાતના બહુ થોડા આગળ કરવા યોગ્ય જાહેર પુરુષ શ્રી કનૈયાલાલ મુનશી પ્રમુખસ્થાને હતા. તેમનું વ્યાખ્યાન પણ સારું અને વિચારપ્રેરક હતું. એવું વકતવ્ય બધાય દિવસોમાં કોઈનું જ ન હતું કે જે ગુજરાતીમાં ન ઊતરે તો ગુજરાતી ભાષાને મહા ખોટ જાય. છતાં એ સર્વનાં વ્યખ્યાનો ગુજરાતીમાં ઊતરે તો આજના માનવંત અધિકારી તથા સાહિત્યવર્ગમાં વિચારવહન સમજવાનો સારો પ્રસંગ જરૂર ઊભો થાય. સંસ્કૃતિસંગમનું બંધારણ ઘડવા માટે એક સમિતિની નિમણૂક થઈ. બપોરે વ્યાખ્યાનો અને લેખવાંચન થયાં. લેખવાંચનની ખબર કોઈ પણ ગુજરાતી પ્રતિનિધિનો

હોય એમ લાગ્યું નહિ. બપોરનો સમય મોટે ભાગે પ્રદર્શન તથા ભાષાદરબારના ખંડો નિહાળવામાં મેં ગાળ્યો.

'પ્રદર્શનમાં શિલ્પસ્થાપત્યનાં યુગવાર ચિત્રો–ફોટોગ્રાફો અને વિવિધ શૈલીનાં ચિત્રોનો સંગ્રહ હતો. મોહન-જો-ડેરો અને હરાપ્પાથી માંડી આપણા પ્રાચીન શિલ્પસ્થાપત્યના ઉત્તમ નમૂનાનાં ચિત્રો ગોઠવાયાં હતાં અને ચિત્રોમાં અજંટાથી વર્તમાન યુગ સુધીનો સંગ્રહ ગોઠવવામાં આવ્યો હતો. કાલ-અનુક્રમ સહ વિવિધ પ્રાન્તોમાં વેરાયલા નમૂનાનું આ પ્રદર્શન અભ્યાસ માટે એક સારું સળંગ સાધન ગણી શકાય. ૨૦૮ થયેલી છબીઓનાં નાનકડાં આલ્બમો પ્રગટ થવાની બહુ જરૂર છે. પરંતુ એ તો હવે ઉઠાવી લેવામાં આવ્યાં હશે!

'ભાષાદરબાર' Language Courts–ના ભવ્ય નામથી રખે કોઈ ભડકી જાય. મોગલોના દરબાર, અંગ્રેજોના દરબાર, રાજવીઓના દરબાર અને ધવલ ટોપીધારીઓના દરબારથી ટેવાયલા આપણે ભાષાદરબારથી ચમકી ન ઊઠીએ. એ પણ પ્રદર્શનને અપાયલું ભવ્ય પરદેશી નામ જ માત્ર છે. દીવાને ખાસના વિશાળ હારબંધ ગોઠવાયલા એક એક ખંડમાં ભારતની પ્રતિનિધિ ભાષાઓની વિશિષ્ટતા દેખાડતાં ચિત્રો. નકશાઓ, વૃક્ષો, અંકપટ, આલેખો (Charts), વસ્તુઓ, પુસ્તકો, લેખકોની છબીઓ, ભાષાની વિશિષ્ટતા અને સમૃદ્ધિનાં સૂચક તત્ત્વો, પ્રાચીન ગ્રંથો એ સર્વની ભાષાવાર સળંગ ગોઠવણી એ 'દરબારો'માં કરવામાં આવી હતી. પ્રત્યેક ભાષાદરબાર દર્શનીય હતો. ગુજરાતી ભાષાદરબારમાં ભાવિ સોમનાથ મંદિરના નકશા પણ મૂકવામાં આવ્યા હતા.

પ્રદર્શન અને ભાષાદરબાર ઘણા જ ઉપયોગી વિભાગ કહી શકાય. વ્યવસ્થા વધારે સારી હોત તો આથી પણ વધારે સમૃદ્ધ તેમને બનાવી શકાયાં હોત. ચૌદે ભાષાદરબારોના સંગ્રહોની યાદી પ્રસિદ્ધ કરવામાં આવી હોત તો પણ ઘણું ઘણું જાણવાનું મળત.

હવે તો એ દરવાજો વીખરાઈ ગયા. ફરી ભરાય તો તેમની વિગત-વાર સૂચી એક સારો પ્રમાણગ્રંથ બની રહેશે.

તા. ૧૭ મી એ પ્રભાત બેઠક ન હતી. બપોરના ત્રણથી શરૂ થયેલી બેઠકમાં કલા-પરિષદ ભરી હતી, જેમાં નૃત્ય, સંગીત અને નાટ્ય સંબંધી ચર્ચા તથા નિબંધવાંચન થયાં.

તા. ૧૮ મીના છેલ્લા દિવસની સવાર બપોરની બેઠકોમાં કાર્યક્રમ સમાપ્ત થયો. સંસ્કૃતિસંગમનું બંધારણ મંજૂર થયું. આભારવિધિ થયો અને એક ભવ્ય પરિષદની પૂર્ણાહુતિ થઈ.

તા. ૧૮ મીએ સવારના આઠ વાગે કેટલાક હિંદી સાહિત્ય-કારોએ એક પરિચયગોષ્ઠી ગોઠવી હતી. સંગમમાં બધા ભેગા થયા ખરા, પરંતુ પરિચય કોઈને એકબીજાનો થયો નહિ. એ ખામી દૂર કરવા હિંદી સાહિત્યકારોએ કરેલી આ ગોઠવણમાં સાહિત્યકારો આઠને બદલે નવ વાગે આવવાથી ધારી સફળતા મળી નહિ. પરિચયની ભારે ભૂખ રહી ગઈ. ગુજરાતી પ્રતિનિધિઓ પણ ભેગા મળી ન શક્યા. કોણ કોણ હતા એની હજી પૂરી માહિતી મને મળી નથી. તા. ૧૮ મીની સવારના બેઠકમાં મને કાંઈ રસ પડ્યો નહિ અને મિત્રોને મળવા હું ચાલ્યો ગયો. એક પરિચિત ગૃહસ્થને ત્યાં મળવા જતા જ ફોનમાં સંદેશો મળ્યો કે શ્રી મુનશી મને પરિષદમાં બોલાવે છે, કારણ કેટલાક સભાજનોએ મને સાંભળવાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી. સાતેક માઈલ દૂરથી હું પાછો આવ્યો ત્યારે સભા ચાલતી હતી પરંતુ શ્રી મુનશી ત્યાં ન હતા અને શ્રોતાઓ ઠીક ઘટી ગયા હતા. સાડાબાર થયા હતા એટલે સંસ્કારને બદલે ભોજનની તીવ્રતા વધી જાય એ સ્વાભાવિક હતું. દસેક મિનિટમાં મેં મારું વક્તવ્ય પૂરું કર્યું. ગુજરાતી તરીકેની મારી દૃષ્ટિએ નીચેના મુદ્દા મેં રજૂ કર્યા :

(૧) હિંદીને બદલે અંગ્રેજીમાં બોલવાની મને જરૂર પડી એ દિલ-ગીરીનો વિષય હતો. વડોદરા રાજ્યમાં હિંદી શિક્ષણ ફર-

જિયાત હતું છતાં હિંદીના સુંદર વક્તાઓ આગળ હિંદીમાં બોલવું મને ભારે પડયું.

(૨) મૌલાના આઝાદે હિંદની ચાર ભાષાઓને બિરદાવી. મારી પ્રાન્તિક ભાષા ગુજરાતી લલિત વાઙ્‌મયમાં બીજી ભાષાઓ કરતાં ઊતરતી તો ન જ હતી. અંગ્રેજી ભાષામાં સારાં ભાષાંતરો થાય અગર ન થાય એ અકસ્માત ઉપર કીર્તિનું છોગું વારંવાર ચઢાવવાની જરૂર નથી.

(૩) આપણે સર્વ પ્રાન્તના નિવાસીઓ એક જ વહાણના મુસાફરો છીએ. ઓછી વધતી એક જ સરખી અસરોમાં ઊછરીએ છીએ. ઊતરીશું પણ એક જ આરે. કોઈ મોટુંનાનું નથી.

(૪) પ્રાન્તભાષાઓ બલિષ્ઠ બનતી ચાલી છે. એથી હિંદીને ધક્કો પહોંચતો દેખાય. છતાં બલ મેળવતી પ્રાન્તીય ભાષાઓના સહકારમાંથી વિકસતી હિંદી ભાષા સાચી રાષ્ટ્રીય ભાષા બની રહેશે.

(૫) જગતની પરિસ્થિતિ અને ખાસ કરી હિંદની પરિસ્થિતિ લેખકો, સાક્ષરો અને કલાકારોનું નેતૃત્વ માગી રહી છે, કારણ મુત્સદ્દીઓ, વિજ્ઞાનવિદો, સેનાપતિઓ અને નિષ્ણાતોનું નેતૃત્વ નિષ્ફળ નીવડી વિશ્વયુદ્ધમાં પ્રગટ થયા જ કરે છે.

(૬) મધ્યસ્થ રાજતંત્ર લેખકોએ ઉપાડી લીધું છે. રાજેન્દ્રબાબુ, જવાહરલાલ, મૌલાના આઝાદ, શ્રી શ્રીપ્રકાશ, મહેતાબ, મુનશી, આંબેડકર, દીવાકર એ બધા લેખકો છે એ સૂચક વસ્તુ છે.

(૭) સંસ્કૃતિને, સાહિત્યને, કલાને ભાવિજીવન પડકાર કરી રહ્યું છે. એ નિષ્ફળ નીવડશે તો માનવતાનો ચિરાગ ઓલવાઈ ગયો જાણવો.

તા. ૧૬-૧૭ અને ૧૮ એ ત્રણે દિવસોએ રાત્રે નૃત્યગીતની અહેદિલ જામતી. લગભગ ૬-૩૦ થી ૧૦ વાગ્યા સુધીનો આ

કાર્યક્રમ પણ મનોરંજક બનતો હતો. સંગીત, વાદ્ય, નૃત્યના પ્રયોગો થતા હતા. સરાઈકેલાના રાજકુમારોએ તૈયાર કરેલું કલાવૃન્દ ઓરીસાનાં છાઉ–છાયા નૃત્યોમાં કથકલીને યાદ કરાવતાં કેટલાંક નૃત્ય-રંજ કરી ગયું. પરબતસિંગ સરખા પખવાજીને સાંભળવામાં બહુ ઓછા શ્રોતાઓએ મન દોર્યું હતું. પખવાજ મરી જાય છે એની નોંધ કલારસિકો લેઈ લે. પરંતુ રંજન કાર્યક્રમમાં સર્વાંગી પ્રશંસા મેળવી ગયું ભારતીય વિદ્યાભવનનું કલાકાર મંડળ. એના ગરબા, નૃત્ય અને મૂક દશ્યોએ ગુજરાતનો રંગ રાખ્યો. તાનારીરીનો પ્રયોગ સારો ગયો. ગુજરાતી ગરબા બહુ વખણાયા. પરંતુ એ ગરબાઓએ શ્રોતાઓમાં અણુધારી રમૂજ ઉપજાવી માઈકમાંથી કલાવિગતો જાહેર કરતા ભાઈ બહુ સફાઈભર્યું અંગ્રેજી—અંગ્રેજો પણ ન બોલે એવું અંગ્રેજી–બોલતા હતા. ગરબાને 'ગરબા ડાન્સ' તરીકે ઓળખવાની પ્રથા પડી છે, એટલે સફાઈભર્યા અંગ્રેજીમાં જાહેરાત થઈ :

'હવે આપ ગ...ર...બે...ડેન્સ જોશો અને સાંભળશો.'

પાસે બેઠેલા હિન્દી કે પંજાબી શ્રોતાએ આશ્ચર્ય પામી પાડોશીનું પૂછ્યું.

'યે ગડબડ ડાન્સ ક્યા હૈ, ભાઈ?'

બિચારો ગુજરાતી ગરબો 'ગડબડ ડાન્સ' બની ગયો! એટલામાં અભિનય કરતી આપણી ગુજરાતી બહેનો આપણા જાણીતા ચમકતાં ઘડાઓ લઈ મંચ ઉપર આવી એટલે પડોશીએ પેલા ભાઈની ભૂલ સુધારી :

'ગડબડ ડાન્સ નહિ, ઘડુઆ ડાન્સ હૈ.'

ગરબાએ ત્રીજો જન્મ લીધો : ગરબો ગડબડ અને ઘડુઓ! ગુજરાતી કલારસિકો સાવચેત રહે! Phonetics—ઉચ્ચારણશાસ્ત્ર આમાંથી નિયમ ઉપજાવે!

શ્રી મુનશી સમારંભના પ્રમુખ હતા. તેમણે ગુજરાતી પ્રતિનિધિઓ સાથે સોહામણું આપ્તપણું દર્શાવ્યું. બે દિવસ છુટીના

સમયમાં તેઓ અમને બોલાવી જતા અને પાસે જ ઊભા કરેલા એક સ્ટૉલમાં અમારી સાથે ચા પીતા અને વાતો કરતા. આવો વિવેક અમને ખૂબ ગમ્યો.

અંતમાં થોડી ટીકા કરી લઉં ?

(૧) વ્યવસ્થા હતી એના કરતાં વધારે સારી થઈ શકી હોત. લેખકોનો પરિચય વધારે ગાઢ બનાવવાની જરૂર છે. બધાને જ એક સાથે રહેવાની ફરજ પાડી હોત તો ? પ્રધાનોને સુધ્ધાં.

(૨) પ્રદર્શન અને ભાષાદરબારની સામગ્રી એકત્રિત કરી છપાવવી જોઈતી હતી.

(૩) વધારે સમય આપી પ્રાન્તપ્રાન્તથી લેખો મંગાવ્યા હોત તો ભાષાપ્રતિનિધાન સારું જળવાત.

(૪) ચૌદે ભાષાના ઓછામાં ઓછા બે બે પ્રતિનિધિઓને સામાન્ય ચર્ચામાં બોલવાનો ક્રમ રાખ્યો હોત તો ? ગુજરાતને બોલવાની તક જ મળતી ન હતી અને બોલવાની આતુરતા બતાવવા ગુજરાત તૈયાર ન હતું—અલબત્ત કોઈના બોલવા ન બોલવાથી મહત્ત્વનો ફેર પડતો લાગતો નહિ. આપણી ચર્ચાકક્ષા ઠીક ઠીક નીચી હતી.

(૫) બોલવા ઊભા થનારને જીવતાં સુધી બોલવાનું જ છે એ ભ્રમ વક્તાઓમાંથી હવે નીકળી જાય તો વધારે સારું. સૂત્રા પણ આપણી સંસ્કૃતિની જ સંપત્તિ છે, નહિ ?

(૬) પ્રમુખોને અધવચ્ચ સભા છોડી ચાલ્યા જવાની કેમ ટેવ પડી જતી હશે ? મૌલાના આઝાદે પણ તેમ કર્યું, મુનશીએ પણ તેમ, અને દીવાકરે પણ તેમ. પ્રધાનગીરીમાં વધારે કામ હોય તો તેઓ ભલે ન આવે. મહત્ત્વનાં કામમાં રોકાઈને પણ તેઓ કેટલું ઘોળે છે એ આપણે સારી રીતે સમજી શકીએ છીએ. પરંતુ ચાલતી સભા અધવચ્ચ છોડી જતા પ્રમુખો સારા દેખાતા નથી જ.

(૭) ગુજરાતીઓએ છાપ પાડવી હોય તો હિંદી ભાષામાં બોલવાનું હવે તેઓ ઝડપથી શીખી લે.

(૮) સંસ્કૃતિસંગમ રાજકીય પક્ષોની સોગટાબાજી ન બને તો વધારે સારું. બધા પ્રાન્તોને એના સંચાલનમાં ભાગ લેવાની સગવડ રહેશે તો ઉદ્દેશ વહેલો ફળીભૂત થશે.

(૯) પ્રત્યેક ભાષાવાર પ્રાન્તોમાં આવી વાર્ષિક ઉજવણી થાય તો નિકટતા વહેલી આવે.

(૧૦) દેશી રાજ્યોના વિલીનીકરણથી જેની જડ ઊખડી ગઈ છે એવા સાચા કલાકારોને સાચવી–પોષી તેમની કલા ભાવિના હાથમાંથી જતી ન રહે એમ કરવાની જરૂર તત્કાળ ઊભી થઈ છે.

ગઝા આવી: એટલા જ શબ્દોમાં મારી બંને પરિષદોની છાપ હું સમાવી દઉં.

## માનવી—વિસ્મયભરી વિચિત્રતાનો પુંજ

આપણું ધ્યાન ખેંચાય એવા કેટકેટલા બનાવો હમણા જ બની ગયા. લખનૌ–અલાહબાદ યુનિવર્સિટીઓના વિદ્યાર્થી વર્ગનો ઝનૂની રોષ ઊભરો! ઈરાનની સરમુખત્યારીના પેંગડા ઉપર પગ મૂકવાની તૈયારી કરતા મુસાદીકનું પતન! પાકિસ્તાનમાં લશ્કરી સહાયતા અને લશ્કરી થાણાં આપવા સ્થાપવાના અમેરિકાના નિર્દોષ દેખાવા મથતા પ્રપંચ; ચાર મહાન રાષ્ટ્રોની સંયુક્ત મસલત માટેની સંમતિ; બેરિયા સરખા કમ્યુનિસ્ટ નેતાની એના જ રાજદ્વારી સાથીઓએ કરેલી કતલ; યુજીન ઓનીલ નામના સમર્થ અમેરિકન નાટ્યકારનું મૃત્યુ; શ્રી કનૈયાલાલ મુનશીનું ભરૂચે કરેલું સંમાન; વડોદરા યુનિવર્સિટીએ આમંત્રેલી ફિલસૂફી પરિષદનું અધિવેશન; ભાષાવાર પ્રાન્તરચના માટે નિમાયલું ત્રિમૂર્તિ કમિશન; ઇજિપ્તમાં નવી જડેલી પિરામિડ; બ્રિટનમાં જડેલા અતિ પ્રાચીન પીલ્ટડાઉન માનવીની ખોપરી તથા જડબામા ઉત્પન્ન થયેલા શંકા: આમ ધ્યાન ખેંચતા બનાવોની તાત્કાલીન યાદી હજી લંબાવી શકાય એમ છે. પરસ્પર જરાય સંબંધ ન રાખતા ઉપર વર્ણવાયેલા પ્રસંગો માનવજીવનની વિશાળ વિવિધતાનું સૂચન કર છે, અને ખાનાં પાડી અભ્યાસ પામતા માનવીનું સળંગ અહમ્–અસ્મિતા–કેટલી વિવિધતા ઉપર રચાયેલું છે એનો ખ્યાલ આપે છે. માનવી વ્યક્તિ તરીકે અને સમાજના ઘટક તરીકે બહુ વિસ્મયભરી વિચિત્રતાઓનો પુંજ બની રહે છે. એક પાસ અણુબોમ્બથી મરવાનો એ

અધિકાર મેળવતો જાય છે; બીજી પાસ એણે જ તપ કરી મેળવેલા અધિકારના ફળથી એ બચવાના માર્ગ શોધે છે. માનવી ભસ્માસુર બની પોતાનો અગ્નિહાથ પોતાને જ મસ્તકે તો નહિ મૂકે? શું કહેવાય માનવીની વિચિત્રતાનું?

['નાગરિક'—તા. ૧૧-૧-૧૯૫૪

# વિશ્વશાંતિ

## શાંતિઝંખના

માનવજાત જન્મી છે ત્યારથી શાંતિને ઝખે છે. આ લોક, પરલોક, કુટુંબ, સમાજ, રાજ્ય, ધર્મ, રાષ્ટ્ર, મિલકત—અંગત અને સામાજિક—જાતી વૈશિષ્ટ્ય: એ સઘળા પ્રયત્નો થઈને, શાંતિ તત્ત્વોની રચના કરતી માનવજાત, પૂર્ણ અને અતૂટ શાંતિ સ્થાપના જાણેઅજાણ્યે કરતી ચાલી આવી છે. એ જ્યારે ગૂંચવાય છે, એને જ્યારે સમજ પડતી નથી, શાંતિ સર્જનની એની આવડત જ્યારે ટૂંકી પડે છે ત્યારે એ અશાંત ઉપાયોનું પણ આયોજન કરે છે અને એમાંથી ઉગ્રતા, ઘર્ષણ, પક્ષવાદ, રંગભેદ, જાસૂસી, ખટપટ, મુત્સદ્દીગીરી, ધમકાધમકી, ટાઢું યુદ્ધ અને ગરમાગરમ યુદ્ધ ફૂટી નીકળે છે, અને શાંતિની ખોળમા નીકળેલી માનવ વણઝાર ભારેમાં ભારે અશાંત પ્રવૃત્તિઓમા પડી અંતે કાપાકાપીમાં મૃત્યુની શાંતિ મેળવે છે, નિરાશાની શાંતિ મેળવે છે, ભયંકર અવ્યવસ્થાની શાંતિ મેળવે છે, જે મેળવવા એ જન્મ્યો જ નથી! એક ડગલું મૂકતાં માનવી સર્જન કરે છે. બીજું ડગલું ભરતાં માનવી વિનાશ સર્જે છે. એ ડગલાં ભરતા ભરતા આપણે એક બાજુએ રાષ્ટ્ર સમવાયતંત્ર, યુનો અને માનવ મહારાજ્ય સુધી પહોંચી ગયા છીએ. બીજી બાજુએ આખી માનવજાતનો એક દિવસે વિનાશ થાય એવા અણુબૉમ્બ, હાઇડ્રોજન બૉમ્બ, કોબાલ્ટ બૉમ્બ, અને તેમને લઈ જવા લાવવાનાં સરળ સાધનોથી આપણે સજ્જ બની ગયા છીએ. આપણી

આખી પ્રગતિના સને ૧૯૫૪ ના એપ્રિલ સુધીનો સરવાળો કરતાં કહી શકીએ કે માનવીએ એક હથેલીમાં અમૃત ઉપજાવી મૂક્યું છે, અને બીજી હથેલીમાં હળાહળ ઝેર ઉપજાવી મૂક્યું છે. આ માનવજાતની સિદ્ધિ!

## માર્ગ ભૂલ્યો માનવી

આ બેમાંથી કઈ હથેલી ખોલવી એ પ્રશ્ન આખી માનવજાત સામે આવીને ઊભો રહ્યો છે. સમજ, સાદી બુદ્ધિ તો એક જ માર્ગ તરફ આપણે દોરે: અમૃત છોડીને ઝેર કોણ પીએ? આખી દુનિયાને જિવાડવાની સર્જક-શક્તિ ધરાવનાર અણુનો આખી માનવજાતને બાળતો અંગારો બનાવવા તરફ કોનું વલણ હોઈ શકે! એવા વલણને સાદી સમજ તો બેવકૂફી તરીકે જ ઓળખાવે. છતાં આપણે જાણીએ છીએ કે માનવજાતને દોરવાની અને તારવાની શક્તિ ધરાવનાર ઈંગ્લંડ, અમેરિકા અને રશિયા એ ત્રણે રાષ્ટ્રો વિશ્વ પ્રજાળના બૉમ્બ બનાવટની હરીફાઈમાં ઊતર્યા છે?...એટલું જ નહિ, એમને પગલે અન્ય સહુ પ્રજાઓ ઇચ્છે છે કે, તેમની પાસે આ માર્ગ અને હિંસક શક્તિ જાગૃત થાય! અરસપરસ ભય ન હોત તો ક્યારનો આ બૉમ્બ વપરાઈ ચૂક્યો હોત! ગુલામોની મુક્તિનું યુદ્ધ ખેલવાનો યશ પ્રાપ્ત કરી ચૂકેલા અમેરિકા–યુ. એસ. એ. એ તો હીરોશીમા અને અને નાગાસાકી ઉપર અણુબૉમ્બ ફેંકવાની પાશવતા વાપરી છે! અને એના પ્રયોગો કરી કરી આખા પ્રશાન્ત મહાસાગરને ઝેરભર્યો બનાવવા માંડ્યો છે! એની ભારત સુધી ઊડી આવતી રાખ વિશ્વને ખાખ કરી નાખશે એવી શક્યતા મોટામાં મોટા વિજ્ઞાનવિદ્ આઈનસ્ટાઈન જેવા અમેરિકા નિવાસી મહાપુરુષને પણ લાગે છે! માનવી માર્ગ ભૂલ્યો તો નથી?

## આપણા અગ્રણીઓ અને માનવભાવિ

એક એટમ બૉમ્બ બનાવવાનો ખર્ચ એક બાજુએ મૂકીએ

અને સામે દુનિયાનો ભૂખમરો દુનિયાનું અજ્ઞાન, દુનિયાનું રોગ-નિવારણ, દુનિયાનું કાપડ, કે દુનિયાના રહેઠાણ વિનાનાં માનવી-ઓનાં રહેઠાણ એ સર્વેનો ખર્ચ મૂકીએ તો સરભર થઈ જાય એમ છે. સુધરેલાં, સાધનસંપન્ન અને માનવજાતનું નેતૃત્વ માગનાં ગણ્યા માનવીના ભૂખમરા ઉપર આંસુ સારવાનો દેખાવ કરે છે, અને ભૂખમરો ટાળવાને બદલે એટમ બોમ્બ બનાવી લાવે છે! રોગનિવારણની કે નિરક્ષરતા નિવારણની લાંબીચોડી યોજનાઓ કરે છે, પરંતુ એને ઘટતો ખર્ચ હાઈડ્રોજન બોમ્બ બનાવવામાં કરી લાવે છે! પૃથ્વી ઉપરનાં જે અબજ માનવીઓ સુખપૂર્વક જીવી શકે એટલું સાધન આ રાષ્ટ્રો ધરાવે છે. પરંતુ તે સુખસાધન ઉપજાવવાના બદલે એ ખર્ચમાંથી કોબાલ્ટ બોમ્બ ઉપજાવી લાવે છે! નમૂના ખાતર કે શક્તિ-પ્રદર્શન ખાતર હજી એકાદ બોમ્બ બના-વીને આપણા અગ્રણીઓ સંતોષ પામતા હોય તો ઠીક! પરંતુ હવે તો બોમ્બની વખારો—સ્ટોક પાઈલીંગ—ની હરીફાઈમાં તેઓ પડયા છે! આ હરીફાઈમાં પડેલા નેતાઓનાં જીવન ચરિત્રો ભલે લખાય! તેમને ફૂલહારથી ભલે વધાવવામાં આવે! તેમની બુદ્ધિનાં ગીતો ભલે ગવાય! છતાં ભાવિ આજના આગેવાનોને માણસખાઉ રાક્ષસો, પાપમાં પોઢેલા પામરો કે બુદ્ધિવિહીન બેવકૂફો તરીકે ઓળખાવ્યા સિવાય રહેશે જ નહિ!—જો આ ડાહ્યા અગ્રણીઓ માનવજાતને માટે ભાવિ રહેવા દેશે તો!

ગાંધી પ્રેરિત પ્રયોગ

આજના સંજોગોમાં આપણા ભારતીય નેતા પંડિત જવાહર-લાલ નહેરુએ જે વિચારભૂમિકા ઉપર સ્થાન લીધું છે એ સાચામાં સાચી, કલ્યાણકારી અને માનવજાતને શોભે એવી છે, અને તેને આખા ભારતવર્ષનો જ નહિ પરંતુ સારા સંસારની વિચાર-શીલ જનતાનો ટેકો છે. આખી ભારતીય સંસ્કૃતિનો એક શાંતિ

તરફ છે, અહિંસા તરફ છે, જગત-બંધુત્વ તરફ છે અને સમાનતા તરફ છે. મહાત્મા ગાંધીએ અહિંસાના સૂત્રને પકડી જે ક્રાંતિ જન્માવી છે, એ આ યુગનું પરમ બળ છે, કારણ એનો આધાર લઈને ભારતે, પાકિસ્તાને, બરમાએ, સીલોન અને ઇન્ડોનેશિયાએ સ્વરાજ્ય-પ્રાપ્તિ કરી છે. માનવશાંતિના ઇતિહાસમાં અહિંસાનું આ પ્રકરણ એક જ્વલંતમાં જ્વલંત સર્જનાત્મક પ્રયોગ છે. સાચી શાંતિ સ્થાપવા માટે વ્યક્તિગત અહિંસા અને સામુદાયિક તથા રાષ્ટ્રીય નિઃશસ્ત્રીકરણને આપણે શક્ય બનાવવાં પડશે, અને એ શક્ય બનાવવા માટે આપણે સર્વ સામાન્ય માનવીઓએ એવું કલ્યાણકારી આંદોલન ઉપજાવવું રહેશે કે જેની સામે શસ્ત્રલોભ, સત્તાલોભ, ધનલોભ, પ્રદેશલોભ નિષ્ફળ નીવડે, અને બળથી, કળથી ઘમંડથી કે શસ્ત્રથી ન્યાય નક્કી કરવાનું બહાનું નિર્મૂળ બની જશે!

## મહાસભા અને શાંતિઆંદોલન

આ શાંતિઆંદોલનમાં સહુ કોઈ ભાગ લઈ શકે. ગુજરાતમાં મહાસભાએ આજ્ઞા આપી છે કે તેના સભ્યોએ શાંતિસંચલનમાં ભાગ ન લેવો! આ માહિતી સાચી ન હોય તો મને બહુ જ આનંદ થશે. પરંતુ સાચે જ, એવી આજ્ઞા થઈ હોય તો દિલગીરી સાથે કહેવું રહ્યું કે મહાસભાનું આ વલણ મારી સમજમાં કોઈ પણ રીતે ઊતરી શકતું નથી! ગાંધી પોષિત મહાસભાનો સભ્ય જો શાંતિયોદ્ધો ન બની શકે તો બીજો કોણ બની શકે? શાંતિ-સંચલનમાં સામ્યવાદના દોરીસંચારનો ભય હોય તો પણ શાંતિની વિશુદ્ધિની ખાતર, યુક્તિ-પ્રયુક્તિઓમાં શાંતિ ડહોળાઈ ન જાય એ ખાતર અને ગાંધીજીએ ભારતને માટે સત્ય બનાવેલી સક્રિય રાજકીય શાંતિને વિશ્વ વ્યાપક બનાવી માનવસંહારમાંથી માન-વીને બચાવવા ખાતર પણ આ શાંતિઆંદોલનમાં મહાસભાવાદીએ ભળવું જોઈએ, તેને પોતાનું બનાવવું જોઈએ, અને સંહાર

અટકાવવાના શાંતિમય પ્રયોગો આદરવા જોઈએ. સામ્યવાદનો ભય રાખ્યે સામ્યવાદ ઓસરવાનો નથી. અને ગાંધીવાદને—સાચા ગાંધીવાદને તો કોઈનો જ ભય હોઈ શકે નહિ!

### ભારત અને સામ્યવાદ

વળી સામ્યવાદી રશિયા અને ચીન હજી ભારતનાં મિત્રો છે. સામ્યવાદનો અભ્યાસ અને રાજકારણ અર્થશાસ્ત્રમાં આપણી યુનિવર્સિટીઓ પણ કરાવે જાય છે. સ્ટાલીન અને તેના અનુગામીઓએ પણ મૂડીવાદી સમાજરચના અને સમાજવાદી સમાજરચના બંને સાથે રહી શકે છે એવો સ્વીકાર પણ કર્યો છે. અને મૂડીવાદી સમાજે ન ઉકેલેલા કેટલાય પ્રશ્નોનો ઉકેલ સામ્યવાદી સમાજરચનાએ બતાવ્યો છે, જે રાધાકૃષ્ણન, અમૃતકૌર, અને ઇન્દિરા ગાંધીનાં કેટલાંય જાહેર મંતવ્યો ઉપરથી આપણે કહી શકીએ એમ છે. એટલે સામ્યવાદી દોરીસંચારના ભયથી આભડછેટ અનુસરવી એ દૃષ્ટિબિંદુ વાસ્તવિક ભાગ્યે જ લાગે. ગાંધી, અરવિંદ, અને ટાગોરના ભારતવર્ષમાં એકેએક ભારતવાસી શાંતિનો પ્રચારક, શાંતિનો પોષક અને શાંતિને રક્ષક બનવો જોઈએ. મહાસભાના હૃદયમાંથી શાંતિસંચલનની શંકા દૂર થાય એમ હું ઇચ્છું છું. આ સંચલન પ્રત્યે સહાનુભૂતિ દર્શાવનાર સહુ કોઈ સામ્યવાદી નથી, પરાઈ સત્તાના પ્રલોભને ટીંગાયેલા નથી, ભારતીય સરકારને સંપૂર્ણપણે વફાદાર છે અને અન્ય સત્તાઓ કે સંભાવનાઓનાં સ્મિત કે સૂત્ર-ઉચ્ચારણથી ભારતનો આર્થિક અને સામાજિક ઉદ્ધાર થઈ જશે એવી હૈયાફૂટી માન્યતાને વળગનારા નથી જ!

### માનવશાંતિ કેમ સ્થપાય?

'માનવશાંતિ એ જો માનવજગતનું આવશ્યક લક્ષણ હોય તો ગમે તે પ્રજાએ, ગમે તે ધર્મે, ગમે તે સમાજે, અને ગમે તે રાજ-

કીય સંભાવનાએ શાંતિ સ્થાપનાના કાર્યને આવશ્યક, અગત્યનું અને સક્રિય ગણી તેને અપનાવી લેવું જોઈએ, અને તેને સફળ કરવું જોઈએ. માનવશાંતિનાં વિરોધી તત્ત્વો અને વિરોધી બળો ક્યાં ક્યાં છે એનો વિચાર કરવો જોઈએ અને તે ટાળવા માટે કમર કસવી જોઈએ. વીસમી સદીમાં રાજકારણ બહુ મહત્ત્વનું તત્ત્વ બની ગયું છે. એનાં કેટલાંક વિષમ લક્ષણો માનવશાંતિનો ભંગ કરે છે. આપણે વિચારમાં જરા આગળ વધીએ.

## શાંતિ જોખમાવતાં તત્ત્વોનો વિચાર

૧ **રાજકીય આક્રમણ :** હાલ બ્રિટિશ પ્રજા ભારતમાં તો ખસી ગઈ, પરંતુ હજી તેનાથી એ નીતિનો સર્વાંગે સ્વીકાર થઈ શકતો નથી. આફ્રિકા, મલાયા, બ્રિટિશ ગીયાના એ તેનાં જ્વલંત ઉદાહરણો છે. મોરક્કો, ઇંડોચાઈના, ભારતીય ફ્રેંચ સંસ્થાનો, – પોર્ટુગીઝ સંસ્થાનો,...રાજકીય આક્રમણનાં જ્વલંત ઉદાહરણો ! અશાંતિ અને યુદ્ધને એ કેટલાં પ્રેરે છે તે આપણે નિત્ય જોઈ શકીએ છીએ. કોઈપણ રાજ્યનું, કોઈપણ રાષ્ટ્રનું, કે કોઈપણ વર્ણનું રાજકીય આક્રમણ હવે શાંતિ અર્થે સમૂળું અટકી જવું જોઈએ.

(૨) **યુદ્ધનિષેધ :** હવે જ્યારે આંતરરાષ્ટ્રીય સંઘો, વ્યવહારો, કાયદાઓ અને રાજનીતિ પૃથ્વી ઉપરનાં મોટાં રાજ્યોએ સ્વીકાર્યાં છે ત્યારે યુદ્ધથી કોઈપણ પ્રશ્નોનો નિકાલ કરવાની રાજનીતિ બાજુ ઉપર મૂકી દેવી જોઈએ અને લશ્કર તથા શસ્ત્ર સરંજામ ઉપર અંકુશ અને અંતે સંપૂર્ણ બંધી સ્વીકારવાની માણસાઈ સર્વ રાષ્ટ્રોએ સ્વીકારવી જોઈએ.

(૩) **ભૂખમરો, ગરીબી, નિરક્ષરતા અને અનારોગ્યની નાબૂદી :** ભૂખમરો, ગરીબી, અભણપણું, અનારોગ્ય, એ વિશ્વ-

અશાંતિનાં મોટામાં મોટાં કારણો છે. સમાજરચના, રાજ્ય-રચના, અને આંતરરાષ્ટ્રીય રચના એક જ ઉદ્દેશથી થવી જોઈએ. પ્રથમ પોતપોતાની સીમામાંથી આ કારણો નિર્મૂલ કરવાના કાર્યક્રમને અમલ આપવું જોઈએ. સત્તા અને ધન આ કારણોને ઉછેરતાં રાખશે તો એ બંનેને માથે જોખમ છે, એ સમજાય એવું સત્ય હોવા છતાં, ઝડપથી અમલમાં મૂકી શકાતું નથી એ માનવજાતનું મહા દુર્દૈવ છે.

(૪) **વાદ અને વિરોધમાં સુંવાળાશ:** મૂડીવાદ સાચો કે સામ્યવાદ? ઈશ્વરવાદ સાચો કે અનીશ્વરવાદ? રાષ્ટ્ર સાચો કે રાષ્ટ્ર-સમૂહવાદ સાચો? આવા આવા વાદને અંગે માનવજાતને દરેક રીતે એટલી બધી ઉશ્કેરી મૂકવામાં આવે છે કે એમાંથી તણખા ઝરે છે અને યુદ્ધો પણ નીપજે છે. મર્યાદિત માનવી વાદ–વિરોધની ધમણો ફૂંકતો અટકી જાય તો વિશ્વશાંતિની જાળવણી વધારે સાચી બને.

(૫) પ્રત્યેક રાષ્ટ્રનાં રાજકારણ પ્રજાકીય ભાવના ઉપર એવી ખુલ્લી ઢબે રચાવા જોઈએ કે એમાં સંશય, શંકા, વહેમ અને જાસૂસીને ઓછામાં ઓછું સ્થાન મળે. મૂડીવાદી સમાજ-રચનાના આદર્શ સરખા અમેરિકા–યુ. એસ. એ.–અને સામ્યવાદી રચનાના આદર્શ સરખા રશિયા–યુ. એસ. એસ. આર.–એ બંનેએ પોતપોતાને લોકશાહી તરીકે ઓળખાવ્યા છતાં. લોકશાહીને ન સમજાય, લોકશાહીથી ન સ્વીકારાય એવાં કેટલાંય ડહોળાણો રાજકાજમાં ઉત્પન્ન કર્યાં છે કે જેથી જનતાનો તટસ્થ ભાગ બંને પ્રત્યે શ્રદ્ધા ખોઈ નાખે છે.

હમણાં હમણાં વધેલું અમેરિકાનું વાંકાબોલાપણું, ધાકધમકી, સત્તા અને સમૃદ્ધિનો મદ, અને સામ્યવાદનું વર્ચસ્વ ન વધે એ બહાના નીચે આખા વિશ્વના રાજકારણમાં

તેણે કરવા માંડેલી ભયંકર દખલગીરી, અને સામ્યવાદને ગુન્હાઇત વાદ તરીકે ઠરાવવાની ઘેલી ઝનૂની ઝુંબેશ એ વિશ્વની શાંતિને ડહોળી નાખનારાં મહા તત્ત્વો બનતાં જાય છે, એ અમેરિકન જનતા જેમ બને તેમ વહેલી સમજી જાય તેમ વધારે સારું છે. એવી ને એવી સાવચેતી સામ્યવાદી સમાજે પણ રાખવાની જરૂર છે. રશિયા અને ચીને નૂતન સમાજ–સર્જનનો ભવ્ય અને ધ્યાન ખેંચે એવો પ્રયોગ શરૂ કર્યો છે. મૂડીવાદનાં બેકારી, ગરીબી, નિરક્ષરતા અને અનારોગ્ય જેવાં કેટલાક પ્રજાકીય લક્ષણો દૂર કરવાના તેના પ્રયોગો જરૂર માર્ગસૂચક છે; છતાં એની આસપાસ ઊપસતું દિગંતનું વાતાવરણ, બળજબરીનો ભાસ, રાજદ્વારી વિરોધ પક્ષોનું નિકંદન અને સહુને માથે લટકતી તલવાર સરખા આરોપોનો સંભવ જરાય શાન્તિવર્ધક નથી એ સામ્યવાદી વિચારસરણી જેમ બને તેમ જલદી સમજી લે તો તે વધારે સારું છે. કોરીયાનો ઉચ્છેદ, સામ્યવાદી અસર નીચે આવેલાં પડોશી રાજ્યોની અશાંતિ અને ઑસ્ટ્રેલીયામાં પેટ્રોવે માગેલી શરણાગતિ સામ્યવાદના રાજકારણને આદર્શ બનાવતી નથી.

(૬) અશાંતિનાં કારણોની યાદી લંબાવવાની બહુ જરૂર નથી. છતાં સ્થાનિક અને આંતરરાષ્ટ્રીય સર્વ વિશિષ્ટ કારણો શોધવા અને દૂર કરવા માટે જે દીર્ઘ શિથિલતા હોય તે સર્વ અશાંતિનાં જ કારણો લેખી શકાય.

ગાંધીજીના ગુજરાતની ફરજ

એવે પ્રસંગે સર્વ શાંતિવાદીઓની–ખાસ કરીને ભારતના શાંતિવાદીઓની–અને તેમાંય ગાંધીજીના ગુજરાતની એ ફરજ બની રહે છે કે તેણે—

૧. શાંતિવાદી બનવું. જેનો અર્થ અહિંસક બનવું એવો જ થાય છે.

૨. વિશ્વશાંતિના સર્વ પ્રયત્નોને સમર્થન આપવું.

૩. વિશ્વશાંતિ વ્યાપક બને એવા સર્વ પ્રયત્નોમાં સક્રિય રીતે જોડાઈ જવું—જેમાં પક્ષવાદી રાજકારણથી દૂર રહીને પણ ગરીબી, ભૂખમરો, અનારોગ્ય અને નિરક્ષરતા ઝડપથી ટાળવાના સર્વ અહિંસક માર્ગોનો સમાવેશ થાય છે.

૪. યુદ્ધો અને શસ્ત્રાન્વયને બદલે, લવાદી અને વિશુદ્ધ માનવન્યાયને આપણે ઝઘડા સોંપી દેવાની વૃત્તી વધારે અને વધારે કેળવવી.

૫. અને વિશ્વમાં માનવશાંતિ સ્થપાય નહિ ત્યાં સુધી સહન કરવા માટેની ભવ્ય તૈયારીઓ પણ કરવી પડશે જેમાં આપણા સુખનો અને આપણને પ્રિય થઈ પડેલી છતાં ટૂંકી પડતી માન્યતાઓનો ભોગ પણ આપવો પડશે!

## મારી માન્યતા ક્યારની છે?

આ મારી માન્યતા આજની નથી. વીએના પરિષદમાં જઈ આવ્યા પછીની નથી. મૉસ્કોની શાંતિ સમિતિના અતિથિપણા પછીની નથી. એ માન્યતા ગાંધીજીના પ્રથમ અહિંસક અસહકાર સંચલન પછીની છે અને તે સને ૧૯૨૪ માં મારી લખેલી પ્રથમ નવલકથા 'કંથ'થી શરૂ કરી 'દિવ્યચક્ષુ' 'ભારેલો અગ્નિ' અને 'પ્રલય'માં થઈને આજ સુધી ચાલુ રહેલી છે.

વિશ્વશાંતિને હું વિજય ઇચ્છું છું. કારણ એમાં જ સહુનો વિજય છે! અને કોઈનો પણ પરાજય નથી!

['નાગરિક'—તા. ૧૬-૫-૧૯૫૪]

## ચક્રવાત માનવી

### બુદ્ધિ—માનવી સુદર્શન ચક્ર

માનવી એટલે બુદ્ધિમાન પ્રાણી પશુપક્ષીથી માનવીને જુદો પડતાં કેટલાંય લક્ષણોમાં મુખ્ય લક્ષણ બુદ્ધિ ગણાય છે. માનવીને સ્ફુરણા તો છે જ—પશુપક્ષીઓની માફક. પરંતુ એની પાસે વધારામાં છે બુદ્ધિ - જે માનવ સિવાયનાં પ્રાણીઓમાં બહુ જ હળવા પ્રમાણમાં હોય છે—નહિ જેવી! એ બુદ્ધિ વડે માનવીએ પ્રાણીવર્ગમાં શ્રેષ્ઠ સ્થાન પ્રાપ્ત કર્યું છે. માનવી કરતાં અતિ ઘણો બળવાન હાથી માનવીના અંકુશને તાબે છે. માનવી કરતાં ઘણી વધારે ગતિ ધરાવતો અશ્વ માનવીની ગાડીએ જોડાય છે. માનવી કરતાં વધારે ચપલ ચિત્તો અને વાઘ માનવીથી ભાગતા ફરે છે. બલવાન વૃષભ માનવીનાં હળગાડે જોડાય છે અને વિકરાળ નાગ માનવીના કરંડિયામાં આવી ડાહ્યો બની પુરાઈ રહે છે. માનવી કરતાં અંગબળમાં ચઢિયાતી પ્રાણીસૃષ્ટિ ઉપર માનવવિજયની ધજા ફરકે છે. માનવી એટલે પ્રાણીસૃષ્ટિનો ચક્રવર્તિ! બુદ્ધિ એ માનવીનું સુદર્શન ચક્ર!

### એક મુઠીમાં સ્થળ—બીજી મુઠીમાં કાળ

આ બુદ્ધિનાં કેટલાંક સુંદર પરિણામો આવ્યાં. આપણે વિજ્ઞાનથી એ પરિણામો ગણાવવાં શરૂ કરીએ. પ્રાચીન ભૂતકાળમાં આપણે નહિ ઊતરીએ; પરંતુ એકાદ શતકનો જ વિચાર કરીએ તો... વહાણોમાંથી સ્ટીમર થઈ, ગાડામાંથી આગગાડી અને મોટરકાર થઈ;

એક તો મનોધર્મવિજ્ઞાન – માનસશાસ્ત્ર – જેમાં ઊંડા ઊતરી મેં Complexes – ગ્રંથિઓ – શોધી કાઢી છે, જેના ઉકેલમાં માનવ-દર્શનની ચાવી રહેલી છે. તમને અણગમો આવે છે? તમને ભય લાગે છે? તમને કામદેવ પીડે છે? – એ દેવનાં શસ્ત્રો આપણી પ્રગતિ સાથે જરા વધતાં જાય છે એવી શાસ્ત્રીય નોંધ થઈ ચૂકી છે! તમારો દેહ ખેંચાય છે? તમારા જ્ઞાનતંતુઓ તૂટું તૂટું થઈ રહ્યા છે? માનસશાસ્ત્રના અભ્યાસમાંથી મેં Psychiatrists – માનસ ઉપચારકોનો એક નિષ્ણાત વર્ગ ખીલવ્યો છે જે તમારા સઘળા માનસિક રોગોને મટાડી દેશે! મટાડી નહિ દે તો પણ રોગનું નિદાન જરૂર આપશે! એ ભૂવા જેવો ભડકામણો ભલે લાગે! માંત્રિકો અને તાન્ત્રિકો જેવા એ ચાળા ભલે કરે કરાવે! તમારી પાસે તમારા ભૂતકાળના કંડિયા ઉઘડાવી અંદરથી સાપ, વીંછી અને ઘો ભલે સળવળાવે! એને નિહાળી પીછેમુખ ન કરશો. દર્શનની એ માનવ-જાતને વર્તમાન બક્ષિસ છે! અને એ અમેરિકન શિક્ષણ-ઉપાધિ લેઈને આવ્યો હોય તો...દર્દ ન હોય તો પણ એની પાસે જજો! તમને ન દેખાતું—છતાં કોઈ ને કોઈ છૂપું માનસિક દર્દ એ પકડી તમારાં હાથમાં મૂકી દેશે!

### સાપેક્ષવાદની સમવડ

અને માનવીની બીજી દર્શન સિદ્ધિ તે સાપેક્ષવાદ – Relativity – જેનું સ્પષ્ટ ગણિત સ્વરૂપ ઉપજાવનાર વિજ્ઞાનવિદ્ આઈન્સ્ટીન હજી જીવે છે. તમને ભારતીય સંસ્કૃતિનું ઘણું અભિમાન હોય તો તમે જાણીને રાજી થશો કે જૈન દર્શનના સુપ્રસિદ્ધ સ્યાદ્-વાદમાં આ વાદનો ભણકાર સંભળાય એમ છે. માનવજીવન ઉપર એની ઘણી મોટી અસર થવાની શકયતા રહેલી છે. એમ કહેવાય છે કે આઈન્સ્ટીન દીધા સાપેક્ષવાદને પૂર્ણ રીતે સમજનાર આખી દુનિયામાં આઠ નવ કરતાં વધારે માણસો નથી જ. પૂર્ણ રીતે તો

નહિ તો અપૂર્ણ રીતે તો સાપેક્ષવાદને હવે ઘણાય સમજે છે...
અને વિશ્વમાં કશું જ પૂર્ણ સત્ય નથી એમ કહેનાર પણ સાપેક્ષવાદ! સત્ય બીજી વસ્તુને પડછે જ સત્ય હોઈ શકે! વેદાન્તના **અહં બ્રહ્માસ્મિ**ના સિદ્ધાંતે હિંદવાસીઓને જેટલી આચાર વિચારમાં મુક્તિ આપી હતી એથી પણ વધારે વિસ્તારમાં અને વધારે પ્રમાણની મુક્તિ આ સાપેક્ષવાદ આપે છે એ જાણી સહુને હર્ષ થવો જોઈએ. ગણિતની દૃષ્ટિએ બહુ કપરો ગણ.તો સાપેક્ષવાદ જીવનની દૃષ્ટિએ બહુ સુગમ અને સરળ બનવાનો ગુણ ધરાવે છે. પાપ છે તો પુણ્યની ગણતરી. પાપની અપેક્ષાએ – પાપના સાપેક્ષપણાને લીધે આપણને પુણ્યનું દર્શન થાય છે. ગુનો છે માટે ન્યાયની ભાવના જન્મી, ગુનો જ ન હોત તો ન્યાયનો પ્રશ્ન જ કયાં રહેત? ગરીબી છે એટલે આપણને ધનિકપણું દેખાઈ આવે છે...ગરીબીને પડછે આબાદી!...આબાદી સત્ય કયારે બને! જયારે એને પડખે ગરીબી સત્ય તરીકે ઊભી હોય ત્યારે જ.

## પાપપુણ્યથી પર—માનવી

એટલું જ નહિ...એ સાપેક્ષવાદ પાપને પુણ્ય અને પુણ્યને પાપ, હિંસાને હિંસા અને અહિંસાને હિંસા, જૂઠને સાચ અને સાચને જૂઠ પણ બનાવી શકે છે એ જાણીને આપણો મહાકુશળ વકીલ વર્ગ જરૂર સ્મિત કરશે. ખૂન કરવું એ પાપ છે. પરંતુ સૂતેલા જર્મનોને અંગ્રેજો બૉમ્બ ફેંકી મારી નાખે અને સૂતેલા અંગ્રેજોને જર્મનો બૉમ્બ ફેંકી મારી નાખે એમાં પાપ મનાતું નહિ. દગાઈ કરવી એ ભારે ગુનો. પરંતુ દુશ્મનોને થાય આપવી એ દગાઈ નહિ પરંતુ યશસ્વી કાર્ય ગણાય છે. કારણ? પાપ અને પુણ્ય, સાચ અને જૂઠ એ સર્વ ભાવ સાપેક્ષ હોય છે! અંતિમ સત્ય કે અંતિમ જૂઠ આ જગતમાં છે જ નહિ! માનવજીવનને આ નૂતન વાદ દ્વારા ઘણી સગવડ મળી છે – પોતાના વિકાસ માટે.

## માનવી પોતે જ સત્તાધીશ

માનવ બુદ્ધિના વિકાસની કથા લખતાં પાનાંનાં પાનાં ભરાય એમ છે—ગ્રંથોમાં પણ છે. એના રાજકીય પ્રયોગો જોઈએ. પ્રાચીન કાળમાં ધર્મગુરુ રાજ્ય કરતો હતો. એ ન ફાવ્યાં એટલે રાજા અને ધર્મગુરુના બે ભાગ પાડી નાખ્યા. પછી તો અમીરશાહી આવી, શાહીવાદ આવ્યો, અને હવે દુનિયાના મોટા ભાગના રાજનીતિજ્ઞો માનતા થઈ ગયા છે કે હવે પ્રજા રાજ્ય કરે છે, લોકશાહી પ્રવર્તે છે અને રાજ્ય એ પ્રજાને માત્ર સક્રિય હાથ જ છે, જે કાંઈ થાય છે એ પ્રજાને નામે અને પ્રજાને વાસ્તે જ! આમ રાજકારણમાં પણ માનવ બુદ્ધિએ અંતે પ્રજાને—જનનાને—પગે ચાલતા માનવીને જ સત્તાધીશ બનાવ્યો છે! નહિ? માનવી ચક્રવર્તિ છે. માનવીની બુદ્ધિ મહાચક્ર છે.

## છતાં...જો જો! માનવીની બુદ્ધિ ભસ્માસુર ન બને!

આ મહા બુદ્ધિશાળી માનવીએ સ્થળ જીતી પૃથ્વીને મુઠ્ઠીમાં સમાવી દીધી!...છતાં માનવીને રહેવા માટે દસ હાથ જેટલી જમીન એને મળતી નથી! માનવજાતનો મોટો ભાગ વગર ઠંડીએ પણ ટૂંટિયું વાળી સુએ છે—જો એ સૂઈ શકતો હોય તો!

પૃથ્વીના આ માનવ ચક્રવર્તિએ પૃથ્વીપડમાંથી ભર્યા ભર્યા ભંડારો ઉપજાવ્યા. અનાજ—એટલું બધું કે ઘણું કોઈ કોઈ માનવ-સમૂહને દરિયામાં ફેંકવા પડે છે!...અને તોય ચારે પાસ ભૂખમરાની બૂમ! ભૂખમરો બુદ્ધિ નીચે ઉપરવટ જઈ રહ્યો છે!

કપાસ, ઊન અને રેશમનાં ભવ્ય કરખાનાંથી પૃથ્વીનું પડ ધમધમી રહ્યું છે. કેટલાય છેલબટાઉઓ અને મોહનારાણીઓ એ પહેરી પોતાનો આયનાને ભરી દે છે!...પરંતુ જેટલાં પહેરે છે એથી વધારે વસ્ત્રવિહીન છે એ જોવા જરા આંખ જ ઉઘાડવાની જરૂર છે. બહુ વસ્ત્રોની માનવીને જરૂર નથી એવો બોધ જરૂર

સાચો છે. પણ તે કોને માટે? જેની પાસે એક વસ્ત્ર નથી તેને માટે? કે જેની પાસે કબાટ અને પેટીઓ ભરેલાં વસ્ત્રો છે તેમને માટે!

સૂર્યની સાથે શર્ત કરી હું એને પાછો પાડી શકું! પરંતુ તે ક્યારે? હું વિમાનમાં બેઠો હોઉં ત્યારે! અને વિમાનમાં જનતા-લોક-પ્રજા બેસી શકે છે ખરી! વ્યાપારમાં કમાતા ધનિકો, દુનિયાનું ભલું કરવા નિત્ય દોડતા રાજદ્વારીઓ અને મારકાપની કળામાં નિષ્ણાત સૈનિક અમલદારો સિવાય વિમાન જોવાનું પણ કોને મળે છે?

બુદ્ધિએ ઉપજાવ્યું ઘણું. પરંતુ હજી એ બુદ્ધિને વહેંચતાં આવડયું નથી. સહુને મળી ન શકે એવા ઉત્પાદનની માનવજાતને શી જરૂર છે? એક હથ્થુ ઉત્પાદન અને નફો આ તેની બુદ્ધિ વગર ચલાવી લેવામાં શી હરકત છે? શાપ બનતી બુદ્ધિ વગર માનવીને ચાલી શકશે. માનવીનું બુદ્ધિચક્ર અતિ તેજ બને એના કરતા એની ધાર સહજ બુઠ્ઠી બને તો વધારે સારું.

એ ચક્રની અણી–ધાર ચક્રવર્તિ માનવીને પોતાને જ આજ તો વાગી રહી છે. હવે બુદ્ધિને ઠંડી પાડી માનવી પોતાની સિદ્ધિઓને વહેંચવા બેસે તો વધારે સારું.

એ ચક્ર માનવીની પોતાની જ ગરદન કાપવા તૈયાર ન થાય ભસ્માસુર પોતાના હાથ પોતાને જ મસ્તકે મૂકી ન દે!...

['નાગરિક'—તા. ૧૬-૮-૧૯૫૩]